# बत्रीस पुतळीनी वारता. 



प्रख्यात कवि शामळभटे दोहरा, चोपाइ

अने छपामां रचेली

ते

છપાવી પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર જગજીવન દલપતરામ




અમદાવાદ

યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"

ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી.





સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

કીમ્મત ૩ રૂપીઆ.

# बत्रीस पुतळीनी वारता.



## વારતા ૧ લી, હરણની.

**નંદા નામની પેહેલી પુતળી બોલેછે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

છપા. પરણમુ દુંદાળો દેવ, શેવ કરૂ એક ચિતે; કમળજ તનયા શરણ, ચરણ પુજુ દો પ્રીતે. ત્રીભુ વીરંચી ઈશ, શીશ નામુ કર જોડું; સશી શેશ રવી ચંદ્ર, ઈંદ્ર આરાધુ કોડે. નમું રૂશીને પાય, સાહ્ય સબ દેવ જો કીજે; સકળ કવીતાં શુભ, સીધ વિચારી દીજે. ગુરૂ ઇષ્ટ મુજ માત, તાત બ્રાહ્મણ માહા જોગી; ગીતા ગ્રંથ અભેદ, વેદ પંડીત બ્રહ્મ ભોગી. એકાદસ માહા રૂદ્ર, ભદ્ર ભૈરવ બટુ કાશી; છપન કોડ ચામુંડ, મુંડ માળા ઉર રાખી. કેહે શામળ સહુને નમું, અરજ એ ચિતમાં ધરો; વીક્રમ ચરિત્ર વરણવ કરૂ, પ્રીત ધરી પુરણ કરો. દોહરા.

વાક્વાદની પરણમું, ગણપત પુજુ પાય; કરૂણાદ્રષ્ટ અવીલોકતાં, બુધ પ્રફુલીત થાય. રાજેશ્વર રાધે રમણ, જાંનકી જીવણ રામ; મટે કોટી પાતીક સકળ, જપતે નીરમળ નામ. તીરથવરત એ નામમાં, પંડીત પુન્ય કરોડ; જપ તપ સાધન નામમાં, માટે રહું કરજોડ. દામોદર દયાળજી, કરૂણાનીધ કૃપાળ; ગદાધર ગીરીધર નમુ, ગોવીંદ ગોપાળ. આદ્ય શક્ત તું ઈશ્વરી, કર કોટી પરણામ; સામી દેવી સંખલપૂરી, બહુચર બાળા નામ. શામળ કેહે હું મંદમતી, ઇછુ મોહોટું કાજ; વીક્રમાર્ક મહીમા કહુ, રાખો માહારી લાજ. સંસ્કૃત કાળીદાસ કૃત, નરખ્યો ગ્રંથ જે નેહ; તે પ્રાકૃત પ્રીતે કરૂ, તમ કૃપાથી તેહ. શીગોડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ; પીતઃ પુરશોતમ તણો, કેહે કવિ શામળદાસ. તેણે એ પ્રાકૃત કર્યું, પ્રીતે બુદ્ધિ પ્રમાણ; તે સીહજપતી રખીદાસને, જુકતે કીધુ જાણ. ગુણ સાગર ગુજર ધરા, માતર પ્રગણા માંહ; વાસણ વંશે અંશપત, ક્ષી કાઉજી કુળ તાંહ. મનજી સુત રાજસરખી, સકળ કળા ગુણસાર; લેઉઆ માંહે લાજ જશ, દલ રૂડે દાતાર. વીરેશ્વરજી વીશ્વપત, ખરી નવખંડે ખ્યાત; મોદીક મણ બે તાંદુળ ચડે, તેતો કૌતક વાત, પરતક્ષ પીંડુ પૃથ્વી વિશે, કૌતક સરખુ હોય; મહીમા એ માહાદેવનો, કળી શકે નહી કોય. રૂડી કીરપા રખી ઉપરે, પ્રીતરીત પુર પેર; કરચું નવાણ કો કારમું, ગંગા આંણી ઘેર. એક પરમારથ એ કર્યું, બીજુ ધાર્યું મન; પંડીત તેડ્યો પ્રીતશું, જોગ પુરૂષ જે જન. ઘણ પરકાર સંતોશીઆ, ખાન પાન ધન ધાન; વસુધા વસ્ત્રાવિવિધે વીધ, દીધાં બહુ વીધ દાન. પંચ પુત્ર પ્રસીધશુ, મનજી સુત રખીદાસ; વઉહથ સુત વેણી ભડો, શોભા તે ઘરવાસ. શુભ શીક્ષા તેને દી, પવિત્ર પુન્યની પેર; તેણે પંડીત તેડીઆ, ઘણા હેતથી ઘેર. પુરાણ પરમારથ તણું, કરો રૂડા કવિરાજ; પરમારથ પ્રીતે કરૂ, કામ દસેદી કાજ. ભગત ભાટ ભુપત સમો, સુરસંગ ગુણ જ્ઞાન; પુત્ર પરસણ પીંગળ તણો, તે ગુણ સાગર સમાન. તે કારણ રખીએ કર્યું, કૃશ્નાર્પણનું કાજ; જશ જગ બાવે વિસ્તર્યો, રાખી લક્ષ્મીવર લાજ. રખીએ રખી સખી કરચા, કીધો ગ્રંથ પ્રકાશ; જે બુધ દીધી સરસ્વતી, વાંણી એજ વિલાસ. ઈંદ્ર થકી ઉતપત હવો, ગરધવ સેન રાજન; ત્રંબક સેન બેટડી, પરણ્યો રૂપ રતન. ત્રંબક ઘડ તેણે રચ્યો, રાજ રૂપ એક અનુપ; અકળીત કામ ભારે કર્યું, વીસ્મે પામ્યો ભુપ. ઉતપત તેની આવશે, આગળ એ સંદેહ; નીશા સમે તે દેવતા, દાહાડે ગરધવ દેહ. બાળી ત્વચા ગરધવ તણી, તે અગ્નીની માત; દર્દંતર થયું નગ્રમાં, વરત્યો મહા ઉતપાત. રાણી નારી તે સમે, ઉદરે ગરભાધામ; રૂષી આવ્યા જઇ સુત [illegible], વીક્રો ધર્યું તે નામ. ઉજેણી

નગરી વિશે, જીત્યો વીર વૈતાળ; પામ્યો રાજ તે નગ્રનું, કરી પ્રજા પ્રતિપાળ. કર્યું રાજ
ભ્રતખંડનું, એક છત્ર અનુદીસ; પંચ ડંડ જીતી શક્યો, ધરચું છત્ર તે શીશ, વિક્રમા એક અજી-
તછે, પરદુઃખ ભંજન નામ; સહોદર પરનારનો, કર્યા કોટી પર કાંમ. જોતીષ શાસ્ત્ર શુભ સકળતે,
જેવા યુધિષ્ટીર હોય; અકળીત કામ તેણે કર્યાં, બીજો ન કરે કોય. છપ્પો.—સુંદર સરસ સ-
રૂપ, ભુપ સુભુપણ અંગે; સકળ કળા ગુણ જાણ, માન્ય રાચે અતી રંગે. ચતુરે વિદ્યા ચઉદ,
લેખ લક્ષણ બતરીસે; સીલ્પ શાસ્ત્ર છવીસ, છતે ગુણ રાગ છત્રીસે. ચોરાશી આસન ભેદ, વેદ
આકરણી વાંણી; પીંગળ પાઠ પુરાણ, ગ્નાન જોતીશ જુગ જાણી. લઘુ લાઘવી વિદ્યાએ, પરવેશ
કરે પર કાયા; ગતી સ્વર્ગ પાતાળ, રચે દેવતાઇ માયા. દુત દયા માહા ધીર, વીર ધનુર ધર ધારી;
ગઉ બ્રાહ્મણ પ્રતિપાળ, સહોદર જે પરનારી. પરદુઃખ ભંજણ સુખ કરણ, સત જુગ તે સાખી
જુઓ; શામળ સહસ ધીર, વીર અજી વિક્રમ હુઓ. ચોપાઈ. અંક્ષવતી આપે અવતર્યો, પરદુઃખ
ભંજણ પ્રીતે પરવર્યો; દુશ્મન વીર સાહસ ધીર, અજીત જીત્યા જેણે વીર. સ્વરગ મૃત્યુ પાતાળે ગયો,
એક છત્ર ચક્રવૃતી થયો; કર્યા ધર્મ પુન્ય મારગ ઘણા, શક બંધાણા જોતીશ તણા. તેહ તણું
વાંચુ મહીમાય, સુણતે પાંચે પાતીક જાય; જેવું રામાયણ પરમ પવિત્ર, તેહ સમું એ હું વિક્રમ ચ
રિત્ર. દુતરણાં જશ મહીમા ઘણો, પૂન્ય પ્રતાપ જશ મહીમા તણો; સુણતે પુન્ય હોયે જે આજ,
ફળે મનવાંછીતનાં કાજ. વંઝા નારી પામે તન, દુરબળ જન તે પામે ધન; પુન્ય પદારથ ઉપર
ભાવ, સ્વપ્નામાં તે ના આવે તાવ. માંહાંકાળેશ્વર કીરપા કરે, સકળ વિઘન હરસીધી હરે; વિક્ર-
મસેનનું સુણે ચરીત્ર, પરીઆ પંચોતેર હોય પવીત્ર. મહીમા કેહેતાં ન લઉ પાર, સતયુડા માંહે
કરણ ચાર. દોહરા. પાળ્યુ રાજ પૃથ્વી વિશે, ધળહળ ઘણા ધરસુત્ર; પ્રજા પાળી પ્રીતશુ, જેમ
પોતાના પુત્ર. વીક્રમ કેરા વંશમાં, મહીપત મોહોટો મુંજ; સીંહલ સુત શીરોમણી, તે ભમ નીવારણ
ભુજ. મુંજે બત્રીજો મારવા, મોકલીયા ચંડાળ; પતીત વનમાં પરવર્યા, બીહીન્યો મનમાં
બાળ. બત્રીસ લક્ષણો બાળકો, બીહીનો મનમાં તેહ. સમસ્યા લખીને મોકલી, ભાગ્યો મન સંદેહ.

શ્લોક. ॥ માંધાતાસમહિપતિકૃતયુગેलंकारभूतेगंतो । सेतुर्येनमहोदधौक्षीतितलेकांसादसासांत
क॥अन्येश्चापीयुधीष्टिरोप्रभूतयोयावतभवनभूतले नैकेन्यापीसमंगता वसुमतिमुंजतयायससो १॥

દોહરો. થઇ કરૂણા કાકાજીને, દુરમત કીધીતાજ; સુભ બુદ્ધિ જોઇ સુંપીયું, ભોજ ધા-
રાનું રાજ. (તે ભોજ કેવોછે) છપ્પા. કાંમ સમાને રૂપ, ભુપ દુરયોધન દામી; દાતા કરણ
સમાન, કોક જેવા મહા કાંમી. સત્યવાદી હરીચંદ્ર, ઇંદ્ર જેવા રક્ષણકારી; સુર્ય તણા પરતાપ,
અગરત સમો આચારી. અમર તપે સુભ વેણ, નેણ દોય અમૃત ભરીયા; રદે બહુ વીશાળ, ભાલ
શુભ રેખા કરીઆ. કુળાચાર કર કરમ, ધરમ શાસ્ત્ર નવ લોપે; સભા પંડીત સોહે પાંચ, સુક્ષ
કવી કાળી ઓપે. કવીજન જાચીક ભાટ, ઢાઢ ચારણ ગુણ ગાવે; વિપ્ર વખાણે વેદ, ચરચ
હરી ગુણ ભાવે. દાતા ભોજ બારે હુવા, નહી ઉણમ રોધ સીધ કશી; કેહે શામળ સુખ ભો
ગવે, પુન્ય વાત જેને મન વશી. ધારા નગરનો રાજ, કાજ કરે શુભ રીતે; પુન્ય વરતે પુરમાંય
પરજા પાળે બહુ પ્રીતે. વીપ્ર પાળે ખટ કરમ, ધરમશુ સંધ્યા સાવે; ક્ષત્રી ચઢે રણમાંહે, અહરની
શ આરાધે. વૈશ કરે બ્યાપાર, સત્ય વેહેરત વેહેરંતા; કરે દાન વિશેશ, પુને ભંડાર ભરંત
દ્વિજની કરે શેવા સહુ, વરત આચરતા વદે; કરે કીરતન ગુરૂ ગામ, નૃત્ય વખાણે નાદે. પતીવ્રત
સહુ નાર, બાર સંતીનો આંણે; દેવ સમાન શેવ, પુત્ર મા બાપને જાણે. રામ રાજ સરીખ
ભોજ રાજ કરે જ્યાંહાં; શામળ કેહે વસુધા ફળે, મેહ માગ્યા વરસે ત્યાંહાં.
ચોપાઈ—દેશ માળવ શુભ ધારા ગામ, ભોજ રાય નરપતનું નામ; વાર નગરમાં વરણ અઢા
સતધરમ રૂડો આચાર. ગરૂ [illegible] જ મહામત માજંગ, અશ્વ અબલખ અતી ઉજવળ અં

ધવળ ધોરી રઢીયાળા રથ, શુભ કામે રાજા સમરથ. પાવક પુરા પુંઠે પરવરે, જડીત્ર શુભ છતર જે ધરે; નહી નગર ધારા સમતોલ. ચો ચો ધડ ઓબારી પોળ, એકસો દસ દરવાજા વળી, બારી બતરીસ ભ્રાંતે શુભ ભલી; પરાં પંચાંણુ પંદર વાટ, નવા રેંહેંટ પાણીના ઘાટ. બસેં બાર કુવા વાવડી, પુરણ રેંહેંટ પુંઠળ વાવડી; ફુલી વાડી વનફળ ફળ્યાં, ભાર અઢારે મહીપર મળ્યાં, એવી નગર તણી શોભાય, કનક શીંહાસન બેઠો રાય; પરદેશ પંથી ચાલે વાટ, બોલે જશ ભલેરા ભાટ, ચારણ તે ચતુરાઇ દાખવે, નાગડ લક્ષણ બહુ લાખવે; પંડીત પંદરસેં સુજાણ, જોશી જુગતે બોલે વાંણ. નવું કવિત કરી લાવે જેહ, પામે લાખ સવાયો તેહ; ભંડારથી જાચીક પાછો વળે, હુકમ લાખ અઢીનો કરે. એવાં પુનનાં કરે નિત્ય કામ, બમણુ ભોજ પડાવ્યું નામ; વીવીધ નિત્ય વાજાં વાજંત, બંદી જન બહુ જશ બોલંત. નૃતકી નાચે આઠે પોહોર, જય જય શબ્દ બોલે તે ઠોર; ઘોષ નાદ નિશાને ઘાય, હાશ્ય ગીત યથારસ થાય. વાજે તાળ તાતી મરદંગ, ઘેર ઘેર વરતે ઓછવ રંગ; દુંદભીના ડમકારા થાય, અંતરીક્ષથી સુરીનર ગાય. પેહેલુ' નામ ભોજજ ચડયું, બમણું ભોજ પુનેથી પડયું; માઘ પંડીત મન ગમતા માન, કાળીદાસ સરખા પરધાન. માત કાળી પરસન જેહને, આશીશ દે એવા તેહને; ખરી વાત તણો જે ખોજ, ભીક્ષૂકનું પીઅર તે ભોજ. માગણ કેરૂ એ મોસાળ, વખાંણે જન ઊપર વાહાલ; કલ્પ તરૂવત કળીયુગ વીશે, ભારે નહી ભોજભડપએ. માહારાજ મોટો ભડભુપ, કંદ્રપ સરખુ જેનું સ્વરૂપ; અવનવા આપે હોય ઇંદ્ર, નવ લક્ષ તારામાં જેમ ચંદ્ર. ભાનુમતી જેની શ્રીમતી, અષ્ટ સહસ્ત્ર પટરાણી અતી; શીવ શક્ર સમારથ ધરમ, કુળ આચાર કરે સહુ કરમ. સુર્ય ઉગે આપે સત ગાય, પછે ભુમીથી મેહેલે પાય, દંતધાવન કરી દેદાન, મહીપત દે બ્રાહ્મણને માન. નાહી ધોઈ દેવતાર્ચન કરે, હીમ મોહોર થાળીમાં ભરે; નઉતમ વિપ્રકો આવે જેહ, પામે દાન સવાયાં તેહ. દાન પુનનો ન લહુ પાર, સહુ સુખી છે વરણ અઢાર; કરેચાં કામ નિત ભોજે ઘણાં, કયમ વીખાણ કરૂ તે તણાં. દુઃખ નહી કોને નહી શોક, કરમ અનુસારે વરતે લોક; એને જાચક કોઈ અડે, તેનું દુખ અરણવ જઈ પડે. એની દ્રષ્ટે ન આવે રાંક, તેમાં શો દાતાનો વાંક. દોહરો—ભોજ નગરે બ્રાહ્મણ હરી, આપે પરમ પવિત્ર; સોની સાથી તેહનો, મનનો માંન્યો મીત્ર. કેહે સોની તું વિપ્ર સુણ, મુજ સાથ વિદેશે આવ્ય, શામ દામ ભેદ કરી, દ્રવ્ય ઘણેરો લાવ્ય. કરાવ્ય મંદિર ને માળીયાં, ઊંચા કરચ અવાસ; સુખ ભોગવો સંસારનાં, લીલા લેહેર વીલાસ. અમરત વચન અદકાં કહ્યાં, રીઝયો તે રૂષીરાજ; કેહેતાં સમંરધ ઘર તણી, આવે અદકી લાજ. અંગે પેહેર્યું વસ્ત્ર જે. ઉદર પોખ્યુ અંન; એહ રીધછે આપણી. માહારાજ વીખાણે મન. ચિંતા મ કર ચીંતની, જેમ તેમ કાહાડો દીસ; થોડેક દીવસે આવશું, સુખ કરશે જુગદીશ. ચોપાઈ—એક વિપ્ર બીજો સોનાર, બેઉ જણ પળીયા પંથ અપાર; પૂછે ગામ એક બીજુ લોક, નીશા પડે ત્યાંહાં વાસો રેહે. પશ્ચિમ દેશ પરી આંણુજ કર્યું. સુંદીર સાગર અરણવ ભરયુ; દીઠુ ઘેરયુ નિરમળ નીર, વસે ગામ એક તેના તીર; ગુણ સાગરે સરખુ તે ગામ, ઠરી રેહ્યા બે તેણે ઠામ. નલકાપુર નામે કેહેવાય, વીજેપાળ ત્યાંહાંનો છે રાય. રેહયા ઉતરયા તેને ઠામ, વળગ્યા બે પોતાને કામ; વિપ્રે તો માંડી નિશાળ, લઘુ વેશ રાજાનો બાળ; વિપ્રને રાયે દીધાં માન, સોંપ્યો પંડીતને સંતાન; રાત દિવસ રેહે રાજાને ઘેર, પુત્ર ભણાવે રૂડી પેર. તેજપાળ કુંવર નિત્ય ભણે, ગુણ સઘળા સેખામાં ગણે; વરસ થયાં એમ કરતાં બાર, ત્યારે મનમાં કરયો વિચાર. સોનીએ પેદા કીધા દામ, ત્યારે સંભારચાં અરભક ગામ; અરભક નારી ચિત્તમાં ચડી, આવ્યો વિપ્ર પાસે તે ઘડી, આવો સાથે તો સીગ્ર કીજીએ, નહી તો વેહેલી શિક્ષા દીજીએ. દોહરા—વિપ્ર કહે તેજપાળ સુણ, માહારાજ સાંભળ મુજ વાત; જો આપો મુજ આગના, તો જાઉ સોનીની સાથ. વાટ જુએ ઘેર બ્રાહ્મણી, બીજાં નાહાનાં તન; અનાથ ઘરમાં તેહને, નહી હોય તેને અંન. રાજા

કહે રૂશીજી સુણો, ત્યાં ગયાનો શો અરથ; વિશ્વાસ આવે જો મિત્રનો, તો મોકલો ઘણેરો ગરથ.

**ચોપાઈ**—ભુપત કહે સાંભળરે બ્રહ્મ, કહુ સોની કેરૂ કરમ; તસ્કર સહુ તણો સરદાર, કોડ વસા જાણો સોનાર. સોની તણો વિશ્વાસજ કરે, તે ડાહાપણ પોતાનું હરે; મોકલશે ધન આપી જેહ, ક્ષેમ કુશળ પોહોચે નહી તેહ. કેહેતામાં ન કરશો કોપ, ગુરૂ વચન કરૂ કેમ લોપ; કહે વિપ્ર સોની છે મિત્ર, પરમ સાધુને પુણ્ય પવિત્ર. ના આપો તો કોહો આડો આંક, શીદ કાહાડો સોનીનો વાંક; વિપ્ર વચન પરમાણજ કરયાં,રતન ચાર લેઇ આગળ ધરયાં; વસ્ત અમુલક છે એ સહી, વાવરે ખાતે ખુટે નહી; સુપ્યાં રાએ બ્રાહ્મણ હાથ, વિપરે ચલાવ્યાં સોની સાથ; તુજ ભાભી હાથે આપજો, કુશળ વાત માહારી થાપજો; મિત્ર મારગમાં પંથે પળ્યો, વિપ્ર વળાવી પાછો વળ્યો; વાટે જાતાં કરયો વિચાર. માલ અમુલખ અપરમપાર; એ વિપ્ર છે દુરબળ રાંક, માહારા કરમનો મોહોટો આંક; કરૂ ઉપાય પરપંચી પેર,રતન ચાર રાખુ મુજ ઘેર; આવ્યો ઘેર તે પોતા તણે, ભામની આગળ મોહોટમ ભણે; ઇષ્ટ દેવ અમને તો ફળ્યો, રતન ચાર તે વેગે રળ્યો; સામાને આપ્યાં સાટીયાં, ખાટ તળે ઊંડાં ડાટીયાં; તેડ્યા જણ પટલીઆ પાંચ, લોભ દેખાડી પરઠી લાંચ; બ્રાહ્મણી પાસે તેડી ગયો, ખબર કહીને સાચો થયો. વિપ્ર થોડેક દિવસે આવશે, કરમ અનુસારે ધન લાવશે; એમકુશળનો કહ્યો વિચાર, ચાર હુન આપ્યાં તે ઠાર. બ્રાહ્મણે જે સોંપ્યાં મને, આ પંચ દેખતાં આપુ તને; તે નારી રળીઆતજ થઈ, કુશળ આપ ધણીની લહી. એક હુનનાં વસ્ત્રજ કરેચાં, બીજાંનાંતો તૃણજ ભરેચાં; ત્રીજુ દેવાદાર લેઇ ગયો, ચોથુ ઘર સંચરામણ થયો. દીન પુંઠે દીન ચાલ્યા વહી, રતન વાત વીસારે રહી; રાજાની વિદ્યા પુરણ થઇ, વિપ્ર આગળ વાતંજ કહી, તમો પધારો જી તમ ઘેર, ભોગવો ગ્રહસ્થાશ્રમ શુભ પેર; અખુટ ગ્રથ મોકલીયો જેહ, ખાઓ પીઓ ને ખરચો તેહ. વળી કહો'તો આપુ ઘણું, વાટે જોખમ જીવજ તણું; તુંબી પાત્ર લેઈ વિપ્રજ વળ્યો, ઠાલો માલો પંથે પળ્યો. આવ્યો ઘેર વાટેથી વહી, વધાઇ વીનતા આગળ ગઇ; દીધાં માંન કીધાં ભોજન, મળવા સકળ સહોદર જન. સોનીને પણ જાણજ થયું. આવ્યો મળવા દુઃખજ ગયું; કુશળ વારતા કોડે કહી, નીશા અરધી તે વેળા ગઇ. સહુ સહોદર મંદીર ગયાં, નર નારી બે ગુંજે થયાં; કાં દરીદ્ર વેઠતું નાર, ગરથ ઘણો છે તાહારે બાર. કેમ કરી કીધાં જતન, મોકલ્યાં ચાર અમુલક રતન; લાવો નંગ તે ક્યાં મુકીયાં, નથી વટાવ્યાં તે ચુકીયાં. કરો મંગળ પરણાવો બાળ, ઉતારો માથાની ગાળ; ઊંચા મેહેલ કરો આકાશ, ભોગવો લીલા લેહેર વીલાસ. સહોદર સહુ તેડો સંગ, આભુશણ ઓપાવો અંગ;જગ્નદાન માહારૂદ્ર કીજીએ, મનુષા દેહનો લાવો લીજીએ. સુણ્યાં વચન કંથ કેરાં ઘણાં, પ્રલે થયાં નર નારી તણાં; ફોગટ દાહાડા ખોઇ આવીયો, નથી દામ ખોટો લાવીયો. રત્ન રત્ન ઝંખે છે કંથ, થયો ઘેહેલો આવંતો પંથ; ધન ધન કેહેતાં જીવજ જશે, હાંણ હુંશ કરતાંમાં થશે. નારી કેહે સુખે નિંદ્રા કરો, જર તણી ઝંખના પરહરો; કુંભી ટળકે જાએ પ્રાણ, લોક હસારત ઘરમાં હાણ. ઘર પામ્યા તો ઘણુંએ ધન, એમ કરીને વાળો મન.

**દોહરો.** વાત સુણી વીનતા તણી, વદે વીપ્ર અપાર; સોની સાથે મોકલ્યાં, રત્ન અમુલક ચાર. કહે ઘેલો વીનતા સુને, વીપરીત બોલો વાણ; જુઠુ જો બોલુ અમો, તો ઇશ્વરની આણ. કામની કહે સુણ કંથજી, આપ્યાં ચારેજ હુન; તર્ત તે દાહાડે ખરચીયાં, તેની આણી તુંન.

**ચોપાઈ.** માહા ચિંતામાં રાતજ ગઈ, પ્રાતઃસમેની વેળા થઈ; કહે પોતાની વીતગ પેર, ગયો વિપ્ર સોનીને ઘેર. સાબાશ અક્કલ રૂડી તાહરી, તેં ચિંતા જાણી માહરી; રત્ન ચાર તે ઘેર રાખીયાં, સ્ત્રી જાણીને નથી આપીયાં. હસે સોની ને બ્રાહ્મણ રૂવે, તેહ અનુચર દ્રષ્ટે જુએ; દસ બીશેક સાંપ્રત ધાઇયા, સહુ સાથ જોવા આવીયા. **દોહરો.** કહે સોની મેં આપીયાં, તાહારી સ્ત્રીને હાથ; પડ ગળે કો પારેખને, નહી ચાલે મુજ સાથ. પંચ પરમાણીક દેખતાં, જુવતી હાથે જેહ;

પોહોર દીવસ હતો પાછલો, તે વેળા આવ્યાં તેહ. ધરમ સભાઇપો રામછે, રાજા ભોજનું રાજ; બીજી વાર ગળે પડે, તે નહી આવે કાજ. ચોપાઈ. માહોમાંહે રાડજ થઈ, તે ખબર રાજ દ્વારે ગઈ; બ્રાહ્મણ બ્રાહ્મણી ને સોનાર, ગયાં સમીપે રાજ દુવાર. ભુપતે પરથમ પુછયું બ્રહ્મ, ન કરીશ કુડુ આપે કરમ; પછે બ્રાહ્મણીને પુછી વાત, મેહેલ્યો કાંન ઉપરે હાથ. પૂછયું સોનીને તે રાય, આપ્યાં કે નામુકર જાય; રાજાજી બ્રાહ્મણનું ધન, નવ રાખે કોઇ દુરીજન. બ્રાહ્મણ ધનનો જે ભોગીઓ, દસ અવતારે સુધી રોગીઓ; આવતાં વાંત નથી ભાળીયાં, તરત એ નારીને આલીયાં. અગ્ની માંહે કેયમ હાથ ઘાલીએ, વિપ્ર જર તો નવ ઝાલીએ; રાજા કહે સાંભળરે ભાઇ, એ વાત કો લાવ ગુહાઇ. તો તો તું સાચો જાણીએ, પંચ કહે તે પરમાણીએ; નથી કરયું મે કાચુ કામ, લીધાં પંચ જણાનાં નામ.. દોહરો. પંચ પરમાણીક બોલીયા, સાંભળ સત્ય સુજાણ; ચાર વસ્ત સોંપી સોનીએ, દીઠુ દ્રષ્ટ પરમાણ. રાજાને કંઈ સાન નહી, કાને સાંભળે વાત; વિપ્ર તે જુઠો ઠરયો, ખરી સોનીની ખ્યાત. ચોપાઈ. બીજાને સુળી દીજીએ, વિપ્ર જાતને શું કીજીએ; એણે કરયું જો આવું કામ, તજાવો પોતાનું ગામ. એમ કહી ગયા ઘર માંહે, નર નારી ઝાલ્યાં બે બાંહે નગર થકી બાહાર નીસરે, જુઠાં જુઠાં સહુકો કરે. સાખી સાથે સોની જોડ, હીંડે મનથી મોડા મોડ; ગામ ભાગોળે ટીંબો એક, એહ જાગ્યનો વડો વિવેક. વિપ્ર કરે એક બેતી તાંહે, માળો ટીંબા ઉપર જ્યાંહે; જે કો લોક મોહો આગળ જાય, પોંખ ત્યાં સુખેથી ખાય. આપવાને ઉતરે જાહરે, પાડે બુમ આપે તાહરે; મલેચ્છે તારો મહીપતિ, ઉતરયા ત્યારે દરીદ્રી અતી. તે ઠેકાણે બે સે ગોવાળ, વરણ અઢાર તણાં જે બાળ; એક તે માંહે રાજા થાય, બીજા સહુ તેની પરજાય. બતરીસ લક્ષણો બુધવંતો ગોપ, આજ્ઞા કોઇ કરે નહિ લોપ; હસે સોનીને બ્રાહ્મણ રૂએ, તેહ વનચર દ્રષ્ટે જુએ. દસ વીશેક સાંપ્રદ ધાઇયા, સહુકોને બાંહે સાહીયા; ગોપ આગળ જઇ ઉભા કરયા, હાથે ઘેર મુતારા ધરયા. જે કો જુઠી બોલે વાંણ, મારી મુતારે લેઇશું પ્રાણ; પુછી હકીકત લીધો પાર, મન માંહે તે કરયો વિચાર. સોની કહે મેં આપ્યા કથી, કહે બ્રાહ્મણી પોહોત્યાં નથી; આપ્યાં આપ્યાં કહે લાંચીઆ, ભોજે અમને કીધા સાચીઆ. કહે ગોપ જે સાચા થાય, તે મલપતા મંદિર જાય; જુઠો જે પડે આ દીસ; મારી મુતારે ભાગુ શીશ. કહો વાત સાચી સાથમાં, આપો પંકદ નીલાં હાથમાં; જેણે જેવાં દીઠાં હોય. તેવાં ઘડી આંહી લાવો સોય. દોહરા— એક એક કેડે દસ જણા, ઝાલ્યા લઠા જાણ; કોને કો નવ કહી શકે, ક્ષણમાં લેશે પ્રાણ. ચારે શાક્ષી જુજુવા, મનમાં પામ્યા કષ્ટ; કેવાં રતન કરી આપશુ, નથી દીઠાં જે દ્રષ્ટ; કોણે ઘડો કોણે સખો, કોણે કુલડી કીધ; તરફડતાં સહુ ધ્રુજતાં, આવી અંત દુઃખ દીધ. ચોપાઈ—જેના મનમાં જેવાં અડયાં, તેણે તેવાં ઘાટે ઘડયાં; આણી આગળ ઉભા કરયા, ચારે શાક્ષી જુઠા ઠરયા. દીઠાં હશે તાહારે સહુ સાથ, જુજુવાં ઇધાંણ ઘડયાં કયમ હાથ; નીચુ જોઈ રહ્યા તે ચાર, પ્રતિ ઉતર ન થયો તે ઠાર. વળતાં ગોપને આજ્ઞા દીધ બાંધીને ચોમેખા કીધ; દીધો માર મુતારાં તણો, બુઆપાત કરે બહુ ઘણો. સાચુ બોલ્યા જણ તે ચાર, જ્યારે નવ સેહેવાણો માર; પેટ અરથે લાંચે લોભીઆ, કરયું કરમ જુઠુ બોલીઆ. સુણી સત્ય મોકલીયા ઘેર, પછે પકડી સોનીની પેર; ઊંધુ મસ્તક ને ઊંચા પાય, ઉપર માર મુતારા ખાય. સોની સાચી બોલ્યો વાંણ, જાણ્યું નિશ્ચે લેશે પ્રાણ; રાખ્યાં ઘેર કરીને જતન, ઘરમાં દાટ્યાં છે ચાર રતન. રત્ન મંગાવ્યાં તે સાથમાં, આપ્યાં બ્રાહ્મણના હાથમાં; નર નારી રળીઆતજ થયાં, ચાર રત્ન લઇને ગયાં. દોહરા—ગોપ રાય કહે ગોપને, જુઠા એ પરચંડ; શામ વદન કરી ફેરવો, એને એવો દંડ. ગોપ ઘણેરા ઉઠીઆ, ઝાલ્યા બેહુ તે દીસ; શામ વદન કરી ફેરવ્યા, ગામ ઉઘાડે શીશ. નગર માંહે લેઇ ગયા, ભોજ ભાળો છે જ્યાંહ; પુછી પેર પરધાન ને, કહી રાવળે ત્યાંહ. ન્યાય આપણો ચુકવ્યો, ગોપ રાખે તે વરત; રતન

ચાર સોની તણાં, તેજ અપાવ્યાં તરત. રીઝયો એવું સાંભળી, રાજાને પરધાન; છડી અસ્વારી નિસરચા, દીધાં ગોપને માંન. આસ્વાસાન અદકી કરી, જે રાજાની રીત; અનેક શમશા ચાતુરી, પ્રીછી છે બહુ પ્રીત.

ચોપાઈ—પુછ્યા બીજા બહુ પરપંચ, પ્રતિ ઉતર આપ્યા શુભ સંચ; ઉઠયો ભોજ ભડ માગી શીખ, ન આંણી ગોપે મન બીક. વખાણ કરે સહુ વીસ્મે થાય, એટલે ત્યાં તો પડી નિશાય; ગોપે ધેન હાકયું છે તાંહ. સહુકો આવ્યું નગરજ માંહ. લોકે જોયો નાહાનો બાળ, ત્યાંય ચુકવ્યો તે ગોવાળ; તે રાજાએ તેડ્યો પાસ, બોલાવીને દીધી આશ. તેમાં નહી અકલ કે સાન, વનચર રોઝ જેવું હોય રાન; રાજા પ્રધાન જોયો ઉદવેશ, નહીં અકલ એમાં ઉપદેશ. દોહરા—વજીર રાયે વિચારીયું, નહીં કાંઈ એનું કામ; આસન બેસે એ જ્યાંહાં, તેહ અમુલક ઠાંમ, રાજા લક્ષણ આગળો, તેવો છે પરધાન; ધડ હુતો જે ગોપનો, ખોદાવ્યો રાજાન. માળો ઘાલ્યો તો બ્રાહ્મણે, તાંહાં સુધી ખોદી ભોમ્ય; કાહાડ્યું શીંહાસન કારમું, રવી મંડળ જેમ વ્યોમ. જળ સુધી ભુમી ખણી, અમુલક અપરમપાર; નિસર્યું તે રતને જડ્યું, શીંહાસન શુભ સાર. ( શીંહાસન કેવું છે )

શ્લોક. रत्नजडीत्रसुवर्णस्यछत्रचमरसंयुतं, द्वादशवीशनमोहारी: कनकपुतळीकासुचं.

ચોપાઇ. ઇંદ્રાસન થકી અવતવું, તત્વ ત્રીભોવન કેર હવું; રવી ઉદે હુઓ હોય જેમ, ઉદ્યોતકાર દીઠું તે તેમ. સુર લોક સહી આસન જસુ, આણ્યું ભોજ સભામાં તસુ; સુર્ય કાંત મણીછે જડીત્ર, પંચ ડંડ કરે શીર છત્ર. પંચ પરથાર સોના સુતળી, બત્રીસ પુંઠે બાવન પુતળી; બત્રીસ ગજ ગોળા આકાર, હાથ હાથ પૂતળીકો ડાર. પદમનીથી દીસંતી વડી, સ્વએ વિધાતા હાથે ઘડી; કોને કર વેણાને તાળ, કોના કરમાં યંત્ર રસાળ. વદન સરદ પુનમની જોત, આણ્યું તે આસન ઉદ્યોત; વસ્ત્ર શણગાર દીવ્ય દામની, નહી ભુતળ એવી ભામની. શોભા દીઠી આસન તણી, લાગી ખાંત રાજાને ઘણી; તેડ્યા પંડીત જોશી સીધ, પુશારકનું મુહુરત લીધ. રાજા ભોજે કરાવ્યું કામ, શુભ મંગળ છે ઠામો ઠામ;વાજે મૃદંગ ઢોલ.નીશાણ;ઝળહળ જોત ઉદ્યો છે ભાણ.સૌકોને તો દીધાં માંન, લીધાં લક્ષ સવાયાં દાંન; પાન ફુલ રાજા વેંહેચશે, શુભ શીંહાસને બેસશે. જોવા મળીછે વરણ અઢાર, ગુણ ગાંધરવ છે અપરમપાર; પંડીત જોશી મંત્ર મંત્રીશ, રાજકળી છતે છત્રીસ. વાજાં વાજે શુભ ચોહોંવાટ, જશ બોલે ભુપતના ભાટ; ચારણ લોક ચતુરાઇ કરે, ભલો ભલો એવું ઉચરે. સુભમુહુરત શુભ વેળા થઇ, ચીંતા મન તણીતો ગઇ; શુભ ગંગોદક માર્જન કર્યું, ધ્યાંન ઇષ્ટતણું તો ધર્યું. સમર્યું નારાયણનું નામ, આસન બેસવા ધાલી હાંમ; પરથમ શીંહાસન શુદ્ધ કરયું, પુષ્પ ચંદનને કુમ કુમ ધરયું. વેદ મંત્ર કીધો અભીષેક, પુજ્યા પરવત પાડ અનેક; અશ્વ ગજરથ ધેનુને ધન, સંતોષ્યા જાચીક બહુ જન. પગ આસન મુકે જેટલે, નંદા નામ બોલી તેટલે. દોહરા. અચરત પામ્યો અતી ઘણું, ભોજરાય ભડભુપ; બોલી નંદા પુતળી, જેનું શુભ સ્વરૂપ. સરવ સભા વીશમે થઇ, અચરત દીઠું પ્રૌઢ; કનક પુતળીએ કહી, થઇ રહ્યા દીગમુંઢ. પગ એચી કર જોડીઆ, નાં કહી તે કુણ કાજ; કોનું આસન કુણ બેસસે, તે કહો અમને આજ. નંદા નામ કહે પુતળી, ભોજ સુણો આ ઠામ; શીંહાસન વિક્રમ તણું, પર દુઃખભંજન નામ. ઇંદુ થકી ઉતપત હવો, સુરપુર માહાધીર; હરસીધ હજુરી તેહને, જીત્યો અજીત વીર. ચકવે રાજ તેણે કરયું, સઇકો ચાલ્યો જેહ; સહોદર પરનારનો, નારાયણશું નેહ. અહરણી અવની.કરી, અહરનીશ આનંદ; નરપત તે નવખંડનો, વીક્રમાબ્રક તે ચંદ. તે સરખો દાતા થશે, તે બેસે એ ઠામ; બીજો શીંહાસન પુજશે, નહી બેહાનું કાંમ. કહો વાત તે વીરની, સાચી તે મુજ સાથ; ભોજ કહે મેં માનીયું. બેહુ જોડી બે હાથ. કેહે નંદા સુણ રાયજી, પોહોચાડું તુજ આશ; આદ વાત ઉતપત હવી, કેહે કવી શામળદાસ. નંદા કેહે સુણ નરપતી, પાંચે પાતીક જાય; ઘેર બેઠાં ગંગા મળે, પુરણ પાવન થાય. એહ ચરીત્ર જે

સાંભળે, મનમાં આણી ભાવ; ટાઢો ઊનો ચોથીઓ, સ્વપ્ને નાવે તાવ, **ચોપાઈ.** દેશ મુખ્ય એ મોહોટું કામ, તીરથ જોગ્ય ઉજેણી ગામ; નદી ક્ષીપ્રા ગંગા સમતુલ્ય, મોહોટું ક્ષેત્ર મુકિતનું મુલ્ય. નગર ઉજેણી છે અતી સાર, જેવું ઇંદ્રાસન અતીસાર; નવતેરી નગરીનું નામ, ધરમવંત બાધુ છે ગામ. સાહક હરસીધી મમાએ, છપન ક્રોડ તણા જે રાએ; માહાકાળેશ્વર જોતી સ્વરૂપ, ભક્ત વત્સળ જે ભારે ભુપ. મુકિત ક્ષેત્રમાં મહીમા ઘણો, અતી પ્રતાપ ઉજેણી તણો; અખીલ પુન્ય માટે અનુપ, વિક્રમસેન સરખોછે ભુપ. સતવાદી વસે સહુ લોક, નહી કોને બાધી કે શોક; સદાવૃત આપે બહુ સતી, પતીવૃતા શેવે શુભ પતી. બ્રાહ્મણ આદિ અઢારે વરણ, હરી કથા સુણે નિત્ય કરણ. તિરથ જાત્રા વરત આચરે, આંણુ નિત ધરમની ફરે. હવડાં સંક્ષેપે કહુ વાણ, આગળ થાશે નગર વખાણ; રાજકળા છત્રીસે સુરે, નરપતમાં ઇશ્વરનું નુર. વાજે તાળ મૃદંગને વંસ, સહુ લોકમાં ઇશ્વરનો અંસ; ગંગા સમાને ક્ષીપ્રાનાં નીર, સીદ્ધ વડછે તેની તીર. વસે સીદ્ધ ચોરાશી ત્યાંહ, બાવન વીર બેલે તે માંહે; ગાંધ્રવુ છે પ્રૌઢ મચાણ, ભુતાવળ સઘળીનું રાન. ચોસઠ જો ગણીઓ માહાસુધ. અવર નગર નહી એ સમતુલ; વસે વીર મોહોટો વઇતાળ, ભુત પ્રેત વંતર માહાબાળ. જક્ષકીનરને ગંધરવી ઘણા, સહચર નીશાચર નહી મણા; શીદ્ધવડ ફળ્યો બહુ સાખ, જ્યાં ચેટક ચોરાશી લાખ. હાકપતી વસે એક ડાળ, બીજે અષ્ટ ભૈરવ માહાકાળ, અનેક ડાળાં બીજાં જુગત, તેમાં રહે પોતે હરશકત. ચાચર દેવ્યા ગામજ તણી, જેની માયાછે અતી ઘણી; વિક્રમાર્ક કેહેવાણો આપ, તે સરવ હરસીધી પ્રતાપ. દુઃખ ના વ્યાપે કોની દેહ. મનવાંછીત વરસે છે મેહ; ફળે વનસ્પતી ભાર અઢાર, ચોર ચુગલ નહી ભય લગાર. કરે લોક સહુ ઘરનાં કાજ, રામ સરીખુ ચાલે રાજ; વાચા અવિચળ નીરભે ધીર, પરદુઃખ ભંજન વડહથ વીર. સહોદર પરનારી તણો, ગઉબ્રાહ્મણ પર નેહજ ઘણો; તેણે કીધાં કામજ જેહ, કહુ સંક્ષેપે તુજને તેહ. આહેરી એક નગર વસંત, કરે ચેટક હણે નીત જંત; નામ નરપતીઓ નિતે જાય, કરે અચેટક દાહાડી વનમાંય. એક નારીને ચ્યારે તન, વડોછે આહેરી જન; પશુ વેંધીને લાવે પાર, નહી બીજો મન ધરમ વિચાર. તેના કુળનું કારજ કરે, પશુ વેંધી તે પેટજ ભરે; વાંણું વાએ વનમોઝાર, સાંજે લાવે અદકો આહાર. એક દિવસ તે બાધે ભમ્યો, સેહેજે વીત્યો સંધ્યા સમો; આહાર ન આવ્યો તેને હાથ, તેણે વિચાર્યું રૂદયા સાથ. ઠાલો ઘેર જઇ શું કરૂ, સ્ત્રી સંતાન આગળ શું ધરૂ; રહુ વનમાંહે બધી રાત, મળે આહાર મુજને પરભાત. એવો ઘાટ તેણે મનમાં ઘડ્યો, એક વૃક્ષ વડ ઉપર ચડ્યો; વાઘ સીંહનો ભય મન ધરી, રહ્યો વડલા ઉપર ડરી. તે સામે એક ચરચા થઈ, નીશા રહ્યો વડ ઉપર જઇ; સ્વપ્ના માંહે દેખીએ જેમ, પ્રતક્ષ કઉતક દીઠુ તેમ. અકસ્માત આવ્યા જણ સાત, આડા દીધા તેણે હાથ; અસંખ્ય લોક એવે આવીયા, કનક તણું આસન લાવીયા. ઇંદ્રાસન સરખો તે ઘાટ, તે વડ હેઠળ મેહેલ્યો પાટ; તે ઉપર બેઠો એક હરણ, ફરે છત્ર હરણને શરણ. અતીશે કોમળ રૂપ અપાર, કનકાસન બેઠો કળીઆર; સોના શીંગડી અતીઅમુલ્ય, મુસ્તક મુકતાફળની ઝુલ્ય, પાએ ઘુઘરી ઘમકે ઘણી, શી કહુ શોભા હરણજ તણી; મૃગ મોહોટો બેઠો તે રાજ, પાસે ઉભા શેવક કાજ. કેટલાએક તો ચમર કરે, કેટલાએક છત્ર શીર ધરે; કેટલા તો વીંજણ કારણે, કઈ પ્રતિહાર ઉભા બારણે. અકળીત એક વાસ્યુંછે ગામ, દેવલોકના જેવા ઠામ; અનેક મેહેલ મેડી માળીયાં, ગોખ જડીત્ર શોભે જાળીયાં. પીતાંમ્બર પાથરીઆ પાટ, કનક તણી ચોબાખાટ; નગર પાછળ કોટ નુવરંગ, પરાં શેહેર માણસનો સંગ. અશ્વ ગજ રથ પાયક ઘણા, અલખત અતી માંહે નહી મણા; દોશી કણીઆ પારેખ બહુ, દીઠાં વરણ અઢારે સહુ. મણી માણેક ભારે ભંડાર, અલખત અદકી અપરમપાર; જેવી શોભા નરપત તણી, તે થકી શોભા દીઠી ઘણી. બેઠો વડ આહેરી જુએ, મનમાં હરખે મનસુખે; મુખથી કાંઇ ન બોલે વાચ. જાણે

દેખુ સ્વપ્નુ કે સાચ. એવી રચનાનો નહી પાર, જોતાં વીત્યા જામજ ચાર; એવે પુરવ ઉગ્યો અરૂણ, આળસ મોડી ઉઠ્યો હરણ. સભા સહીત તે બેઠો થયો, જાળે જાંખરે નાહાશી ગયો; નગર સરવ અલોપજ થયું, સહુ સહુને ઠેકાણે ગયુ. ફરી ફરીને બાધી જોય, માનવ દ્રષ્ટ ન આવ્યું કોય; જોતે કાંઇ દ્રષ્ટે નવ પડ્યું, આહિરીને અચરત અડ્યું. ગયું નગર લોકને ઘડ, રહ્યો આહિરી વૃક્ષ વડ; કરે આલોચ વીમાસણ મનં, કોઇ વાત ન જાણે અન્ય. હસતો રમતો આવ્યો ઘેર, સ્ત્રી આગળ માંડી કહી પેર; કો આગળ કહી ને શું કરૂ, ભારે વાત હઇડે કેમ ધરૂ. નારી કહે કાંઇ નથી ફાવીગો, માટે ડોંગ એવી લાવીયો; તાહારા સમ જો સાચી વાત, દ્રષ્ટ ભરી જોઇ મે ખ્યાત. માનની કેહે દેખાડો મુને, તો સાચો જાણું હું તુને; કરે વાત મન માંહે પુર, એવે મેરજ બેઠો સુર. સ્ત્રીને પોતે તેડી સાથ, આવ્યો વનમાં પડતે રાત; વડ ઉપર ચડીયાંછે એહ, નર નારી મન આણ્યો નેહ. પેહેલે દીવસે દીઠીતી જેમ, તેવી શોભા દીઠી તેમ; તેવું નગર ઘર તેવા લોક, સાચું માન્યુ શામાએ શોક. તેવો હરણ દીઠો તે ઘડી, આસન ઉપર બેઠો ચડી; નીશા આખી કઉતક નરખી યું, બનેનું હૈડું હરખાયું. પ્રાતઃસમે તે થાનક હુઓ, હરણ ઉઠી જાળામાં ગયો; એટલે સમરધ સઘળી ગઈ, રણભોમ્યહતી તે રહી. એટલે હેઠળ ઉતર્યા નર નાર, તેમણે મનમાં કર્યા વિચાર; દીઠી શોભા એહ અનુપ, જઈ ચેતાવ્યો ભારે ભુપ. માહારાજ રાજ કઉતક એક હોય, મહીમા કળી શકે નહી કોય; તેડ્યો બાધીને એકાંત, ભાગી આપ મનડાની ભ્રાંત. નૃપતે માની સાચી વાત, તેડ્યો બાધી પડતે રાત; પેહેલે દાહાડે મેંનો લહ્યું, તે માહારી ઘરૂણીને કહ્યું. સ્ત્રી ભરથાર મળી બે ગયાં, દેખી રચના સુખીઆં થયાં; મોહોટા છો મહીપત માહારાજ, આવ્યોછું કેહેવા તમકાજ. કહ્યો બોલ મેં તમને તે ખરો, એ ઉપર ગમે તે કરો.

દોહરો. એહ વચને આનંદીઓ, વડહથ વીક્રમવીર; નઉતંમ વાત નરખી તમો, તેડી જા તે તીર. કરો વાતથી વાયદો, કહ્યું આપ ઇધાંણ; સાંજ સમે તે સંચરયા, ગ્રહી ધનુષને બાણ. એકાકી તે એકલો, તેડ્યો બાધીને સાથ; નીશા સમે બે નીસરયા, ગ્રહી હથીઆરાં હાથ. વડ શીખરે તે બેઉ ચડ્યા, ધીર વીર જન જેહ; દીઠી રચના કારમી, સુંણીતી કાને તેહ. તેવું છત્ર તેવું ચમર; તેવા લોક સહુ સાર; તેવો ઘડ તેવું નગર, તેની શોભાનો નહી પાર. રતન સમરધ કંઇ કોટીધા, ગરથ હીમ ભંડાર; દીઠી રચના એ દેવની, કીધો મન વિચાર. મનોહરમાં દળ વાજતે, રાજ રીત સુભ રંગ; વરણ અઢાર વસે સહુ, અધીપત રીઝ્યો અંગ. એમ કરતે રવી ઉગીઓ, ઉઠ્યો હરણ અનુપ; એહ કરામત એહની, ચિત્તમાં ચેત્યો ભુપ. દાનવ કહે એ દેવતા, હરણરૂપ એ આપ; જો મૃગીયાને મુકીએ, તો તો બેસે શીર પાપ. દાવો દુત મૃગીઆ રમણ, એ ક્ષત્રીનો ધરમ; ચતુર નર ચુકે નહી, કુળ કલંક શીર કરમ. તતક્ષણ ચાંપ ચડાવીયો, પુંખે પુરો બાણ; કહ્યી ને મારયો હરણને, તતક્ષણ લીધા પ્રાણ. વડથી હેઠો ઉતરયો, બેઠો આસન તરત; આણ વરતાવી આપની, શીર સોહાવ્યું છત્ર. ઉગ્યો રવી ઉજેસશું, રાજા બેઠો રાજ; નગર તેવું સ્થંભી રહ્યું, થઈ ન શક્યું તે તાજ. ચોપાઈ. એહેવે એક તાંહાં કઉતક થયું, નગર તો સરવે સ્થંભી રહ્યું; એટલે આવ્યું એક વીમાન, તે દ્રષ્ટે દીઠું રાજન. આવી ઉતરયું વડને શરણ, વીમાન ઉપર બેઠો તે હરણ; ઉત્પતી ચાલ્યું આકાશ, તવ રાજાએ આવ્યું પાસ. કોણ દેવ કોણ હુતુ હરણ, કેમ આવ્યો તો આણે સરણ; આપ વાત પ્રતિ ઉત્તર જેહ, ભાગ્ય મારા મનનો સંદેહ. વળતો હરણ બોલ્યો તે વાત, મઘવા તેતો મારો તાત; પીતા વચન મેં કીધાં લોપ, તવ મઘવાને ચડીયો કોપ. ત્યારે મુજને દીધો શ્રાપ, વનચર વનમાં થા તું આપ; તે પરતે મેં જોડ્યા હાથ, સુરપત મુજને થયો સનાથ. વરસ એક વનચર કાહાવજો, પછે હજુર મારે આવજો; ભોગવ સર્વે તું રાતે સુખ, દાહાડે વચન દેહનું દુઃખ. તમથી વશછે બધું ગામ, લેઇ ન શકે કોઇ તાહારૂ નામ; ઉ

જણપત જે સૌકો ભુપ, વેશ-આવરણે દેવ સ્વરૂપ. તે લેશે પુન્ય કાજે માહા પ્રાણ, સ્વર્ગ આવજો પુત્ર સુજાણ; તાહારી દેહ થશે ત્યાંહાં તાજ, ભોગવશે તે તાહારૂ રાજ. તેહ સ્વરૂપ અવતરીઓ આપ, નથી બેસતું તુજને પાપ; ભાગ્યો સંદેહ સુખીઓ થયો, તે હરણ તો સ્વર્ગે ગયો. મહીપત કેરૂ હરખે મન, આપ્યું રાજ રિદ્ધ માહા ધન; આહિરીને રાજા કહે, તારે ધન જોઇએ તે લહે. પેટ ભરીને મોહોટો આહાર, બાંધી જા તુ ધન ભંડાર; સો પરીઆં સુધી જે ખાઓ, બાંધી ગાંઠડી જુગતે જાઓ; આહિરી વાણી સાંભળી, પોતે મન ગયો પરજળી; ઉપડે એટલું બાંધ્યું ધન, પણ તેનું નવ માન્યું મન. ચતુર રાય તે ચિત્તમાં હસ્યો, વીચાર બ્યાધનો મનમાં વસ્યો. **દોહરો.** રાજા કહેછે બ્યાધ સુણ, જે તાહારે મન હોય; મન મેહેલી મુને કહે, એદ માં કરશો કોય. ધન આલે હરખે નહિ, વારૂ કેહે તે વાંણ; સત્ય કેહે નહી મુજને, તો તારી દેવીની આણ. **ચોપાઈ.** કેહે આહિરી સુણ રાજન, માહારૂ તો નવ માન્યુ મન; મેં તો મારા મનમાં ધરયું, પ્રથમ જાણ મેં તમને કરયું. મૃગીઆ કર્મ એતો માહરૂ, શું એમાં ડાહાપણ તાહરૂ; દોષ દેતો નથી હું તુને, ધીક ધીક મનમાં કહુચ્છું મુને. મૃગને જીવતો મેં મૂકીઓ, દેખાડ્યો તમને તેં ચુકીઓ; પ્રથમ મૃગને જો કરતો ઘાત, રાજ તણી જુગતાઇ થાત. તમોએ માર્યો તે હું મારતે, કનક છત્ર તે હું ધારતે; એવું વિચારી જોયું અમો, ડાહ્યા છો વિચારો તમો. રીઝ્યો રાજા મનમાં હસ્યો, સાચો બોલ બ્યાધીનો વસ્યો; હા ભાઇ હું ભુલ્યો આજ, રીઝીને કરે તું રાજ. સાચું તું બોલ્યો તું આંક, મેહે મારચો તે મહારો વાંક; કુકમતી કોડેથી કરયું, છત્ર આહિરી માથે ધરયુ. બ્યાધી તણી વરતાવી આંણ. એવો પરદુઃખ ભંજણ જાણ; અશ્વ કુંજર રથને ધન, રાજી થઈ સોંપ્યું રાજન. અનમી શેઠ અધિકારી વરણ, તે સહુકો નમાવ્યા ચરણ; મેડી મેહેલ અટારી જેહ, સોંપી સઘળી સમરધ તેહ.

**દોહરો**—સોંપ્યું રાજ તે રાંકને, રાજી થઈ બોલ્યો રાય; સુખ લીલા તે ભોગવો, અમ દીજે આસાય. **ચોપાઈ**—વારૂ કહીને બ્યાધી રહ્યો, અંતઃકરણ ઉલટ નવ થયો; મહીપત તેનું ન માન્યું મન, નબુધ કરી બોલ્યો રાજન. શા માટે હજી મોડો મુખ, કોહો કાંઇ ચિંતા કાંઇ દુઃખ; મન મેહેલી તું ન કહે વાત, ઉણમત્ત કાંઇ ન રાખીશ ભાત. વળતો કેહે આહિરી મર્મ, હું નીચ આહિરી કર્મ; તમ પસાએ પામ્યો રાજ, માહારા મનમાં આવે લાજ. **દોહરો**—વિક્રમે એ સાચુ લહ્યુ, માની કારણ વાત; પોતાની કન્યા હતી, પરણાવી તે સાથ. **ચોપાઈ**—પટરાણી વીખાણે જેહ, આહિરીને સોંપી તેહ; નવખંડના તેડ્યા નરપતી, અવર બીજા આવ્યા છત્રપતી. લખી કંકોતરી ઠામોઠામ, મંડપ રચાયો તેણે ગામ; અનેક રાય તે આવીયા, ભેટ સામગ્રી બહુ લાવીયા.

**દોહરો**—વિક્રમજીતથી લક્ષ ઘણો, વઇભવ પામ્યો વેદ; ચતુર રાય ચરણે નમ્યો, વળતી રહયો શો ભેદ. પુત્રી પટરાણી તણી, લાડકવાઇ લાખ; તે આપી રાજા નમ્યો, ભલો ભલો કહી ભાખ. તે દાહાડે સીમાડીઆ, રૂડુ મનાવવા રાય; પુત્રી પોતાના પેટની, પરણાવી લાગ્યા પાય. વખાણ કરે ત્યાંહાં વિપ્ર સહુ, ભલો ભલો કેહે ભાટ; તે વળા પરણ્યો પ્રેમદા, એક સત ઉપર આઠ. ધન અંનગળ આપીયું, આપ્યા હેમ ભંડાર; કન્યાદાન કરયું કોડથી, શોભા કીધી સાર. એવાં કામ અનેક કીધાં, એક એકથી એક; વરણવ કોણ કરી શકે, વિક્રમ તણા વિવેક. નંદા કહે નરપત સુણો, ભોજરાય ભડ ભુપ; એવા થયો તે અધિપતી, વિક્રમ રાજ સ્વરૂપ. એવાં પુન્ય પરાક્રમ કરો, એવાં દેજો દાન; તો એ આસન બેસજો, પરઠો બીડાં પાન. સક લખાણો શાસ્ત્રમાં, જુધીષ્ટર કેરી જોડ; તે બેઠા એ આસને, હાકી જીતે હોડ. એમ કહો ને પુતળી, આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કર જોડ. શામળભટ કહે બોલજો, જયજય શ્રીરણછોડ.

ઇતિ શ્રી હરણની વારતા સમાપ્ત.

# વારતા ૨ જી, વિપ્રની.

**શુભદ્રા નામની બીજી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

**દોહરો**—શ્રી મુખ્ય શેવું સારદા, હંસ વાહની માત; વેણા પુસ્તક ધારણી, વાંણી વેદ વીખ્યાત. બ્રહ્મ તનયા બ્રહ્મ રૂપણી, બ્રમ વિદ્યા ભરપુર; નિરમળ નામ નારાયણી, નારાયણનું નુર. જેને ત્રુઠી સારદા, કવિ કેહેવાણા કોડ; મત દેયણ તું માવડી, માટે રહુ કરજોડ. બરદાલી બુદ્ધ દેયણી. બોહો ગુણ દેયણ બુધ; ગ્રંથ કરૂ કવિજન કહે. સારદા આપે શુધ, શ્રી ગણપતી ગરૂઓ ઘણું, ગુણનો ધીગંભીર; દુંદાળો દુઃખ ભંજણો, ધર્મ ધોરંધર ધીર. ઈશ્વર સુત સલક્ષણો, સુંઢાળો સમરથ; પુજ્યો નહી જેણે પ્રીતથી, વિદ્યા તેની વ્યર્થ. સીંદુર અંગે શોભતો, મોદીક અમ્રત આહાર; ઉમીયા અંગે ઉતપત હવો, દેવ વડો દાતાર. બટુકનાથ બળવંત બહુ, નોધારાનો આધાર; વર દાતા વર દેયણો, કરતા પુરૂષ કીરતાર. મોરલીધર શ્રી મુગટધર, ધીર ધર શ્રી ધર સત; લક્ષમીવર શ્રી ચક્રધર, શ્રી કમળા વરપત. પંચ વદન પરમેશ્વરો, પંચાક્ષર પર પ્રીત, રૂંઢમાળા રૂદ્રાક્ષધર, વર દેય નિત નિત. નાહાના ભટ ગુરૂને નમુ, કરૂ ગ્રંથ ગુરૂ ગ્નાન; આરાધુ અંન પુરણા, માતા દેયણ માંન. સિંહાસન બતરીસની, પરમારથ પુરાણ; રામ ચરિત્ર જેવું રમણ, જાણે જાણ સુજાણ. પુન્ય વધે પરાક્રમ વધે, વધે ચાતુરી ચિત્ત; અક્કલ વધે ઉપમા વધે, રાજ સભા ગુણ રીત. હેત વધે હરી ઉપરે, વધે હિંમત ગુણ હામ; સત્ય વધે સુરતા વધે, કરે ઘણાં પર કામ. વિદ્યા વિનય વિવેક વર. ભગવંત ઉપર ભાવ; ધીર વધે દ્રઢતા વધે, ( કરે ઘણાં ) નાટક કેરૂ નાવ. ભોજ રાજ ભાવીક ભલો. ધારા નગરનો ધીશ; પુન્ય કરે પરમારથી, અહરનીશ પૂજે ઈશ. સભા પંડિત નિત પાંચસેહે, માઘ સરીખા મુલ; કાળીદાસ કંદ્રપ જશો, બુધ ભારતી તુલ્ય. બમણુ ભોજ પડાવીયું, નિરમળ રૂડુ નામ; ભરત ખંડનો ભુપતી, કરતો રૂડુ કામ. નવું કવિત નવી વારતા, નવું કઉતક નવી ભાખ; તરત ગણી દે તેહને, ટકા શુભ સવા લાખ. કાલા ઘેલા કે દુબળા, તે ધન પામે તરત; નિરમુખ કોઈ મળે નહી, વેદ પાળે એ વરત. ભુપતે કાહાડયુ ભુમી થકી, સિંહાસન અનુપ; શોભાવ્યું સભા વિષે. રઢીયાળુ જેનું રૂપ. નગર ભોજન કરાવીયું, દીધાં બહુ વિધ દાન; જાચક જશ બોલે ઘણા, માગણ પામે માન. શુભ ગંગોદકે શુદ્ધ કરયું, લીધુ રૂડુ લગ્ન; આસન બેસવા મત કરયું, મહિપત થયો મન મગ્ન. પ્રીતે પરદક્ષણા કરી, ધરે શીંહાસન પાય; બોલી સુભદ્રા પુતળી, રેહે રેહે વેગળો રાય. સ્પર્શ ન કરીશ શીંહાસને, નહી તાહારો વેહેવાર; નથી જોગ તું નરપતી, આભડવા અધિકાર. પરદુઃખભંજન સુખ કરણ, કલ્પ વૃક્ષ કેહેવાય; એ શીંહાસન ઈંદ્રનું, બેસે વિક્રમ રાય. તે સરખો દાતા થશે, પર કાંમે દે કાય; પરમારથ વાહાલુ પ્રાણથી, તે ધરે શીંહાસન પાય. બીજો કો બેસે નહી, રાજા મનનો રાંક; પછે પસ્તાશો રાયજી, કાહાડશો માહારો વાંક. ચતુર હોય તો ચેતજો, હુંશ થાશે હાણ; દેહ દુઃખ દાવો થશે. પરઠવા પડશે પ્રાણ. ભોજ કહે ભલે કહ્યું, રહુ જોડી બે હાથ; વખાણ જે વિક્રમ તણાં, તે શોભાવો મુજ સાથ. કેવો દેશ કેવું નગર, કેવું પુન્ય પરિવાર; કેવું રાજને રીધ ઘર, કેવો એ દાતાર. પરાક્રમી પરમારથી, કેવાં કરયાં પર કામ; મહીમા કેવો મહીપત તણો, ઠરી રહુ આ ઠામ. તેવો થાઉ તો પગ ધરૂ, નહી તો કરૂ પુજન; બોલ સાચુ ઉતાવળી ધન આજનો દન.

**ચોપાઈ.**—સુભદ્રા કેહે સુણો નરેશ, તેનો તુજને કહુ ઉપદેશ; ભરત ખંડને જાંબુ દ્વિપ, દેશ માળવો તેતો દીપ. માળવ મુખ્ય ઉજેણી ગામ, મુક્તી પદારથ ઠારક ઠામ; ખરી ગંગા ક્ષીપ્રાની તીર, અતી નીરમળછે જેના નીર. રાય વિક્રમ કેરાં રાજ, અસત્ય અન્યા તનથી તાજ. સકળ લોક સંપતે સુખી, ધરમ પાળે રૂડા માહા રૂખી; અગ્નિ હોત્ર હોમે અતિ ઘણાં. પ્રતિપાળ કરે રાજા તે તણાં; સદાવ્રત અપાવે વાટ, વેહેપારી એવાનાં હાટ; એકુ જનને રૂડો લાગ, રાજા પામે દસમો ભાગ. બાર અઢાર તો સફળે ફળે, માગણને મન માંન્યાં મળે; નરપતીને સહુ ઉપર નેહ, મો

હોના માગ્યાં વરસે મેહ. સુખ સહોદર માંહિ સુખ, દુનીયાં કો નવ પામે દુઃખ; વજીર રાજ રાજાનું કરે. પોતે પર દુઃખ ખોતો ફરે. અહરનીશને આઠે જામ, કરે રાય પરમારથ કામ; પંચ દંડ જીતી જશ લીધ, અહો રાત જેણ્રે અવની કીધ. બીજો થયો હોય વિક્રમ પખે, તો જોતીષ શાસ્ત્ર શકમાં લખે; જશ જીતી જગતનો લીધો, દલ રીઝાને દાંન બહુ દીધો. કીરત જશનો કિંકર કરી, ભલાઇ સરવ ભંડારે ભરી; ન્યાંય તણા ચલાવે નેક, અધિક અક્કલ કેહેવાણો એક. વશ કીધા ઉમયા ને ઇશ. જેને ચરણ સમરપ્યું શીશ; માર્યો અહંકાર ને માર્યો ક્રોધ, માર્યો અન્યા કેરો બોધ. અસત્ય અન્યા કીધું તાજ, રામ તણું ચલાવ્યું રાજ; શુભ પરાક્રમ કીધાં લખ લાખ, સંક્ષેપ કહુ તેમાં એક સાખ. મેહેલ આગળ મુંલી જેમ, સિંધુમાં બિંદુ હોય તેમ; એક સમે રાય ચઢ્યો શિક્કાર, સાથે સેન તણો નહિ પાર. શુભ સાથે હાથી ઘોડલા, પ્રૌઢ પાયક જુગતે જોડલા; જેવો અવનવો હોયે ઇંદ્ર, જેવો શરદ પુનમનો ચંદ્ર. જેવો ઉતરાયણનો રવી, કેહે શોભા કેટલીએક કવી; ચડ્યો દદામે દેઇ ઠોર, ઘેર્યું વન એક માહા ઘમઘોર. તેમાંથી નાઠો મૃગલો, પુઠે થયો રાજા એકલો; મહારી સાથે ન આવો કોય, જે કાંઇ કરમ લખ્યું તે હોય; નરપતને કોણ પોહોંચી શકે, પાછા વાળ્યા સહુ વિક્રમ વખે; આગળ મૃગને પાછળ રાય, કેડા વેડે રણમાં ધાય. રાજાની ચીંતા નવ મળે, સહુકો એનાં પરાક્રમ કળે; અજીત એ માર્યો કેમ જાય, નથીં સુંક ખાધી કો માય. ગયો મૃગ પડીછે રાત, રાયે વિચાર્યું રૂદયા સાથ; રણ માંહી ગયો મૃગરાજ, રાજા પામ્યો મનમાં લાજ. ભુખ તરશ તડકો ને ટાઢ, ધુજવાને લાગ્યાંછે હાડ; મનુષ પગલાં દીઠાં જ્યાંય, રાજાએ અશ્વ ચલાવ્યો ત્યાંય. એટલે દીઠું નગર અનુપ, સુખ પામ્યો તે ભારે ભુપ; મહીકાવતી નગરીનું નામ. મહીપાળ રાજાનું ગામ. પુછ્યું ગામ ને લીધો પાર, વિક્રમસેને કર્યો વિચાર; વિપ્રનું ઘર પુછી રાય ગયો, પામ્યો માન ને સુખીઓ થયો. બ્રહ્મદત એક રૂડેરો રૂખ, જેને વેદ વશ્યાછે મુખ; તપો મુખ બ્રમ કેર રૂપ, દેખી હરખ્યો મનમાં ભુપ. પંદર વરસની પુત્રી એક, તેતો જાણે સરવ વિવેક; તે બ્રાહ્મણની નારી સતી, પતીવ્રતા ધરમ તે પાળતી. તેને પેટ આવ્યો છે તન, તે દાહાડે થયા ખટ દન; રૂખી બેઠો છે ઉલટ ભેર, એટલે રાજા આવ્યો ઘેર. વટેમારગુ નિરમળ નામ, તેજપુરૂષ આવ્યા તે ઠામ; તેવો ઘોડો તેવો મુખી, દીઠે સુખ પામ્યો તે રૂખી; રાજા અશ્વ થકી ઉતર્યા, વાડવને ચરણે શીર ધર્યા; વિપ્રે દીધો આશીરવાદ, રાજા મન પામ્યો ઉલાસ. રૂખીને મન રાજા ભાવીયા, કોહો માંનુંભાવ કયાંથી આવીયા; અમ સરખુ કોહો કીજે કામ, એ આશ્રમ તમારો ઠામ, રાજા કેહે હું પંથી વેશ, ભુલ્યો આવ્યો છું તમ દેશ; રેહેશું પરૂણા એકજ રાત, પંથ ઉઠી ચાલશું પ્રભાત. સુણી વિપ્રનું હરખ્યું મન, ધન ધનરે આજનો દન; અધિપત દેખી ફુલ્યું અંગ, આળસું ઘેર પધાર્યાં ગંગ. અમ ઘેર ઉછવ મોહોટો જાગ, આજ ફળ્યાં હમારાં ભાગ્ય; પુત્રી કેહે પીતાને વાત, સાંભળ ડાહ્યાં માહારા તાત. વરધ સુતક આપણે છે ઘેર, પ્રીછાવશો માં તેહેની પેર; ભલુ માણસ સુતક જાણશે, અંતરમાં ઓછું આણશે. કોરી ગાગર ઉદકે ભરી, રસોઈ તણી સામગ્રી કરી. રાએ કીધુ સ્નાંન શરીર, નાહ્યા પોતે નિરમળ નીર; રૂખી તણા તો પુજ્યા પાય, સાત મોહોર સમરપી રાય. પુરણ પાક કરયો રાજન, ભાવંતાં કીધાં ભોજન; લવીંગ સોપારી બીડાં પાન, પુરણ પ્રીતે પરમ નીધાન, રૂખીએ પાથરી સુખ સેજ્યાય, કર્યો નકાર દેખી તે રાય; અમો પોડશું બારે આંહી, તમો રૂખી પોહોડો ઘર માંહી. અમને તો નિદ્રા નહી ઘણી, અમે ચોકી કરશુ તમ તણી; સુખે સુતાં નિંદ્રા થઈ, એટલે અરધ નીશા તો ગઇ; બાર વચે બેઠો છે રાય, કોયલુ ખડગ ધર્યું કર માંય; આગીયો ઈષ્ટ પાસે છે ઘોર, કર ઝાલી ઘોડાની દોર. નહી નિંદ્રા નયણે અનુમાન, હરી હરનું ધરેછે ધ્યાન; કઉતક એક થયું તે ઠાર, એટલે એક આવી ત્યાં નાર. સોળ વરસ સરખી શુભ રૂપ, નરખીને હરખ્યો મન ભુપ; અંગ શણગાર સજ્યા છે સોળ, મુખ બીડાં બોહોળાં તંબો-

જ. હસતી રમતી રમઝમ કરે, પુરંદરી જેવો પરવરે; અંગ રાગ ઓપે કટી પટી, હાથે કુમ કુમ કંકાવટી. કુમ કુમ પીયળ કરી લલાટ, ચોડયા ચાખલા રીઝી રાડ; ધશી પેસવા ગઈ ઘર માંહે, રાજાએ તે ઝાલી બાંહે, નથી દેખતાં બેઠા અમો, કયમ પેસો છો ઘરમાં તમો; લોપે કેમ અમારી લાજ, અરધી રાત ઇહાં શું કાજ. ચોર લંપટ કે છો કો દુત, કે જાર કે છે તું ધુત; રાણી રાંક કે છો મોહની, કે દાશી છે તું કોયની. લક્ષમી દેવી કે તું સતી, કોણ તારો પીતા કે પતી, આપવા કે લેવા જાયછે, કેહે ખોટી શાને થાય છે. રક્ષણ કરવા કે મારવા, જાઓછો જીતવા કે હારવા; સીધ શીકોતર કે વ્યંતરી, વેસ્યા કે ખેચર ઉતરી. જક્ષ કીંનર કે ગાંધ્રવ નામ, કેમ આવી છે આંણે ઠામ; સાચુ નહી બોલો આ દીશ, તો હવડાં છેદાશે શીશ. ક્રોધ કરી બોલી તે નાર, બાળી ભસ્મ કરૂ આ ઠાર; મેહેલ હાથમાં પુછીશ વાત, જોતાં કરીશું તાહારી ઘાત; બાળી ભસ્મ તો તુજને કરૂ, જો હું એવું રૂદેમાં ધરૂ. દુહા—તારો ડરાવ્યો નહી ડરૂ, સાચું કહુ આદીશ; મેહેલુ ખડગ આં કોહેલુ, તતક્ષણ છેદુ શીશ. જાણુછું તું ખોળતી, દાહાડી મોહોટા રાફ; તાંહાં મળતી તુને પોધિકા, આજ મળ્યો છે સાપ. નાદ ઉતારૂ તાહરા, પ્રીછુછુજી પાર; ડરૂ નહી દાનવ થકી, નિસ્ચે એ નિરધાર. બિવરાવ્યા છે બહુ જણા, દેખાડીને સુળ; આજ હાથ તેં ઘાલીયો, ગોખરૂ કેરે મુળ. અજીત પાસ આવ્યાં તમો, જીત્યાની નહી આશ; વાદ મુકી કોહો વારતા, પ્રીતે બેસો પાસ. ચોપાઈ—નરપત સાથે બોલી નાર, આપ થકી ક્યમ કરૂ અહંકાર; મૃત લોકે માનવ જેટલા, તે કો નવ જીતે તેટલા. શું કહુ તુજને વારંવાર, માનવીને તો મારૂં ઠાર; કોનું બળ હઇડે નવ ધરૂ, વિક્રમસેન થકી ઓસરૂ. ઉજેણીપત ભારે ભુપ, વિક્રમ રાજ દેવાંશી રૂપ; મુને માનવ દેખે નહી કોય, એ અચરત માહારે મન હોય. સામુંદ્રિકનાં છે એંધાંણ, બત્રીસ લક્ષણ ચતુર સુજાણ. દેવ રૂપ દીસોછો તમો, પ્રીછ્યો પાર તમારો અમો; બોલોછો આણી મન ધીર, શકે હોયરે વિક્રમ વીર. કેહે રાજા ઓળખે તુ મુને, હું નથી ઓળખતો તુને; શેવક સરખુ કોહો મુજ કામ, પ્રકાશ કરો તમારૂ નામ. દોહા—ધરમ પુરીંથી આવીયાં, વિધાત્રા માહારૂ નામ; લખુ અક્ષર છઠી તણા, આવી છું તે કામ. એ બ્રાહ્મણને સુત થયો, ખરા થયા ખટ દન; લખુ અક્ષર છઠી તણા, માન્યું માહારૂ મન. ચોપાઈ. ખોટી મુજને નવ કીજીએ, મુકો કર જાવા દીજીએ; જાઓ સુખે લખી લાવજો, આ મારગ વેહેલાં આવજો. ગઈ વિધાતા લખીઆ લેખ, વાર ન લાગી પલમાં એક; પાછી વળીને આવી ત્યાંહ, રાજા વિક્રમ બેઠો જ્યાંહ. રાજા કહે લખ્યું જે કર્મ, મુજને તો સંભળાવો મર્મ; કેહે વિધાતા મુજને નહી ગત્ય, પાર ન પ્રીછું સાચુ સત્ય. ઉદરે ગરભ રહ્યા જે દીશ, તે દાહાડે લખાણું શીશ; તે લખનારો છે હોનાર, તેનું કરમ કરણી કીરતાર. પુરવ જનમ સંચ્યા પરતાપ, સુખ દુખ હાથ વૃધ છત છાય; તે અક્ષરની પુજા કરી, હું તો માહારે પાછી ફરી. રાજા કેહે જાવા નહી દેઉ, એજ વાતનો કેડો લેઉ; શામ દામ ક્રતભેદજ કહો, તાહાર સુધી આ સ્થાનક રહો. સ્ત્રી કેહે પુછી આવશું, કારણ તુજને સંભળાવશું; વચન દેઇ વિધાતા ગઈ, ધરમ પુરીને મારગ વહી. જઈ ધરમને જાણજ કર્યું, વિક્રમને મેં વચનજ ધર્યું; બાળક લલાટે લખ્યું જેહ, નરપતીને કેહેવું છે તેહ. કેહે ધરમ નવ જાણું અમો, તો ત્યાં જઇ કયમ કેહેશો તમો; કેહે વિધાતા વચનજ જાય, તો માહારે નવ ધરવી કાય. ગયા ધરમ જ્યાં અકળ સ્વરૂપ, મહાન પુરૂષ કોઈ ભારે ભુપ; સ્થાવર જંગમ જેનો વાસ, તેજ પુંજ પુરણ પ્રકાશ. જડ ચૈતનમાં રમતો રાંમ, આણું માત્ર ઠાલો નહી ઠામ; પંચમા ભુત ત્રીગુણમાં તેહ, નર નારી અકલ ગત એહ. પચાસથી પરો બાવનથી બાર, થીર થાવર જે ઠારો ઠાર; રાગ દ્વેશ નહી વિખવાદ, પંચે ઇંદ્રિના નાંણે સ્વાદ. પુષ્પ માંહે વાસના જેમ, તલમાં તેલ રહ્યું છે તેમ; પયમાં ઘૃત કાષ્ટમાં અગ્ન, ઇક્ષુમાં ગોળ રહ્યો છે મગ્ન. પુરૂષ પુગણ એનું છે નામ, સૃષ્ટિ કરણી કીરતારે કામ; અનેક નાંમ નર કામ અનંત, લક્ષ ચોરાશી રાજા જંત. ભરપૂર ભરે અન પા

ણી પુર, નિરમળ નામ નારાયણ નુર; જોગી ભોગી ભાખે ભેદ, વરણવ કરી શકે નહીં વેદ, મોહોટા જોગી તે લે મરમ, તે પાસે ગયા શ્રી બ્રહ્મ.

**દોહરો.**—વિરંચીએ વિને કરી, જઇ તળાંસ્યા ચરણ; મેહેર ઘણી પોતે કરી, બોલ્યા અશરણ શરણ. કોહો વિધાતા ક્યમ આવીયાં, કહો અમ સરખું કાજ; સંદેહ કોહો તમ મન તણો, તો રહે મારી લાજ. ખટ દીવસ બાળક જણ્યો, તે જાતેછે બ્રહ્મ; અક્ષર સમરાવી પુન્યા અમો, તાંહાં સુધી લખીયું કરમ. કહુ કથા કરમની, ધરમ વિચારી જોય; લખ્યા અંક છઠી તણા, મટાવી ન શકે કોય. ગંગા વેહે જો ઉલટી, પશ્ચિમ ઉગે ભાંણ; તોયે લખ્યું મટે નહી, માને સત્ય પ્રમાણ. જનક જનુની સુખ પામશે, હોય નવેખંડ નાંમ; તેજ પુજ બાળક થશે, કરશે રૂડાં કાંમ. પંચ વરસે ઉપવિત હશે સુખ પામે માબાપ; તે દહાડે વીવાહ મળે, વેદ પુરાણે છાપ. સાતે વરસે પરણશે, મળશે લક્ષધા લોક; તે વેળા કઉતક થશે, સુખમાં થાશે શોક. ચોથું મંગળ વરતશે લાગણું સુખ લાગ; તે વેળા એને મારશે, વારૂ એને વાઘ. પ્રાણ જશે એક પલકમાં, જોઈ રહેશે સહુ સાથ; ઉતપાત વરતશે એ સમે, સઉકો ઘસસે હાથ. લખાણું એ લક્ષ વસા, ટાળ્યુ નવ ટળે એહ; જાઓ વાત સુખે કોહો, નરપત આગળ નેહ. જેહ લખાણું કરમમાં, હનાર વાત જે હોય; કોડ બ્રમા મળે એકઠા, ટાળી ન શકે કોય. માત ગરભ બિંદુ પડ્યું, હાંણ વધ કે ખોટ, સુખ દુખ જન્મ જરા મરણ, વરણનો મહીમા મોટ. રોગ ભોગ કે જોગ જુગત, જાગ્રત સ્વપ્ન કે સંચ; ટાળ્યું તેજ ટળે નહી. પુરણ કરે પરપંચ. અંન તોલ પાણી વજન, નેત્ર પલકારા કામ, આવીશ બાંધ્યો એ વીધે, સ્વાસોસ્વાસ દેહ દામ. એકવીસ સહસ્ત્ર ઉપર છસે, સોહે અજંપ્યા જાપ; દમ વાયુ એહ દેહને, વેદ પુરાણે છાપ. જા કહે જઇને જોખમાં, ધીરજ રાખી ધરમ; લેલાટ લખાણું બાળને, કોડ વસા એ કર્મ. ધરણીપતે ધરમને કહ્યું, તે થયું વિધાતા જાણ; કતાંતર માંહી કહ્યું, વિક્રમ પ્રતે વાંણ. **ચોપાઈ.**—એમ કહી વિધાતા ગઈ, વિક્રમને મન ચિંતા થઈ; પરદુઃખભંજન હું કહેવાઉ, સુખ કીધા પાકી કેમ જાઉ; વચન જતે તો જીવજ જાય, દુખ સાગરમાં પડીયો રાય. એમ કરતાં વીતીછે રાત, ઉગ્યો સુરને થયો પ્રભાત; પંચમ રાગ પ્રભાતે થાય, વઇષ્ણવ જન હરી કીરતન ગાય, તે વેળા ઉઠ્યો રાજન, મહિપતીએ વિચાર્યું મન; હવડાં શી કરૂ હું વાત, વચ્ચે વરસ રહ્યાંછે સાત. ઉઠ્યો વિપ્ર ઉગમતે દીશ, અધીપતને દીધી આશીશ. તાહારાં દોહલાં દુરે જજો, નીરમળ નામ નવખંડે હજો, જીવી જીવ જો ડુંગરતણી, વાધો લાજ વિક્રમથી ઘણી; હું નથી જાણતો તાહારૂં નામ, કરણ સરીખાં છે કુળ કામ. પ્રીતે રાજા લાગ્યો પાય, પાસે બેસાર્યોછે દ્વિજ રાય; વિક્રમ સેન્ને લખ્યો એક પત્ર, આપ્યો વિપ્રને હાથે તત્ર. લ્યો કાગળ તમો ઝાલો હાથ, હું કહુ તે કરજો એક વાત; તમ ઘેર પ્રગટ્યોછે જે તન, હોય જ્યારે વીવાહનો દન. ત્યારે ઉજેણી આવજો, માહારા હાથ અક્ષર લાવજો; મુખથી થાશે તે શેવા કરૂં, તે વાતે સત્ય વાચા ધરૂ. મુજને દો તમે એક વચન, મળ્યા પુંઠે પરણાવો તન; મુજને મળ્યા વીણ કરો વીવાય, સુક્રિત તાહારૂં નિષ્ફળ થાય. તેજ વાતનો દોને કોલ, તો જાણું રૂડેરો બોલ; ત્યારે રૂખી કહે સુણો માહારાજ, માહારે ક્યાંથી વીવા કાજ. મુજને વરસ પંચાવન થયાં, તે તો સર્વે એળે ગયાં; ઇશ્વરે આપ્યોછે તન, નથી થયા પુરા દસ દન. એ બાળકનો વીવા થવો; તે દહાડો ક્યારે આવવો; કેહે રાજા તે આવશે કાલ, એવું જાણી વચનજ આલ. બ્રાહ્મણ પુત્રી ત્રીજી સ્ત્રી સાથ, આપ્યું વચન પંથીને હાથ. જન્મકત સુકીત હારીએ, જાણ કરેચા વીન પરણાવીએ; વિપ્ર કહે નવ જાણું નામ, તમ મળ્યા રેહે જે ઠામ. નગરે ઉજેણી વિક્રમરાય, અમો મળું સભાની માંય; રાત દીવસને સાંજ સવાર, રહુ બેઠો અહરનીશ તે ઠાર. હાથ અક્ષરનું લઈ એંધાણ, આવજો નગર ઉજેણ રેડાંણ; એવાં અનેક વચન દાખીઆ, વચન માંહી સુરજ સાખીઆ. ચંડીપાઠ ને શાળીગરામ, ઉપડાબ્યા કરેયું એ કામ; પરસ્પરે દેઇ વચન, ત્યાંહાં થકી

ચાલ્યોછે રાજન. પ્રધાન પુત્ર જુવેછે વાટ, આવ્યા રાજા ગયા ઉચાટ; શ્રીપત આવે સુખીયા થયા. વ્યાધી શોક લોકોના ગયા. વિપ્ર ઘેર તન મોહોટો થાય, દીન પુઠે તો દીન વહી જાય; નગર નારીને હરખજ ઘણો, શોક સમે નીતે તે તણો. વિક્રમ કરે પોતાનું કાજ, રામ રીત ચલાવે રાજ; વરસ થયાં એમ કરતાં પાંચ, જનોઈ તણો પછે માંડ્યો સાંચ. દોહરો.—કેહે બ્રાહ્મણી ભરથારને, હરખ ઘણો મન આજ; વરસજ એહુ પાંચમું, કરીએ ઉપવીત કાજ. વઇશાખ માસ દસમી તીથી, સત ભીષા ગુરૂવાર; કુટુંબ સહોદર સહુ મળ્યા, માંડ્યો મંગળ ઉપચાર. તેડ્યા વિપ્રજ વેદીયા, કુળ આચારે કરમ; ગરથ ખરચ્યાનો જે હતો, ધાર્યો રૂડો ધરમ. જગન દાનને ધરમ નીમ, બ્રહ્મ ભોજન દક્ષણાય; રીતભાત પુરણ કરી, આનંદ અંગ ન માય. નાત શીરોમણ વિપ્રજે, તેને કન્યા એક; તેણે કીધો ચાંલ્લો, દીધું દાન વીશેક. ચોપાઇ.—ત્યાર પુંઠે દીન વહીને ગયા, શ્રીને દીવસ અવધનાં થયા; વરસ પાંચ થયાં જેટલે, વેવાઇ ઘેર આવ્યો તેટલે. કહ્યું ઓણ વીવા કીજીએ, પરણાવી લાહો લીજીએ; લગન નિરધાર્યું સજન મળી, મનતણી તો પો'તી રળી. ત્રણ માસ ઓછાછે તાંહે, વિચાર કરવા માંડ્યો ઘર માંહે; કોહો ખરચ આવ્યું સરવથી, ખોટો દામ એક ઘરમાં નથી. દોહલુ છે આપણું ઘર સુત્ર, લાડકવાયો પરણે પુત્ર; સ્ત્રી નરનાર એકલાં ગુહ્ય કરે, કેહો કામે હવે ક્યમસરે. કોનું જઇને લીજે દાન, જાચો કોઈ જઇ જજમાન. એવી વાત મનમાંહી કરી, એટલે વાત પેલી સાંભરી; કંથ પોતાનાને કહી પેર, આવ્યો પંથી પરણો ઘેર. તેણે કીધોછે વાયદો, નથી કહ્યો બીજો કાયદો; તમને ઘેર તેડ્યા છે ત્યાંહ, નગર ઊજેણ દેવસ્થળ જ્યાંહ. માટે તાંહાં જાઓ માહારાજ, સદ્ય આપણું સરશે કાજ; દીધાછે બહુ કપરા સમ, માટે તાંહાં નવ જઇએ કયમ. શામાટે દક્ષણા મુકીએ. વચન બાપનું કાં ચુકીએ. દોહરો.—એક રાત વાસો રહ્યો, સહસ્ર સમરપી મોહોર; માટે દાતા જાણીઓ, જાઓ તમો તે ઠોર. કહે બ્રાહ્મણ સુણ બ્રાહ્મણી, તે શું ક્યાંની પ્રીત; રાત રહે ગળે પડે, નહી ધરમની રીત. નામ ઠામ નવ જાણીએ, પ્રીત થોડી પંથ દુર; વળતી તું કેહે તે કરૂં, લાગી મનમાં ઝુંર. હું તેને નવ ઓળખુ, તે નવ ઓળખે મુજ; વાતે વરસજ વહી ગયાં, તે બતાવું તુજ. સ્વામી જાઓ જરૂર ત્યાંહાં, જ્યાં ઉજેણી ઘાટ; પાટ ઉપડાવ્યો સરશ્વતી, સમ ખાધા તે માટ. ચોપાઈ.—પેલુ ખત લખી આપ્યું જેહ, વિપ્રે સાથે લીધું તેહ; માગી શીખને વિપ્રજ ગયો, નગ્ર ઉજેણી માંહે રહ્યો. શીવ શક્તિ પ્રીતે પુંજન, જયેષ્ટપણે પામ્યો ભોજન; દેખી લીલા શોકજ સમ્યો, ગામ ઠામ ગુણવંતે ગમ્યો. સ્વર્ગ લોક સરીખુ ગામ, દુઃખભંજન નરપતનું નામ; પદમની જેવી સહુ પ્રેમદા, જે આકારે જ્યોખજ જદા. વશીષ્ટ સરીખા સરવે રૂખી, દેશમાંહી નહી કો દુઃખી; લંકા જેવા કનકજ કોટ, સાગર જેવી ક્ષીપ્રા ઓટ. રામ રાજ સરીખો રંગ, ગુણવંતી શ્રી બીજી ગંગ; માહાકાળેશ્વર પુજ્યા ઇશ, એટલે ઉગ્યોછે જગદીશ. હરખે હૈડુ હેતનુ હવું, ઈંદ્રાસન દીઠું અવનવું; બત્રીસ લક્ષણા સરવે લોક, નહી કોને બાધી કે શોક. શ્રીને ચંપક વરણા ચીર, સુવરણ કુંભે આણે નીર; નગર ઉદ્યોત રવીનું તેજ, હરીહર ઉપર સહુને હેજ. જ્યાંહાં પુન્ય વરતે અનુદન, ત્યાં કેમ લોપે વેર વિઘન; નગર નિરખતાં વીતી રાત, ઉગ્યો અરણવ બીજો પ્રભાત. વિપ્રે સ્નાન ખટ કરમજ કરયું, ધ્યાન આદ શંકિતનું ધરયું; રાજ્યદ્વાર સમીપે જાય, આસન બેઠો વિક્રમરાય. નાચે અપછરા અપરંપાર, વારૂ શોભા વરણ અઢાર; સભા પંડીત બેઠા સેંહે સાત, વિખાણ કરેછે વેદ વાત. સાધુ સતરસેંહે તે ઠાંમ, નિમેશ નિમેશ જપે શ્રી રામ. અસત્ય વાત ન બોલે કોય, માહામોદક સહુકોને હોય. ધશી વિપ્ર સભામાં ગયો, રાજા ઉઠી બેઠો થયો, વિપ્ર જાણીને પુજા કરી, ચરણાંમૃત પીધું સુખ ભરી; કહો ક્યાંથિ આવ્યા માહારાજ, તમ સેવકને કહો કાંઇ કાજ. ત્યારે વિપ્ર તે દે આશીશ, જીવો રાજા કોડ વરીશ; પત્ર લખ્યો તે દેખાડીઓ, રાજાને સુખ પમાડીયો; આ લખનારાનું છે કામ, કીધો વાયદો

આણે ઠામ. પૈઠી નથી કાંઇ બીજી પેર, આવ્યો છું તમારે ઘેર; દીઠા અક્ષર પોતાતણા, વિક્રમ સેન મન હરખ્યા ઘણા. કાગળ શીશ ચઢાવ્યો તરત, બેસન માંડયું આસન વરત; શ્રી મહીપત ઉઠીને મળ્યા, તાપ હતા તે સરવે ટળ્યા. સુખ સાગર પ્રગટયો બહુ પેર. કહો બાળક કુશળછે ઘેર; એ અક્ષર તો છે માહારા, પુરૂ મનોરથ હું તાહરા. રહ્યા પરોણા તમ ઘેર અમો, શેવા રૂડી કીધી તમો; કહો કુશળ તમારે ઘેર, વાત માંડી કોહો પુરણ પેર. એતો બ્રાહ્મણ વીસ્મે થયો, શકે રાય માહારે ઘેર રહ્યો; નથી શેવા કરી એ તણી, એ મોહોટો ઉજેણી ધણી. એ તો અવનવો હોય ઇંદ્ર, નવ લખ તારા માંહે ચંદ્ર; એમ વિચારી આંખો થાય, તેતો સમજ્યો વિક્રમ રાય. શું વિચારો રૂડા રૂખી, તમ ઘેર આગો થયાછું સુખી; તમ આવે અષ્ટમાસીધ આજ, મન વાંછીત માગ્યેજી કાજ. સુખીયા થઈ સભામાં રહો, કામ નીજ શેવકને કહો; રાખ્યો બ્રાહ્મણ દેઇને માન, અન્ન વસ્ત્ર આભુશણ દાન. પુરપત નિત્ય બેસાડે પાસ, વિપ્ર ભોગવે સુખવીલાસ; દીન ચાળીસ ગયાછે વહી, વિપ્રે વાત વીક્રમને કહી.અધીપતને તેડ્યા એકાંત, ભાગી મનડા કેરી ભ્રાંત; વીવા કીધોછે કુંવરજ તણો, હરખ માહરા મનમાં ઘણો. તમો દીધાતા કપરા સમ, તમ વિના પરણાવું ક્યમ; આવ્યો નોતરૂ દેવા કાજ, મુખ કેહેતાં આવેછે લાજ. તમો રાયને હું તો રંક, નવ કાહાડો રખે મુજ વાંક; હવે થોડા રહ્યાછે દન, માહારાજ આપ વિચારો મન. **દોહરા.**—વિપ્ર પ્રતે વિક્રમ કહે, માહારે તુજશુ હેજ; માંડવે આવું તાહરે, એ માહારો ભાણેજ. દુંદભી વજડાવું દેવનાં, દોહોદશ વાજું વાટ; સદાવૃત કર સામટાં, તજ તું મન ઉચાટ. **ચોપાઈ.**—માહારાજા પધારો તમો, પાંચ પદારથ પામ્યા અમો; પુરપતીએ તેડ્યો પરધાન, મહીપતીએ દીધાં બહુ માન. સમજાવીને કહી સૌવાત, જાઓ તમો રાવતની સાથ; શણગારો જઈ નગ્રનીવાસ. રંગાવો તે મોહોલ અવાસ. તરીઆ તોરણ બંધાવો ઘેર, કરો વીવા સજાઈ પેર; અસંખ્ય લેખે ખરચો દામ, કરો આપ જેમ ઘરનું કામ. એક લક્ષ સુઠો અસવાર, દીધો હુકમ નવ લાગી વાર; આણ્યાં ખચર બેબે કરી, લક્ષ બેહેતાળીસ મોહોરો ભરી. ડેરાં તંબુ પોતા તણા, સુખાસન ગજરથ બહુ ઘણા; સદાવ્રત કરો તે ગામ, ચોકી મોકલો ઠામોઠામ. ઘર શણગારો રૂડે ઘાટ, ધરમ ધજા બાંધો તે વાટ; અમે તે નોતરે આવશું, સેન સહીત બહુ ધન લાવશું. કહુંછું તેમાં ઉણમ હશે, તેનો તમશીર દંડજ થશે; રાએ શીખામણ એવી દીધ.ચાલ્યો પ્રધાન કરીને સીદ્ધ.સાથે બ્રહ્મ વદાયજ કર્યા.હસ્તી ઉપરતેને ધર્યા;અચરત પામ્યો મનમાં ભ્રમ, જોજો માહારૂ ખોલ્યુ કરમ.તે નગર જઇ ડેરા કર્યા,નગર નરપતી તેથી ડર્યા;તે નગર અધીકારી જેહ, નમ્યા પ્રધાન જઈ ચરણે તેહ. ગયો વિપ્ર પોતાને ઘેર, સજન સહુને કહી તે પેર; રાજા વિક્રમ ઇહાં આવશે,સેન સકળ સાથે લાવશે;ઘરમાં ઘરૂણીને કહી વાત,હરખ્યાં માનુષ જાતેજાત, દેવાંશીનાં દરશન થશે. પાતીક પંચ જનમનાં જશે; રાજાજીએ વચનજ ધરયું, તે પરધાને સરવે કરયું.

**દોહરો**—જળહળ ઘર શણગારીયાં, ઇંદ્રપુરી વૃત અદ્ય; ધજા બંધાવી ધરમની, સઘળી શોભા સદ્ય. નીશાન ડંકા ગડગડે, શોભીત બાંધી અટ્ટ; પુન્ય પ્રતાપ પુરણ કરી, દેવ પુશ્પની વૃષ્ટ. ગોખ રંગાવ્યા માળીયાં, મંડપ રચીયો મુલ, પુરવત પુરવ કરયું, શોભાએ સમતુલ્ય. ઘટમઠ ચોકને ચાવડી, શણગારયું શુભ ગામ; પડો વજડાવ્યો પુર વિશે, લ્યો જોઇએ તે દામ. મંગળ ઓછવ સહુ કરો, જેમ ઘેર વીવા દન; વિપ્રે નાતજ નોતરી. ધરમ કારણે ધન. ઘેમર ગાજે હણહણે, વાજાં વીવીધ ચેહેચાટ; કવિજન જશ બોલે ઘણા, વખાણે ચારણ ભાટ. આનંદ કેલ્યો અતી ઘણો, ઇંદ્રાસન શોભાય; લગ્ન સમીપે આવીયો, મન વિચારયું રાય. લખ્યા લેખ ખોટા કરૂ, હેડે એવી હામ; જીવાડું એ વિપ્રને, તો વિક્રમ માહારૂં નામ. વીડારૂ એ વાઘને, લક્ષધા મુકુ લોક; જોઉ વિધાતા શું કરે, લેખ લખ્યો તે ફોક. જાણ્યા ગ્રહ ક્યમ પીડશે, ક્યમ મરશે એ બાળ; પ્રપંચ રચુ પ્રાક્રમથી, સુ-કાવું ઓટ એ કાળ. **ચોપાઇ.**—વિક્રમસેન જાવા સજ થાય,પડો વજડાવ્યો છે પુરમાંહે. છપા—

લક્ષમેહેતાળીસ ગજ ધજ નીશાને ફરકે; કછી મુલતાંની શાંણ, જાણ કેકાણુજ હુકે; દેધ દદામે દાવ ધાવ. દુંદભી દુમકારે; સેન્ય ઘટા ધન ઘોર સોર સુનાદ નગારે; જેમ અરણવ પુરે પરઠીયો, જેમ અસાડો મેંહ અડ્યો; શામળ ભટ્ટ કેહે એ વીધે, વિપ્ર કાજ વિક્રમ અડયો. હયદળ પેદળ મુ-રપુર, ચડે અસાડી; શારદુલપર સિંહ, જેમ પરદલ પરં સાડી; વત્રાસુર પર ઇંદ્ર, ચંદ્ર રાહુ પર રૂ-ઠયો; જેમ મેરૂ ઉપર મેહ, વાસવ હુકમથી વુઠયો; અહંકાર ધરમ થાતે ધરો, આપ જીવ ઉપર અ ડયો; શામળ કેહે સુખ કારણે, વિપ્ર કાજ વિક્રમ ચડયો. ચોપાઈ. વિપ્ર ગામ ઊતારા કીધ, નવેનીધ અષ્ટમા સીધ દીધ, શીમાડીયા રાજા જે જન, હુકમ હુકમ દસે દસ દન. નરખ્યા નરપત લક્ષધા લોક, રઇયત સહુનો સમાવ્યો શોક; મહીપતે એક મત આચરી, વજર મેહેલો એક પેટી કરી, દસ ગજ ઊંચી દસ ગજ સમી, પોહોળી દસ ગજ સહુને ગમી; પવન પ્રવેશ માંહી નવ કરે, જીવ જંત કીડી કયમ સંચરે. એવી લોહ તણી કોટડી. પુંઠે વજ્રને પટે જડી; ચિત્રામણ કીધું અનુપ, ખ રચે દામ ઘણેરો ભુપ. સોનેરી તે કામજ અડ્યાં, મણી મુકતાફળ હીરે જડ્યાં; બાંધ્યા ચંદરવા ચો પાસ, કીધુ લાયક લીલ વીલાસ. એવી વીપરીત કીધી વાત, કરચા કોટ શીરોમણ સાત; એક એક કોટી એકજ લાખ. મુક્યા રખપતી તે ભાખ. ઓછવ મંગળ વરતો ઘણો. દીન આવ્યો તે લગ્નજ તણો; ભોજન કરેછે બાધું ગામ, વાજે માદલ ઠામે ઠામ. વિક્રમરાયે માંડયો જગ, કીધો હરખ ર-ચ્યો બહુ રંગ, સત ગાઉ ફરતા રખવાળ, જેને કર આયુધ માહાકાળ. પશુ પક્ષી કે માનવી જેહ, પુરમાં આવી ન શકે તેહ; ઠાંમ ઠાંમપરવરીયા જોધ, દીધી શીખામણ પ્રતિબોધ. રાત દીવસ ચોકી કરનાર, કેટલા રણમાં કેટલા બાહાર, મુકી ચોકી ઘાટે ઘાટ, કો પેશી શકે નહી વાટ, એવું ડાહા પણ એણે કરચું, પણ તેણે કારજ શું સરચું, કોડ ઉપાયે ઓશડ કરે, (પણ) આવરદા ખુટે નિ શ્ચે મરે. કોડ ઉપાય કરો સહુ સોય, કાળ પાસ પડુ સઉ કોય; નામ જેહનું તેનો નાશ, ઉપાય કરે તે સરવે હાશ. લખ્યા લેખ કોના નવ મટે, તલ ન વધે ને જવ નહી ઘટે. ઉપાય સરવે આળ પં પાળ, અજીત માયા છે કો કાળ; એમાં નવ ચાલે કો તણું, હનાર વસ્તજોરાવર ઘણું. રાજા ધર્મ વંત દૃઢ ધીર, પરદુઃખભંજન વિક્રમ વીર; ધીર વીર ધરમ ઉપર ધસે. હનાર વાત છે તેતો હશે. ડાહાપણ કર રાજા તાહરૂ, કાળ કેહે ખાવું માહરૂં; મહીપત એકલો ચેતે મન, બીજુ કો નવ જાણે અન્ય. જીતુ કાળને કેહે રાજન, કરૂ પેરે સમજીને મન. કરે કુળ આચારે રીત, પરણાવા ઉપર બોહોળી પ્રીત, એમ કરતે વર ઘોડે ચડે, નિશાન ગાજે ને ગડગડે. સાબેલા જ્યાં વિક્રમ રાય, તેની શોભા કયમ કહેવાય; રીદ્ધ શીધને ઉણમ કશી મહાલક્ષ્મી જ્યાં વાસો વશી. નગર લોક હરખે છે બહુ, બહુ મુખે બોલેછે સહુ; કો કેહે રાંકને હાથે રતન, કો કેહે વાસવ એહ વતન. કો કહે એ ક્યમ છાજશે, કો કેહે ગુણ ગ્રંથે ગાજશે; કો કહે કાંઈ વિઘનજ થશે, કીડી મુખ કોળુ ક્યમ હશે. કોને હ રખ ને કોને શોક, પેર પેર બોલે છે લોક, વર તરતીબે તોરણ ગયો, સાસુને તે ઉલટ થયો, પુખાણું કુળની રીતે કરી, બેશી માહરે કન્યા વરી; ઉલટ ભેર વીતી છે રાત, ઉગ્યો રવી થયો પ્રભાત. વિપ્ર વેદીયા મળીયા બહુ, આશીરવાદ વદેછે સહુ. દોહરા.—સહુ સજનસુ બોલીયા, પોતે વિક્રમ રા ય; લોહ કોઠી છે વજ્રની, ચોરી રચ્યો તે માંહ. ભુત પ્રેત વંતર પીધી, જક્ષ કીંનર કેહેવાય; ડાકણ સાકણ શીકોતરી, દ્રષ્ટ તેની નવ થાય, કનક કળશ ચોરી રચી, સઘળી શોભા સાર; જગન કરો ત્યાં જાગતો, ઉપર ઘૃત નીરધાર. વર કન્યા માંહી બે જણાં, તેનાં માતને તાત; એક વિપ્ર માંહે વેદી ઓ, વેદ શાસ્ત્ર વિક્ષાત. ઘડ લોહની છે દસ ગજી, પેસવા વસમી વાટ; પ્રવેશ નહી જ્યાં પવનનો, વીકટ ઘણો એ ઘાટ. તરવંરી જોધ પાછળ રહ્યા, સત ગાઉ રાણા જાણ; ધરી ખડગ દ્વારે રહ્યો, વીક્રમ વીર સુજાણ. ધર્યું ધ્યાન વધતાળનું, ખડગ કોમલું હાથ; બેઠો વિક્રમ બારીએ, સમરી હર સીધ માત. પેહેલું મંગળ વરતીયું, બીજુ તીજુ હોય; લખ્યું જે લેલાટમાં, ટાળી ન શકે કોય. ચોથુ

મંગળ વરતતે, જોપો વીધાત્રા લાગ; ચંદરવે ચીતરાંમણે, ઓળખ્યો તે વાઘ. શારદુલ નવ હાથનો, મોહોટી જેની મુંછ; વિકરાળ દાઢ કકડાવતો, શીર ઉપર છે પુંછ. દીઠો સજીવન કુરમતી, દીધી ધશીને ડોટ; વર ઉપર ટુટી પડ્યો, કરી કારમી ચોટ. હાહાકાર સઘળે થયો, વિક્રમ આવ્યો શરણ; વાઘ અલોપજ થઇ ગયો, તે વર પામ્યો મરણ. મગ કોરીને પેશીએ, તોએ ના મલે અન્ન; જોતાં હરખ સમી ગયો, તે વેળાએ તરત. ચીત્રામણને શું કરે, રાજાએ ઘશીયા હાથ; સુખ ફીટીને દુઃખ થયું, શોકાતુર સહુ સાથ. માત તાત મુરછા થયાં, પ્રગટ્યો સહુને શોક; વરણ અઢાર વ્યાકુળ થઇ, ત્રાહ ત્રાહ કેહે લોક. જેવો હર્ખ ઓછવ હતો, જેવો ફેલ્યોતો રંગ; સ્વેત શામ થઈ ગયું. મનુષ્ય થયાં મન ભંગ. પોહોર એક સહુ કળકળ્યા, જેની જેવી પ્રીત; વિપ્ર કહે વેગે કરો, મનુશાચારી રીત. અગ્ની દાઘ દો એહને, આણો હઇડે ધીર; વીવીધ વાત લોકે કહી, નરએ વિક્રમ વીર. **છપો.**—કો કેહે આવ્યો તાવ, કો કેહે પ્રીછી મળીયો; કો કેહે કરડ્યો નાગ, કો કહે વાશી વળીયો; કો કેહે વાધ્યો રોગ, કો કેહે સહન્નજ વાગ્યુ; કો કેહે મારી મુઠ, કો કેહે પાપજ લાગ્યું; ઇશ્વર માથે લે નહી, જગત તણો મહીમા જુઓ; શામળ ભટ કહે શાક્ષીએ, મોત આવે નિસ્ચે મૂઓ. પેસે અરણવ નીર, તીર ગંગાની બેસે; ચઢે કો પરવત મેર, ફરી પાતાળે પેસે; પરવત માંહી પ્રવેશ, રેહે આપ એકાંતે; ઓસડ અમ્રત આહાર, ભમે ભુલા બહુ ભ્રાંતે; કીંકર રાખે કંઇ કોટીધા, સંચ પરપંચ ઝાઝા કરે, શામળ ભટ કેહે શાક્ષીએ, મોત આવે નિસ્ચે મરે. માત તાત પરીવાર, પુત્ર મિત્ર જો પ્રૌડા; અલખત અપરમપાર, હસ્તી બહુ મૂલી ઘોડા; શેવક સાથ સહુ સુર. પુર પુરણ પરતાપે; બળવંતા બહુ બાંહ, છત્ર છાંહે છત છાપે; અલખત અચુત ઇંદ્ર તણી, ક્રોડ વાર કહું શું કથી; મોત થકી મુકાવવા, શામળ કેહે કો સમરથ નથી.

ચોપાઈ.—મુઆં કોઇ નવઆવે ઘેર, પરીવાર કેહે કરો એ પેર; સમશાન સલીતાએ લીજીએ, અગ્ની દાઘ એને દીજીએ. કો કેહ રાંકને આવ્યું ધન, તો કયમ જીવે એનો તન; રતન રાંકને છાજે કયમ, સાચુ ન કોહો તો માહારા સમ. કો કહે એતો ભોળો બ્રહ્મ, કો કેહે એનાં કુડાં કરમ; રાજા નાપત એવડું ધન, તો એનો નવ મરતો તન. જો ભુવન નાઆવત ભુપાળ, તો જીવત બ્રાહ્મણનો બાળ; તેડ્યો રાય બ્રાહ્મણ હારીયો, વિક્રમે વિપ્ર મારીયો. એહ બાપડો બ્રાહ્મણ રાંક, એવડો વીક્રમનોછે વાંક; ઉડળમાં કયમ આવે આભ, વેળુંમાં કયમ ચાલે નાભ. અગ્નિમાં કયમ બાથ ભરાય; સાગરને કયમ નરથી તરાય. મેરૂ માથે કયમ ઉપડે, અપંગો કયમ આકાશે ચડે. અહિનો કયંમ લેવાએ મણી, એ અલખત પામ્યો અતી ઘણી; રાંક હાથ રતન કેમ રેહે, કુડા લોક તે કુડું કહે. હાલે જીભ જેમ પીંપળ પાન, તે રાજા સાંભળેછે કાન; એ અકરમી બ્રાહ્મણ આપ, બ્રહ્મહત્યા રાજાને પાપ. એમ બોલતાં વાગે બાણ, છાંની છાંની વદેછે વાંણ; કો કેહે એ સતવાદી ભુપ, રામચંદ્ર સરીખુ રૂપ. એતો હત્યા આપે આપ, પાપી બ્રાહ્મણ કેરૂ પાપ; શું મુખ લેઈ રાજા ઘેર જશે, કો કહે કાંઇ અનરથ થશે. બહુ સુખે વાતો સાંભળી, પુરપત મન રહ્યો પરજળી; કાંઇક શોક મનથી છાંડીયો, સબ કાયે બાંધવા માંડીયો. વિક્રમસેને વિચારયું મન, તજ્યું આપ નીંદ્રા જળ અન્ન; ધીક ધીક એ માહારો અવતાર, ધીક ધીક ઘર સુત ભંડાર. ધીક ધીક જીવત ધીક એ રાજ, હવે પ્રાણ રાખુ કુણ કાજ; પરદુઃખ ભંજંણ નામજ ગયું, હવે મુજમાં દઈવત શું રહ્યું. બાળકને સજીવન કરૂ, નહીતર હું એ સાથે મરૂ; હીમત ન મુકુ ઘાલુ હામ, કરે ઇશ્વર જો માહારૂં કામ. રાજાએ જોડ્યા બે હાથ, બોલ્યો તેના સજન સાથ; પુત્ર સુંપો મને રૂડીપેર, સુખે બેસો તમારે ઘેર. વચન પ્રમાણ માહરૂ કીજીએ, હું કહુ તે કરવા દીજીએ; કોડે બોલ્યો રૂડો રખી, માહારાજ કાં થાઓ દુઃખી. તેંતો દુઃખ મારૂ ભાજીયુ, મારે કરમે નવ છાજીયુ; તમથી એને રૂડુ થયું. અમ નિરભાગ્યનું સરવસ્ત ગયું; તેંતો આપી રૂડી જાગ, અમ અપરાધીનું અભાગ્ય; તેંતો વાળ્યો આડો આંક, કરમ અમારા કેરો વાંક. માહારાજા મોહોટા દાતાર, એમ લખ્યું કરમે કીરતાર; તમો

જાઓ ઉજેણી દેશ, કાં દુઃખ પામોછો નરેશ. રાજા દુખ કરો એ તાજ, રામવત ચલાવો રાજ; હવે અમો રહીશું નહી બાહાર, પ્રાણ તજીશું નરને નાર. સાચો પુત્ર તણોછે શોક, બીજુ મેહેણું દેછે લોક; ધારણ આંણી રાખી ધીર, બોલ્યો રાજા વિક્રમ વીર. તમો તનના તજો ઉચાટ, વરસ એકની જુઓ વાટ; પેટ ચોરી કસ્તુરી ભરી. મલવરજીત શુભ કાયા કરી. કાષ્ટ પેટીમાં રૂની જાળ, તેમાં તે પોઢાડ્યો બાળ; દીધુ તાળુ જતને કરી, ઉપર મોહોર પોતાની ધરી. એક સહસ્ત્ર મુકયા રખવાળ, સાચવજો પેટી એ બાળ; એક વરસમાં ન આવું અમો, ત્યારે પેટી છોડજો તમો. પછે હોય જે કુળનો ધર્મ, તમો તમારૂં કરજો કર્મ. પોતાના પંડીત પરધાન, ઘેર વળાવ્યા દેઇને માન. રાજ ચલાવજો રામજતણું, પ્રજા સુખ પામે જેમ ઘણું; એક વરશે અમો આવશું, મંત્ર સજીવ નનો લાવશું. આસો પાલવ એક જુગતે ઝાડ, પેટી બાંધી તેહેની ડાળ; વળાવ્યા સહોદર સરવ, વાતે મનથી મેલ્યો ગરવ. સદાવ્રત કરયું તે ઠામ, ધરમ ધજા બાંધી તે ઠામ.

**દોહરો.** જીવાડું જાયો તાહરો, મુરછા છે એની દેહ; સજીવન થાશે સંવછરે, જેમ દુધે વુઠો મેહ. હરસીધી પરતાપંથી, થાશે પુરણ હાંમ; માહાકાળેશ્વર મહાદેવજી, કરશે રૂડાં કામ. **ચોપાઇ.**

રાજા પૂરવ પંથે જાય, જ્યાંછે જાંહાંનવી ગંગા માંય; તરણ તારણ ત્રીલોકજ તણી, ત્યાં ચાલ્યો ઉજેણી ધણી. કામ થશે તો દુધે મેહ, નહીતર ત્યાં જઈ પાડું દેહ; સદગત મુગતી મારગ સુખે, ના કેહેવી પડશે નહી મુખે. એમ કહી ચાલ્યો રાજન, હઇડે હરસીધ કેરૂ ધ્યાન; ફરતે ફરતે દીન બહુ થયા, અઘોર વનમાં રાજા ગયા; ઉષ્ણકાળ અગ્નીની ઝાળ, થયા ખરા મધ્યાંનજ કાળ; અણુંવણ પાગ તરષાતુર નીર, કોમળ કાયા શુદ્ધ શરીર. એક વડ મોહોટો ગંભીર, તાંહાં જઇ બેઠો વિક્રમ વીર; તે વડ હેઠળ મોહોટો રાફ, ત્યાંથી નિકળ્યો મણીધર સાપ; તે રાજાએ દીઠો દ્રષ્ટ, ત્યારે મનમાં પામ્યો કષ્ટ; એ વીખધર ડસે જો સાપ, પરઠે પ્રાણ જો બેસે પાપ. એમ કહી ચાલ્યો જેટલે, કઉતક એક થયું તેટલે; તેહ સર્પને વાચા થઈ, વિક્રમ આગળ વાણી કહી. ભાઇ પંથી તુ ઉભો રેહે, સુખ દુખ કેરી વાતો કહે; ઈશ્વર આંણ ડસુ નહી અમો, સુખે પાસ બેસોજી તમો. દુઃખની વાત કેહેવા આવીયો, ત્યારે તું પંથે ચાલીયો; મેતો કપરા ખાધા સમ, માહારી પાસ ન બેસો કયમ. સુણ્યું વચન તે સરપજ તણું, રાજા અચરત પામ્યો ઘણું; દુખ સાંભળી ઉભા રહ્યા, એક બોલ અધીપતે કહ્યો. કેહેરે ભાઈ તાહારે શું દુઃખ, ઇશ્વર તાહારી ભાગે ભુખ; શું તાહારે દળીદર ઘણું. પહલું કરવું પુત્રજ તણું. સાસરવાસો કરવો દીકરી, કે લીધુ કોણે ધન હરી; કે કવાયાં તારાં વહાણ, કે દેશપતી માગેછે દાણ. કે માથે લેવીછે મોટ, કે વેહેપારમાં આવી ખોટ; ઉતાવળો થઇ દુઃખ કેહે મૂને, જગત માત સુખ કરશે તુંને. કહે નાગ માહારા કરમના ભોગ, માહારી દેહમાં પ્રગટયો રોગ; અગ્ની ઝાળ ઉઠેછે અંગ, રેહેવું ન ગમે કોને સંગ. લક્ષ વીંછીની વેદના જેમ, રાત દીવસ અગ્નીછે તેમ; માહા રોગ પ્રગટયો છે આપ, પુરવ જનમનાં પ્રગટ્યાં પાપ. પાપે રોગ પેદા થાયછે, પુન્યે દુઃખ સઘળાં જાયછે; તેહ તહારી ભાગુ ભ્રાંત ; એક ઘડી બેસો એકાંત. દાવાદળ જેવુંછે દુઃખ, માટે મુજને કર તું સુખ; વડો માણસ દીસે વિવેક, તુજને પ્રશ્ન પુછુછુ એક. દુઃખ ભંજનછે સાહસ ધીર, કાંને સાંભળ્યું વિક્રમ વીર; ઉજેણી નગરીનું રાજ, નીત પ્રતે કરેછે કાજ; કેહે તે સાચુ છે જુઠ, બેસ ગમે તો કે તું ઉઠ. એહ સંદેહ પુછુછુ તુને, જાણો તેવુ કેહેજો મુને; વિક્રમનાં સહુ કરે વિખાંણ, તે સાચુ કે જુઠુ જાણ; માહારૂં દુઃખ ભાગે કેવાય, વિખાણ સાચાં કેવાં થાય. દુઃખભંજન ખોટો કે ખરો, જેવું જાણો તે ઉચરો.

**દોહરો.** વાત સુણી વિસમે થયો, પોતે વિક્રમ રાય; દુઃખ ભાગ્યા વીણ નાગનું, મારગ કેમ જવાય. કેહે પંથી તું નાગ સુણ, તાહારા દેહમાં દુઃખ; તે વિક્રમથી કયમ થશે, સેહેજ વાતમાં સુખ. શું વઇદુ વિક્રમ કરે, કે શું ઓસડ પાય; મંત્રજંત્ર કે ઔષધી, તેથી કયમ સુખ થાય. નાગ કેહે પંથી સુણો, વિક્રમમાં વિદ્યા હોય; નોળી કરમ નરપત લહે, કળી શકે નહી કોય. બોહોતેર

કોઠા નવ નાડીયો, અમૃત વિખના જેહ; મહીમા તે મહીપત લહે, તુજને કહુછું તેહ. બરદ રાખે જો બોલનો, પ્રીતે રાખે પાસ; સુખ થાયે સંક્ષેપમાં, આપે ઉદરે વાસ. પ્રીતે રાખે પેટમાં, અમૃત કોઠા જયાંહ; તો સુખ થાય શરીરમાં, એક અદક્ષણ માંહ. રોગ વધે તે રાયને, આખર પામે મૃત્ય; માહારો રોગ તો નિસરે, તે વેળાએ તૃત. મરવા ઉપર મન કરે, શરીર માહે સાપ; એવો કુણ અભાગીયો, અતિ દુઃખ પામે આપ. ઊંઘ વેચી ઉજાગરો, કુણ કરે એ કામ; પરદુઃખ ભંજન લોક કેહે, વિક્રમ નરનું નામ. ભુખ્યો તરશો કો ભાટ જન; કે કોઈ ભીક્ષુક જન; અન્ન અપાવે તેહને, મેળવ મનાશે મન. કોડ પુરે કવિયો તણા, તે ગુણ ગાથા ગાય; કિરતી લેહેર સમુદ્રની, દહો દશાએ જાય. ભાગે દુઃખ ક્યમ ભુપતિ, માગિ ક્યમ લે મોત; ગરજુ ઘેલો જાણવો, જેવો બાળે ખોત. દેહ વાહાલો માહારો મુને, રણમાં વસુધું રાંક; એને ક્યમ અળખાંમણો; અ લખ્યત આડે આંક. ચોપાઈ. રાજા બોલ્યો કેહે મુજ કાંમ, નરપતિ વિક્રમ માહારૂં નાંમ. દુઃખ ભંજન દાતા તે અમો, જે ગમે તે માગો તમો. રહ્યો નાગ એહેવું સાંભળી, વીપરીત વાત કુડિ મન કળિ; કહું તુજને કેટલું એક કથી, હું વિક્રમને ઓળખતો નથી. પ્રગટ પારખું તેહેનુ સુખે, ના અક્ષર બોલે નહી મુખે; અહંકાર ઉપર અદકુ હેત, ના અક્ષર ન ભણિયો નેટ. ઢીગઢાગ કરેછે તું, તે દિલમાં જાણુંછું હું; માહરા મનની પુરે હાંમ, માહારે મન તે વિક્રમ નાંમ. વિક્રમ હોય તો પુરે આશ, આપે ઉદર મધ્યે વાસ. વચન સાંભળી રાજા રહ્યો, અદકો ઉલટ મનમાં થયો; મહીપતે વિકાસ્યું મુખ, પેશ ભાઇ જો થાયે સુખ. તાહારે મન રૂડુ ભાવશે, કાયા શા કામે આવશે; પંચમાભુત મળ મુતર ભાર, અસ્થિર ઉપરં શો અહંકાર. એ બે મનમાં હરખ્યા આપ, વીક્રમ ઉદરે પેઠો સાપ; દેવાંશીની અમૃત દેહ. રહ્યો નાગ સુખ પામી તેહ. સરપ તણો તો શોકજ ટળ્યો, રાજા પુરવ પંથે પળ્યો; દીન ઉપર દીન વહી તે ગયે, રાજા ઉદરે રોગજ થયો. વીખનું રૂપ ને વીખની ઝાળ, કાયામાં જઈ પેઠો કાળ; અંગે બ્યાધી બ્યાપી ઘણી, દુઃખ પામ્યો ઉજેણી ધણી. દેહનાં ચઈતન સરવે ટળ્યાં, વધ્યું ઉદરને અસ્તજ ગળ્યા; ગયું વાન તેજ રૂપને રંગ, ક્રસ્ય થયો કાયાનો અંગ; માહા ભયાનક દુખણી દેહ, નયણે ચાલે જળ જેમ મેહ; ન પચે અંન ન ભાવે નીર, સ્થુરે થયું તે શીત શરીર. વેદના તે લક્ષ વીંછી તણી, તેથી બ્યથા રાજાને ઘણી; તોયે રાજા પંથે જાય; આવ્યો સદાવૃતી નગરી માંહે. પડ્યો વાટમાં અંગ બેવડું, થયું ઉદર ગોળા જેવડું; ચઉટા વચે પડ્યો છે ધરણ, મીચ્યાં નેત્ર હલાવે ચરણ. નગરના વાશી મળીયા લોક, દેખી રાયને પામ્યા શોક; તે નગરીનો કો એક ભુપ, મહેંદ્રવછ તે નામ સ્વરૂપ; સદા વ્રતીનું રાજ તે કરે. ત્યાંહાં આંણ વિક્રમની ફરે; શેવકે જઇને કીધું જાણ, મહેંદ્રવછશું બોલ્યા વાણ. કો એક પંથી આવી અડયો, દેહ રોગ મારગમાં પડ્યો; અંગ બધુ તે પીળું થયું, ચઇતન સાન દેહમાંથી ગયું. પડ્યો આવરદા પુરો કરે, મુઓ હશે કે વાહણે મરે, તેવુ રાજા સાંભળી રહ્યો, પ્રતિ ઉત્તર પાછો નવ કહ્યો. તે રાજાને બે દીકરી, છે કુંવારી નથી તે વરી; નવ સવછર નાની સાર, મોહોટીને થયાં છે બાર. નથી પુત્ર રાજાની દેહ, લાડકવાઇ બેટી બેહ; નાહાની બેટી સુંદર રૂપ, જીવ થકી વાહાલી છે ભુપ. સુણી વાત પંથની જેટલે. કુંવરી બે તેડી તેટલે; બેહુ તણા તે ઝાલ્યા હાથ, પીતા કેહે પુત્રીને વાત. બેસો ઉછંગે સાચુ કહો, જેવું જેના મનમાં લહો; સાચી વાતનો દંડજ માપ, કહો આપ કે કરમી બાપ. આપ કરમી કુંવરી હોય જેહ, મારી પાસે બેસો તેહ; બાપ કરમી જે હોયે રંગ, તે આવી બેસો ઉછંગ. મોહોટી કન્યા કેહે છે આજ, હુંતો બાપ કરમી માહારાજ; બાપને કરમે રાજજ કરૂ, નવનવા શણગારજ ધરૂ. જે જોઇએ તે તમે આપશો, રૂડે ઠામે પરણાવશો; હુંતો એવી જાણું વાત, માહારે કરમ તે માહારો તાત. વડી કન્યાએ વાંણી જે કહી, હેત ધરી ઉછંગે રહી; લક્ષ કરોડ વરાં.કહુ આપ, માહારે કરમ તે માહારો બાપ.

**દોહરો.** બોલી નાહાની બેટડી, સાંભળ ઘેલા બાપ; તાહારૂં કરમ તે તુજ કને, માહારૂં કરમ તે આપ. સહુ સહુને કરમે કરી, વશ વરતે છે લોક; સુખ દુઃખ પામે કરમથી, ડાહાપણ હરખ ને શોક. મન અહંકાર મુરખ ધરે, મુજથી સઘળુ થાય; તેતો જુઠુ જાણજો, આપ કરમથી આપ. પીતા અલખત મુકે ઘણી, કરમ હીણ હોય પુત્ર; ધન વીનાનો તે રહે, ભીખ માગતો સુત્ર. પીતા હોય અભાગીયો, તાલેવંત હોય તન; હાથી ઘોડે તે ચડે, આપે સદાવ્રત અંન. **ચોપાઈ.** કરમે રંક રીધ પામે રાજ, કરમે દુઃખ દળીદ્ર તાજ; ચઢી રાય સાંભળતાં રીશ, પગની જ્વાળા લાગી શીશ. વનીતા બોલી જેહ વચન, ચઢી રીસ ખીજ્યો રાજન; વળી પુછું બે ચારજ વાર. તેનો તે ઉત્તર એ ઠાર. બોલ સાંભળ્યા બેટી તણા, ક્રોધે રાજા ભરાણા ઘણા; તેડ્યા શેવક કહે છે રાય, પંથી પડીયો ચઉટા માંહે, તેને લાવો વેગે કરી, પરણાવો નાહાની દીકરી; જોઉ કરમ એક શું જોગવે, રાજ રીધ કેવી ભોગવે. માહારી જે કો લોપે આણ, પ્રાજે કરૂં હું તેના પ્રાણ; બાજારે શેવક આવીયા, પંથીને તેડી લાવીયા. રોગી પંથી પડ્યોતો જેહ, રાજ સમીપે આંણ્યો તેહ; ઉદર મોહોટુ વિકાળ સ્વરૂપ, તે દેખીને હરખ્યો ભુપ. વિપ્ર તેડીને આગ્ના દીધ, ગુરૂજી કામ કરો એ સીધ; કંઠે આરોપી વરમાળ, રોગીને પરણાવી બાળ. ઉજડ આપ્યો રેહેવા ઠામ, આપ કરમ શું કરશે કામ; કહે કુંવરી સાંભળરે તાત, કરમ તણી તું ન લહે વાત; મેં પરણ્યો તે ઇશ્વર એહ, શેવા કરૂ મન આંણી નેહ. ઘડી એક લાખેણા લાવ, હું નાર એ નરપત નાવ; માહારાં કરમ જો રૂડાં હશે, રોગી મટીને રાજા થશે. એવું કહી આવી નીજ ઘેર, પીયુની શેવા માંડી પેર; મહીપત કોનો નોહે મીત્ર, પક્ષી કાગ તો નોહે પવીત્ર. વિક્રમને નહી શુધ કે શાન, નહી દેહમાં ચૈતન કે ગ્નાન; પાત્ર ઉષ્ણોદકથી ભરેચું, કંથ શરીરે મરદન કરેચું; કરી શુધ કાયા તે તણી, સુખ પામ્યાં ધણીયાણી ઘણી. નીંદ્રા આવી નયણે વહી, એટલે જામનીશા એક ગઇ; બાળે દીપક તેણે ઠાર, સનમુખ આવી બેઠી નાર. મનુશ નામ બીજુ નહી કોય, એટલે એક કઉતક ત્યાંહાં હોય; વિક્રમ મુખ વિકાશુ આપ, નીકળ્યો પેંટથકી તે સાપ. અરધો મુખમાં અરધો બાહાર, તે નરખ્યો રાજાની નાર; સ્ત્રી અચરત પામી એટલે, બીજો સરપ દીઠો તેટલે. ઘર દરમાંથી આવ્યો એક, બીજો ઉદરે નાગ વીવેક; પરસપેરે બહુ નરખીયા; પંનગ હૈડામાં હરખીઆ. વાતો કરવા માંડી માંન, બોલ્યો નાંગ ઘરનો અનુમાન. **દોહરો.** ઘરનો સરપજ બોલીઓ, ઉદરની પ્રતે વાંણ; વિક્રમને દુઃખ દે ઘણું, મુરખ મુઢ અજાણ. રાજા વિક્રમ રત્ન એ, પરદુઃખભંજણ હાર; મારી નાંખે સોહેજમાં, ફટ ઘેલા ગુમાર. કોડ બ્રહ્મહત્યા થકી, કરેછે કુડુ કાજ; પરદુઃખભંજણ સુખ કરણ, વિક્રમસેન માહારાજ. તુ જીવીને શું કરીશ, પાપ કરીશ તુ પુર; એ સતવાદી સોહામણા, નારાયણનું નુર. નીકળ ઉદર એના થકી, જો માને મુજ વાત; રાજા દુઃખ પામે ઘણું, એ તો માહા ઉતપાત. બીજો બોલ્યો રીસશુ, ઉદર તણા જે નાગ; જા મારગ તુ તાહરે, નથી વઢ્યાનો લાગ. ચડ્યો બોલે મુખ માહરે, મેં વરત્યું તાહારૂ મન; તું નથી એ બોલતો, બોલે તાહારૂં ધન. લક્ષ્મી તુજ હેઠળ ઘણી, જ્યાંહાં રેહેછે દર વાસ; તે છાંડી જા રણ વિષે, તાહારે શાંની આશ. ધન નથી દેતો કાઢવા, રેહે ઉદર નીસ દીસ; મળે કો તાહારો ભોમીયો, તોડી નાંખે શીશ. આંણી તેલ ઉનું કરે, રેડે તુજ દર જાંહી; તો ધન અનગળ નીકળે, જે છે તુજ દરમાંહી. કોઈ પાસે હોય તો શીખવું, રેડાવું હું તેલ; માહેથી લક્ષમી નિકળે, મળે એ રૂડો મેલ. ઘરનો સરપજ બોલીયો, આંણી મનમાં દાજ; નથી વૈદ તુજને મળ્યો, ત્યાંહાં સુધી તુ ગાજ. આણે કડવી કોચલી, તક્ર સંઘાતે પાય; કટકા થઇ તું નીસરે, ભવની ભાવટ જાય. કામછે ઘડી એકનું, તક્ર કોચલી તરંત; પાય તો પ્રાજે કરે, મેલથી પામે મરંત. જાત જાતે જે વડે, પ્રગટ કરે જે છીદ્ર; તેતો દુઃખ પામે ઘણું, ભાગ્યનીધી જે ભદ્ર. **ચોપાઇ.** માંહો માંહમાં વડીયા નાગ, તેતો સ્ત્રીએ જોયો લાગ; એક નાહાશીને દરમાં ગયો, એક ઉદર ઠેકાણે થયો. એમ કરતે થયો પરભાત, સ્ત્રીએ વિચારી

વાત; ઓળખ્યો રાજા રૂડી પેર, ઓસડ બેનાં કાહાડ્યાં ઘેર. શ્રવણે સુણ્યુંતું જેટલું, સ્ત્રીએ તરત કર્યું તેટલું; રેડ્યું તેલ તાતુ તે તણું, કાહાડ્યું ધન અનંગળ ઘણું. પછે કર્યું જે ઓસડ નેટ, રેચ લાગ્યો પુરંદર પેટ; રાજાનો તો રોગજ ગયો, સહજ વાતમાં સુખીઓ થયો, શુદ્ધ કર્યું તે રાય શરીર, વિશ્રામ પામ્યો વિક્રમ વીર; કટકે કટકે નિકળ્યો સાપ; અધીક સુખ પાંમ્યો તે આપ. નેત્ર ઉઘાડી જોયું દ્રષ્ટ, કાયાથી ગયું સરવે કષ્ટ; પાસે બેઠી દીઠી નાર, જોબનવંતી રૂપ અપાર. કર મીંઢળ ચુડો વરમાળ, દ્રષ્ટેથી દેખે ભુપાળ; પરનારી સહોદર રીત, પ્રેમદા સાથ કરે કયમ પ્રીત. બોલ્યો રાય ચડાવી રીસ, ભમર આપ ચડાવ્યાં શીશ. વરત ભંગ કરે માહારૂ, હું મુખ નવ જોઉ તાહારૂ; તું તો સ્ત્રીછે કોણજ તણી, પુછે એમ નગરનો ધણી, કંથ તાહારાનું કેહે નામ, મુજ સાથે શું તાહારે કામ; એકાંત સેન્યા બેઠી કયમ, સાચુ ન કોહો તો માહારા સમ.

**દોહરો.**—નારી બોલી નેહશુ, જોડીને બે હાથ; માંડીને પુરવ કથા, કહી સ્વામીની સાથ. મહેંદ્રવછની દીકરી, પુછ્યો પીતાએ મરમ, કોડ વારને લક્ષ વસા, મેં વીખાણ્યું કરમ. તાપ લાગ્યો મુજ તાતને, અતી આણ્યો અહંકાર; રાજ અણાવા રાવળે, ક્ષણ્ન ન લાગી વાર. સાન વાંન હતું નહી, નોહોતું ચૈતન ગ્નાન; કરમ વીખાંણ કર્યા થકી, દીધુ કન્યાદાન. શેવા કારણ સજ થઇ, ઘડી લાએણી જાય; રાયજી સનમુખ હું હતી, પોહોડ્યાતા તમે રાય. નિકળ્યો નાગનીજ ઉદરથી, ઘરથી નિકળ્યો એક; માંહોમાંહી તે વઢ્યા. વચન તણો વિવેક. કહ્યું એકનું મેં કર્યું, તરતજ રેડ્યું તેલ; ધન અનરગળ કાહાડીયું, માહાલક્ષમી વત મેલ. કડવી આંણી કાચલી, પાઈ તક્રસુપ્રીત; પનંગ તો કટકા થયો, રૂડી એ તો રીત. નાગે નામ ઓળખાવીયું, ધરમ ધોરંધર ધીર; માહારે કરમે હું વરી, વડહથ વિક્રમ વીર. એ હકીકત માહરી, દીન રાવળી દાસ; દો આગ્ના મુસ્તક ધરૂ, ખરેખરી એ વાસ. **ચોપાઇ.** ફટફટરે નમેરી નાર, કીધો અંન્યાય તેં અપાર; ઘરમાંનો વડો જે સાપ, દુઃખ આપાણું જાણી આપ. તેને શામાટે મારીયો, હું જીતી બાજી હારીયો; બીજાને ઉદરે રાખીઓ, નારીં તેં મારો નાંખીયો. પરદુઃખભંજણ માહારૂં નામ, તેં મીથ્યા કરૂં એ કામ; કામ વણસાર્યું તેં માહારૂ, મુખ નવ જોવું હું તાહારૂ. નાગ તણા કટકા કર ધર્યા, પાંણી પખાળીને સુધ કર્યા; બીંજો તેલથી બાળ્યો તેહ, તેને કંડીએ ઘાલ્યો જેહ. બેશી રેહે તુંતો વાશીએ, હું કાવડ લેઇ જાઉ કાશીએ; નાગને જઇ પધરાવું ગંગ, પછે સમરપુ માહારૂ અંગ. એમ કહી નીકળીયા રાય, કરગરો કામની કેડે થાય; પરદુઃખ ભંજણ છો માહારાજ, મુજ રંકની રાખો લાજ. મુળ ખરી દાશી તાહરી, તમારી ગત તેવી માહરી; માહારે બીજી શી છે ઓથ, દેહ સમરપુ સ્વામીં સાથ. કાંઇક પુન્ય પરતાપે કરી, માહારાજ રાજ વિક્રમને વરી; પર લોકની પુરોછો આશ, મુજને તે કયમ કરો નીરાશ. મુકી જાશો પંથ પ્રમાણ, તો નિસ્ચે છાંડુ પ્રાણ; તે હત્યા બેસે તમ શીશ, કુભાશે ઉમીયાપતી ઇશ. ગંગા માંહે પાડશું દેહ; તો તો દુધે ઉઠ્યા મેહ. જનમ મરણ જોખમ વાંમીએ; મુગતી પદારથ એ પામીએ. દીન બોલ કામનીએં કહ્યા, દેવ રૂપને આવી દયા.

**દોહરો.** કાવડ ગ્રહીને કામની, કોડ ઘણેથી કંથ; પોહોર રાત રહી પાછલી, પળીયાં પ્રૌઢે પંથ. પુરપત પંથ પાછો પળ્યો, અક્કલ વિચારી આપ; વિક્રમ આવ્યો તે વડ તળે, જ્યાંથી તેડ્યોતો સાપ. વાત વનીતાને કહી, આ રાફમાં રેહેતો નાગ; એટલે એક આવી નાગણી, ગાત્ર મોટેરે ભાગ. બીહેશ માં તુ બાળકા, બેસ ઠરી આ ઠામ; પંથી પુછું તુજને, માહારે તાહારૂં કામ. તુજ સરખો તુજ જેવડો, તાહારી શોભા સુત્ર; વિક્રમ નામ તેણે કહ્યું, પેટ ઉતારયો પુત્ર. પેટ રોગ તે પુત્રને, અગ્ની ઉઠતો અંગ; તેને તે લેડી ગયો, સુખ કરી રાખ્યો સંગ. હું તે તેની માવડી, તે તે માહારો તન; તેવા પંથી છો તમો, મહીપત રૂડે મન. તે સુખીઓ કે દુઃખીઓ, કે મરત જીવત હોય; પંથી બીજો કે તે તમો, કળી ન શકે કોય. સાચુ ન કહો મુજને, બ્રહ્મહત્યાદીક પાપ; એહ સમ માહારે શીરે, જો દેશુ કરીને સાપ. **ચોપાઈ.** પુરપત લાગ્યો તેહને પાગ, જઇ બેઠો

જોડી તે જાગ; જેહ હકીકત થઇતી જથા, કહી માંડી તે કરમજ કથા. હુ તો માહારૂં સત હારીયો, તાહારો પુત્ર અમો મારીયો; નાગણ કેહે નહી તાહારો વાંક, એમ લખ્યો વીધાતા આંક. તમથી થાય તો કરો એક વસ્ત, એક કટકો જડે જો અસ્ત; અસ્ત તણી આપે કરકડી, તો સુત જીવાડું આ ઘડી. અંજન સજીવન છે મુજ પાસ, અશ્ત જડે તો પોહોચે આશ; કેહે વિક્રમ સાંભળરે માત, માંડીને કેહે મુજને વાત. એતો મુજને અચરત અડયું, અંજન સજીવન ક્યાંહાંથી જડ્યું, કેટલા જન જીવે તમ હાથ, સાચુ બોલો માહારે સાથ. દોહરો. નાગણ કેહે નરપત સુણો, પીયર મારૂ પાતાળ; માતાને મળવા ગઈ, કોઇક સંભવ કાળ, ત્રણ માસ હું ત્યાંહાં રહી, પીતા બોલ્યો મુજ પેર. પ્રથવીથી પાતાળમાં, નાવીશ માહારે ઘેર, ભરતખંડથી ભુમીમાં, આવે બેસે પાસ; નાગ લોકના નરપતી, સદા છે તેતો સાપ. માંન માગુ મુજ માવડી, કહી પીતાને વાત; પુત્રી મુજને ક્યાંહાં મળે, એ તો વીપરીત વાત. કુશળ એમ કેમ જાણીએ, કયારે જોઉ મુખ; એમ કહીને આંસુ ભરેયાં, દેહમાં પામ્યાં દુઃખ. પીતા મહારો પરસન થયો, સાસરવાસો સાથ; ત્રણ જણ જીવે જેટલુ, અમર આપ્યું હાથ. ધણી ધણીયાણી દીકરો, સુખે સજીવન થાઓ; મૃત તણી ચિંતા નહી, મંદીર મલપતાં જાઓ. અંજનની એક દાબડી, પરઠી રૂડી પેર; માત પીતાને હું મળી, વળતી આવી ઘેર. તે સમકપ્રકારે સંઘરેયું, કરવા રૂડું કાજ; અસ્ત પામુંજો કરકડો, સુત જીવાડુ આજ. ચોપાઈ. વીનતા બોલ મન માંહે વશ્યો, હેત ઘણેથી રાજા હશ્યો; તું મોહો બોલી માહારી માત, સાંભળ માહારા દુઃખની વાત. શીકાર કારણ હું તો ગયો, વિપ્ર મંદીરમાં વાસો રહ્યો; તેને ઘેર આવ્યોતો તન, દીઠી વિધાતા મેં તે દન. પુછી પાર મેં લીધો તરત, જાણ્યું મેં બાળકનું મરત; ઉપાય કીધા મેંતો કરોડ, પાડી હનાર સાથે હોડ. માહારો શ્રમ તો મિથ્યા થયો, જીવ તેહ બ્રાહ્મણનો ગયો; મમત કરી બાંધ્યો બારણે, નિકળ્યો છું તેને કારણે. જાતોતો ગંગાની તીર. સમરપવાને ત્યાંહાં શરીર; એટલે હુંઆવ્યો વડ હેઠ, તાહારો પુત્ર રાખ્યો મેં પેટ. ઉદર વધ્યો તે રણમાં પડ્યો, આ ચતુરાને હાથે ચડયો; કાંમની કામ કરયું છે જેહ, મેંતો માંડીને કહ્યું તેહ. જે કાંઈ તમને સુઝે માત, તે રૂડી કોહો મુજને વાત; કેહે નાગણ સાંભળ નરપતી, તાહારી રૂડી રેખા રતી. આ અમૃત અંજન માહરૂ, જેમ કામ થાયે તાહરૂ; તે પરમારથ દાહાડી કરો, વણ મોતે શા માટે મરો. નાગ પુત્રની થઇ છે હાંણ, માહારે તો તજવા છે પ્રાણ; અમૃત રાખી હું શું કરૂ, પુત્ર વીજોગે નિશ્ચે મરૂ. જીવાડયો નાગણીનો તન, આપ્યું તેને અતીશે ધન; સોંપ્યું અમૃત રાયને હાથ, સ્નેહ કરેયો રાજાને સાથ. ત્યારે રાજા હરખ્યો મન, જીવાડયો નાગણીનો તન; માતા પુત્ર દીઠો જ્યાહરે, આનંદ અતી પામી તાહરે. રાજાને દીધી આશીશ, પ્રસન હજો ઉમીયા ને ઈશ; રાજા કેહે દુઃખ હોયે દેહ, પેશ પેટમાં આંણી નેહ. અમૃતથી સજીવન થયો, રોગ ભોગ હતો તે ગયો; જુહાર કરીને ચાલ્યો રાય, સદાવૃતી નગરીની માંહ. હેત પ્રીતને ઉલટ ભેર, આવ્યો ધન કાહાડયું તે ઘેર, ધન પાછું ધરણીમાં ધરેયું, જેમ પેહેલું હતું તેમ કરેયું. તેલ થકી પામ્યો તો મરત, તે સજીવન કીધો તરત; કોડી એક ન રાખી પાસ, સંતોષ્યો બીજો તે સાપ. બરદ નામ તણું રાખીયું, તે દુનીયાં બાધે દાખીયું; તેની આશીશ લેઇને વળ્યો, મહીપત પોહોડે પંથે પળ્યો. વિપ્ર પેટી બાંધીછે જ્યાંહ, પોતે રાય પધારેયો ત્યાંહ; રાણી પરણો પોતા સાથ, અમૃત જોર હેતે છે હાથ. રાત સમે એક કઉતક હોય, તેતો અન્ય ન જાણે કોય; ગામ લોકમાં જાણજ થયું, દેશ બધાનું દુઃખજ ગયું. રાણીને તેડી આવીયો, ભુપત સંઉને મન ભાવીયો; પુન્ય કાળ પ્રોઢે પરભાત, વિશ્વ બધામાં ચાલી વાત; પેટી બાંધી ગયોતો જેહ, માહારાજ રાજ આવ્યો છે તેહ; સજીવન વિદ્યા પાસે હશે, બાળક બ્રાહ્મણનોં જીવશે. ઘેરે ઘેરને ઠામે ઠામ, જોવા આવ્યું બાધુ ગામ; વધામણીયા આવીને અડે, નીશાન ગાજે ને ગડગડે. જેજેકાર જગ માંહે થયો, કલ્પવૃક્ષ કવીતાએ કહ્યો; મોહોટાનાં માંનજ મોડીયો,

પેટી સહીત બાળક છોડીયો. ભુપતીએ નવ ભાગી ભ્રાંત, શીવ સાનાધ ગયો એકાંત; અમૃત અંજન નિરમળ વળી, મૃત્યુ ધાતની મુરછા વળી. ત્રીલોકનાથ તેને તુઠીયો. આળસ મોડી તે ઉઠીયો; પુર પતી કેરા પ્રણમ્યા પાંગ; એોલવી મૃતકી કેરી આગ. શીવ પ્રતાપ સજીવન કીધ, લાખેણો જશ એણે લીધ. **દોહરા**—માત પીતા તે વિપ્રનાં, દીધી તે આશીશ; તેજ વધો ત્રીલોકમાં, જેમ ઉતરાયણ દીશ, સત ગામ લખી આપીયાં, ત્રાંબા કેરે પત્ર; એ ગામનો તું અધીપતી, શીર સોહાવ્યું છત્ર; રાણી જે રાજા તણી, તે રાણીનો તાત; ભાટ ચારણ કવીએ કહી. વીખાણી વિક્રમ વાત. તમો પુછ્યુંતું પુત્રીને, ધજ બાંધીને ધરમ, તેણે વીખાણ્યું હતું, પોતા કેરૂ કરમ. માઠું લાગ્યું તે તુને, જુઠો કીધો જોગ; તે પરણાવી પુરૂષને, રઉરવ જેને રોગ. તે માહારાજ રાજેશ્વરી, ધરમ ધોરંધર ધીર; ઈંદ્ર થકી અધીકો થયો, વિક્રમજીત વડ વીર, હરખ સમુદ્ર ઉલટયો, રાણી સહીત તે રાય; પગલે પાગે લાગતો, જમાત્ર મળવા જાય. મહેંદ્રવછે મહીમા લહ્યો, માંણ્યો સઘળો મરમ, તે કુંવરી વિક્રમ વરી, આપ ધીખાણ્યુ કરમ, ધન ભાગ્ય એ ભામની, ધન કુંવરી અવતાર; ભુપત જે ભ્રતખંડનો, દેવાંશી દાતાર. વર પામી વિક્રમ શખો, પ્રગટ્યું પોહોડું પુન્ય; ઇકોતેર પરીયાં તરેયાં, ન રહી એકે નુન્ય. ધન ગોત્રજ ગુણનીધી, ધન પરીવાર ભરપુર; ધન વિક્રમ વરને વરી, નારાયણનું નુર. પાળે પગલે પરવરયો, બાંધી પોતે હાથ; દાંતે તરણું લેઈને, સસરો શ્રીમુખ સાથ. કાલાવાલા કોટીધા, પ્રણામ કરી બહુ પેર; જમાત્ર જોડે કન્યકા, તેડી લાવ્યો ઘેર, દુંદુભી વાગ્યાં દેવનાં, હેતુ જનને હરખ; રોગી પડયોતો વાટમાં, તે વિક્રમજી વરખ. રીત ભાત પ્રીતે કરી, પુરણ મન પરસન; દેશ બધામાં દાખીયું. દેવતાઈ દરસન. સજ્જન સાથ સંતોખીયાં, ભોજન કીધું ગામ; હસ્તી ઘોડા પાલખી, દસ કોટીધા દામ. જેવા હર્ષ અમને થયો, તેવા તમને હોય; સાખ લખાજો શાસ્ત્રમાં, ગાંજી ન શકે કોય. ભુપ મળ્યા ભ્રતખંડના, કર્યા અધિપત આપ; તીલક કરયું ત્યાંહાં ત્રીવીવે, છત્રપતીની છાપ. કોટી કલ્યાણ તાહારૂં થજો, એવી દે આશીશ; પુરપતી પરસન હજો, આદ્ય ઉમાપત ઇશ. રાણી તેડી રાજવી, આવ્યા ઉજેણી આપ; જેજેકાર જુગમાં થયો, તે પુન્ય તણો પરતાપ. પ્રધાન આદે પુર સહુ, ઝાઝાં કરી જતન; વેહેપારીએ વધાવીયા, રૂડાં પુષ્પ રતન. પ્રૌઢ પરમારથ જાણજો, પ્રૌઢે સહુથી પુન્ય; પુન્ય વાત જેને વશી, તેને શાની નુન્ય. વાસો રહ્યોતો વિપ્ર ઘેર, એક રાત એક જામ; તેટલા માટે એટલું, કરયું નવેખંડ નામ. પુત્ર જીવાડયો વિપ્રનો, ઉદરમાં લીવો સાપ; રોગ ટાળ્યો પનંગ તણો, એવા બળીઆ આપ. નિત નિત એવાં નવનવાં, સત સહસ્ત્રધા લાખ; પુરાણ લખ્યાં પંડીતે, શાસ્ત્રજ પુરે સાખ. થયો નથી ને થાયે નહી, વિક્રમ કેરી જોડ; અહરણી અવની કરી, હાકી જીતો હોડ. કાં ઊંચ કાં નીચ જન, કાં રાજા કાં રાંક; કરો પુન્ય પરમારથી, એહ અલોકીક આંક. પુન્યે જશ વાધ્યો ઘણો, પુન્યે પુત્ર પરીવાર; પુન્યે હોય પ્રાક્રમી, અલખત અપરમપાર. ખેડ કરો લક્ષ કોટીધા, સીંચો પાણી બહુ રીજ; તેણે અરથ સરે નહી, જો વાવે નહી બીજ. સંસ્કૃતમાંથી સોધીયું, પ્રાક્રત કીધુ પુરે; ભોજ પ્રબંધ ભરતખંડમાં, નારાયણનું નુર. કેહે પુતળી ભોજ સુણ. રૂડા છો તમ રાય; એવાં જો પ્રાક્રમ કરો, ધરો શીંહાસન પાય. વાચા જે ચુકે નહી, બોલ્યા પાળે બોલ; તેવા થાઓતો પગ ધરો, તોળી જુઓ મન તોલ. ગુજર દેશ ગરવા ઘણું, વેગનપુરમાં વાસ; ઔગોડ માળવી વિપ્ર શુભ, કેહે કવિ શામળદાસ. શેવક શ્રી સારદા તણો, બ્રાહ્મણ કેરો ભકત; કીંકર સહુ કવીયો તણો, જશ વીખાંણે જક્ત. પુરાણ કર પરમારથી સારદા દાખી બુધ; એની ગત એતો લહે, સાચ જુઠ કે સુધ. એમ કહીને પુતળી, આપે ગઈ આકાશ; શ્રોતા વકતા સાંભળો, કેહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કરજોડ; શામળ ભટ કેહે બોલજો જય જય શ્રી રણછોડ.

ઇતી શ્રી વિપ્રની વારતા સમાપ્ત.

# વારતા ૩ જી, કમળની.

**ધન્યદા નામની ત્રીજી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

**ચોપાઈ**—શ્રી મુખે શેવું સારદા, અક્કલ દેયણ તું અરબદા; અમ્રત રસ કેરી તું ખાંણ, મુજને આપો રૂડી વાંણ. **દોહરો**—શીંહાસન બતરીસની, કહુ કથા કર જોડ; શ્રોતા વકતા સમજજો, કોય ન દેશો ખોડ. **ચોપાઈ**—કુંદાળો દુઃખભંજણ દેવ, સુર સનકાદી કરે નિત સેવ. **દોહરો**—કમળ તનયા કર ગ્રહ્યો, કમળ મુખ કરૂણા કીધ; કમળની વાત કોડે કહુ, જો દઇવે વરદાનજ દીધ, શાવકની શોભા ઘણી, ત્રણ લોકનું તત્વ; મહીમા મોહોટો મેશરી, સકળ ધરમનું સત્વ. વાંણી જેમાં વેદાંતની, કોટીક છુટે કરમ; ભવ સાગર સેજે તરે, ધારણ એવો ધરમ. ધરમ અરથ ને મોક્ષ પદ, ન્યાયવટ શાહાવટ નેક; તરણ તારીણી ત્રીલોકનું, વારતા માંહે વિવેક. મન વીમાશ્યું મહીપતી, ભોજ રાય ધ્રડ ધીર, ગંગોદક અણાવીયાં, નીરમળ રૂડાં નીર. શુભ શીંહાસન શુધ કર્યું, લાખેણાં ચંદન લીધ; પંચ પ્રદક્ષણા કરી, મન બેસવા કીધ, દાન દીધાં બહુ દેવને, માગણ પાંમ્યા માંન; ભોજન નગર કરાવીયું, પ્રીતે વેહેચ્યાં પાંન. મુહુરત મુળે અર્કનું, લીધો લાખેણો લાગ; આગ્ના માગી ઇશની, પરઠવા માંડયો પાગ. પાગ માં ધરરે પુરપતી, બેઠે સુખ નહી થાય; એ આસન છે ઇંદ્રનું, બેસે વિક્રમ રાય. દાયક લાયક દાંનમાં, સકળ વાત સમેત; તે બેસે એ આસને, હૈડે હરીશું હેત. પ્રાણ આપે પર કારણે પરદુઃખથી દાઝે દેહ; ગૌ વિપ્ર વારે ચડે, નારાયણ પર નેહ. વપુ વાહાલુ નવ કરે, ન કરે નેહ ઘર સુત્ર; શુભ પરમારથ સરવને, પેટ તણો જેમ પુત્ર. ભોજ કહે ભલું કહ્યું, સેહેજે ચડાવ્યું શીશ; મહીમા વિક્રમ રાયનો, કોહો તો આરાધુ ઇશ. કેવાં એણે પુન્ય કરયાં કેવાં દીધાં દાંન; પરાક્રમ પરમારથ કરયાં, માગણ પાંમ્યા માન. ધન્યદા કેહેછે ધનતું, ધન એ સરવ સભાય; વિખ્યાંણ કરૂ વિક્રમતણાં, વાંણી વેદ વાચાય. થયોનહી થાયે નહી, રંજીત રૂડો રાય; મહીમા એનો હું કહું પછે પરઠ તું પાય.

**ચોપાઈ**—ધન્યદા કેહે છે રાજા ધન્ય, પુરવ જનમનું પ્રગટ્યું પુન; ગરૂવા પુરષ તણા ગુણ ગાઉ, ધરમાં બેઠો ગંગા નાઉ. ધન્યદા ધરમ મારગ ઉચરે, ધરણીપત હઇડામાં ધરે; નગર ઉજેણી અતી અનુપ, ભારે વિક્રમ સરખો ભુપ. ગુણસાગર ગુણવંતો ઘણો, સેહોદર પરનારી તણો; એક સમે મોહોટો માહારાજ, ગયા આપ મૃગયાને કાજ. સત્ય સેન્ય પોતાની સાથ, આયુધ અનુપમ લીધાં હાથ; દીધી વારાહ ઉપર દોટ, ચિત્તમાં ચાહે કરવા ચોટ. ઘણીક ફાળથી નાહાંશી ગયો, મહીપત તેની કેડે થયા; વન માંહેથી સેન્યપત વળ્યા, મહીપતને કોઇ નવ મળ્યા. વાઘ સિંહ ભયાનક વન, એકલો પોતેછે રાજન; વાઘ વરૂ દીસે વિક્રાળ, જોજન એક વન કેરાં ઝાળ. તરૂવર દીસે બહુ જોડલે, હીંડી શકાયું ન ઘોડલે; એવે તે ઠેકાણે રહ્યો, ભુપત વનમાં ભુલો થયો. ટાઢ તડકો ને ભુંડી ભુખ, દેવાંશી પામ્યો બહુ દુઃખ; કોએક કારમો દીઠો કુપ, ભાવ થકી દીઠો ત્યાં ભુપ. હાથ પગ ગયાછે ગળી, ચઇતન તેનાં ગયાંછે ટળી; દીન દયામણો દીઠો દેહ, બેઠો દ્રષ્ટ જુએછે તેહ. ઘણાક દીવસથી કુવે અડ્યો, તે વિક્રમની દ્રષ્ટે પડ્યો; પાસે કુપ તણીછે તીર, વિક્રમ સેન્ય આવ્યો ત્યાંહાં વીર. દેખું કો માનવ કે દેવ, શુભ પ્રકારે કરૂં હું શેવ; પુછીને લઉ એનો પાર, વળતો એનો કરૂં વિચાર. ભલો જક્ષ કીંનર કે ભુત, અધીક જોગી કે અબધુત; સાચા કે જુઠા છો સીદ્ધ, રાજા પ્રજા કે રાખો રીદ્ધ. રાજા કે રૈયત કો રંક, ઉત્તર આપો આડે અંક; સેહેજ મારગ બેઠાછો સુખી, કે દાંમણા દીસોછો દુઃખી. શામાટે અહીં બેશી રહ્યા, શા માટે દુરબળ દેહ થયા, નિરમળ તમારૂં શું કોહો નામ, ઠરી રહ્યાછો આણે ઠામ. છો ભિક્ષુક કે આપે ભુપ, ક્યમ લાંધ્યોછો ઉડે કુપ; વસ્તી છાંડી વનમાં વસ્યા, કષ્ટ ઘણાં કાયામાં કસ્યા. ઘાહડ વાત વીમાસણ ઘણી, ધન પુછે નગરીનો ધણી; ખરી વાતથી મન ખોલીએ, માહારા સમ સાચુ બોલીએ. **દોહરો.** વચન સાંભળી વાઘનાં, ચઢી ઘણેરી રીસ; જવાળા પ્રગટી પગથકી, જઇને ભેદી શીશ. દીલની વાત જે દુઃખ તણી,

રીસ ન કહીએ રાય; અધીક ભાર જાય આપણો, ગાંઠ ન છોડે કોય. બળહીણ કહીએ બાપડા, રંક થઇ કહે વાત; દુઃખ કોથી ભાગે નહી, એતો માહા ઉતપાત. તું જા મારગ તાહરે, અતરે નહી ઉચાટ; કામે આવ્યા તે કરો, જાઓ તમારી વાટ. ચોપાઈ—દેખે તેને પૂછે કામ, મોહોટો મુરખ તેનું નામ; લુટાયા દેખી જાએ વાટ, શાણો તે કહીએ શા માટ; દુરબળ દેખી પૂછે દુઃખ, અપવાશીને પુછે ભુખ. મરતગને ઘેર પૂછે શોક, તેનું નામ ડાહ્યો તે ફોક. કોહોડી જનને પૂછે પાપ, પૂત્ર ગુણકાને પૂછે બાપ; દોહેલા આગળ કેહે પારશી, અંધ આગળ ધરે આરશી. બેહેરા આગળ વાજાં વાય, ગુંગાને કેહે ગાણું ગાય; બધીર આગળ ગાયે ગીત, ઘાતી સાથે કરે જે પ્રીત. અદાતાની કિરતી કરે, દેખાદેખી જળમાં તરે; તસ્કર સાથે કરે વેહેપાર, અસુરને પૂછે આચાર. પંડીત આગળ કરે પાખંડ, દીવાનને દેવા જાય દંડ; શોમ સંગાથે હેતે હસે, ઉજડ ખેડામાં જઇ વસે. બોલે ઓઓ સાથે સાચ, રાઠ તણો જે મેહેલે તાચ; વ્યભિચારીનો આંણે વિશ્વાસ, રાખે વેહેર ત્યાં વાસે વાસ. કાયરને દેખાડે દામ, આળસુને પૂછે જે કામ; ડસે નાગ ને પૂછે ઝેર, પીતા હણનારને પૂછે વેહેર. ખઇ રોગીને પૂછે દુઃખ, સાધુને પૂછે જે સુખ; હડકવા હાલે ઓરાડ કરે, તેનો અર્થ એકે નવ સરે. ગઇ વાત વીમાસણ કસે, જળ પીતાં જે હડ હડ હસે; મારગ જાતાં ખાં ણું ખાય. હથિયાર વનો જે ધાડે જાય. રાંક ઉપર રાખે જે રીસ, શતરૂને જે નાંમે શીશ; કરે પટલાઇ ને ભોળો થાય, શેઠાઈ વિપ્રની કરવા જાય. વિદ્યા ભણી આંણે અહંકાર, વૃથા શીર માથે લે ભાર; લાભ વિના માથે લે દોષ, દાહાડી ઉઠી પૂછે જોશ. મોટા માણસ સાથે વેહેર, પારકી રાઢ લેઈ આવે ઘેર; વાત કરતે વણ તેડ્યો જાય, બોલાવે નહી ને ડાહ્યો થાય. અન્યાની અક્કલ આડીયો, ચતુરાઇ કરે ચાડીયો; ખુનીની વધારે વાત, જુવે સન્યાશી કેરી જાત. નંદે જે પોતાની જાત, વીખાંણુ કરે પોતાની વાત; ધાતુરવાદીને પૂછે ગરથ, વિશ્વાશીનો નસરે અરથ. વરૂ વાહારે ન ભણે વિદ્યાય, નિરમળ જનની કરે નીંદાય; ચોર સાથે મળે જે ચીત, વાવરે જુગટા માંહે વીત; દાતાથી ખરચે જે દામ, રૂડીવેળા ન ભજે રામ; પ્રતાપ કરે ને નકરે પુન્ય, શાણપણુ તેનું તે શુન્ય. વીવાહ કરીને પુછે વર, પાણી પીને પુછે ઘર; ધન ધીરીને પુછે ઘર, લુટાયા કેડે પુછે ડર. નારે માર્યા કે હું નર, ખરા એટલાને જાણો ખર; પરનારી શું કરે જે પ્રીત, ચાલ ચાલે રાંડોની રીત. કરે વગર વિચારે કામ, જુઠાને ધીરે જે દામ; આપી વસ્ત સંભાળે આપ, વણવાંકે જે ખાવે આપ. વણ જાણ્યો રાખે વિશ્વાસ, સંમ માને સોનીના સાચ; અહી સાથે કરે જે આળ, આગળથી સર્જે દેવાળ. ધારાળાની રાખે ધીર, વાવરે જે કો અનગળ નીર; કોકીલ જનની જાણે સાચ, એકલો પંથ અજાણ્યો જાય. રાજાનો આંણે આસંક, ઘરના છીદ્રનો કેહે જે અંક; પરમાણ કરે જે પચજ તણું, આપ વિખાણ કરે જે ઘણું. ડાઢીનું નવ રાખે તોલ, બોલે સભામાં બરડક બોલ, જે કો કુભે કવિતા કવી, ભુંડી રીત કાહાડે નીત નવી. શતરૂની સંસુકા કરે, પુંજી જે પરદેશે ધરે; બ્રાહ્મણ સાથે જીતે જોર, ઘણું તેમાં અંધારૂં ઘોર; મુકે સુખ પામ્યો જે ઠામ, મોહોટો મુરખ તેનું નામ.

દોહરો.—જે કો દુઃખ ભાગી શકે, હોયે સમરથ સરમ; તેને કહીએ કરગરી, મન મેલીને મરમ. મુખ મરડે દુઃખ સાંભળી, પાયે ઉપરાંટો થાય; આલી કરે બધાયની, મારગ ચાલ્યો જાય. તું જા મારગ તાહરે, વધતો હોય જે વાટ; પ્રીત પરઠવા આવીયો. અધીક ધરી ઉચાટ. સુખીઆ દુખીઆ સૌ મળે, વાટે શો વિચાર; દુખભંજણ થઇ દાખવે, દેવ રૂપ દાતાર. જાણે વિક્રમનો જણ્યો, કે વિક્રમનો બાપ; વડાઉવો વિક્રમ તણો, કે તે વિક્રમ આપ. હોશ કરે વિક્રમ તણી, પરદુઃખભંજણ નામ; અરથ સરે નહી તાહરો, કરતુ તારૂં કામ, વાંણી સાંભળી વિક્રમે, વદીયો વડહથ વીર; આશ દીધી અદકી ઘણી, દીધી ધારણ ધીર. આસનાવાસના અદકી કરી, મુસ્તક મુક્યો હાથ; પાસે બેઠો પ્રીતથી, સ્નેહ કરચો તે સાથ. તજો રીસ કારણ કહો, મટાવો મનનો શોક; દુઃખ ન ભાગુ તાહરૂ, તીરથ વ્રત મુજ ફોક. હેતે દુખી હડહડ હસ્યો; માન્યો તાહરો મરમ; પાસ

બેસાડ્યો પ્રીતશુ. હાથ અડાડ્યો કરમ. દુઃખભંજણ દુનીયાં વિષે, ગુણ ઉજેણી ગામ; તું ક્યાંથી પેદા થયો, કેહેરે તાહારૂ નામ. નર કોઇએ સરજ્યો નથી, વિક્રમ કેરી જોડ; તે તમથી થાશે નહી, શીદ કરો મન કોડ. ચંદ્ર સુરજ અજુઆળડાં, તે તુજથી કયમ હોય; કામ કર્યાં જે વિક્રમે, ન કરે બીજો કોય. ચોપાઈ.—થાય હુંશ મુરખને ઘણી, થાવું શાસ્ત્ર છએનો ધણી; નીરધન મન થાયે મગન, કરૂં રાજસોહી જગન. રંક જાણે જે રાજજ કરૂ, પંગો જાણે પરવત ચડુ; વાંઝીયો મન વિચારે વાત. સપુત પુત આવે ઘેર સાત. પાપી જાણે પાવન થાઉ, દુરબળ કેહે અમૃત હું ખાઉ; ઘણો દરીદ્ર કેહે ઘોડે ચઢુ, કાયર કેહે સુરા શું વઢુ. અંધો જાણે દેખુ આંખ, પંગો જાણે પામું પાંખ; વૈતરો જાણે કરૂ વેહેપાર, તેને કરમે લખ્યો છે ભાર. શૅામ જાણે દાતારજ થઉ, ગુંગો જાણે ગાણુ ગાઉ, પાપી જાણે નાહુ ગંગ. કોડીયો જાણે પામું અંગ. પાળ્યો જાણે પટલાઇ કરૂ. ગાંડો જાણે ધારણ ધરૂ; અભાગી જાણે હસ્તી ચડુ, કીંકર જાણે પેહેરૂ કડુ. હોંશ ઘણેરી સહુને થાય, તેતો આળ પંપાળે જાય; નીરધનના મનોરથ જેમ, કુવા છાંય કુવામાં તેમ. મોહોટા પુરૂષ તણાં જે કામ, હોંશ કરે નવ પોહોચે હામ; તમારૂં મન એવું થાય, નામ દુખભંજણ કેહેવાય. તેતો હોંશ રેહે મન ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર; કહુ તેનો તુજને ઉપાય, જેણે જે દીધુ તે ખાય. લખ્યા પ્રમાણે પામે લોક, મનના મનોરથ કરવા ફોક; એવું મન તાહારૂં પુન્ય પાસ, તે માટે તુજને સાબાશ. તું જાણે ભાગુ પરદુઃખ, ધન ધન તાહારી માની કુખ; બ્રહ્મ પોતે કાયા કસે, તે નર મોહોટે મંદીર વસે. બાળે ગામ ધર ખુંચી લહે, તે વગડે વનચર થઇ રેહે; ગામ જમાડે પોખે પ્રીત, ગ્રહસ્થ રાજ સગુણની રીત. આપ્યું ધન જે પાછુ હરે. ભીખ માગતાં ભુખે મરે; વરત બીવેકી કુળ આચાર, અવતરે દેવાંશી દાતાર. અભક્ષાભક્ષ જે ભક્ષણ કરે, શ્વાંન યોનીમાં તે અવતરે; તીરથ કરતાં કાયા પડે, હસ્તી ઘોડે સુખપાલે ચડે. દેછે સંત સાધુને માર, ગરધવ થઇ ઉપાડે ભાર; જે આપે ડગલા ડોટીયો, ભંડાર ભરયા તેમા કોઠીઓ. જે બ્રહ્મ નંદામાં રેહે ગરક, તે નીચ ચંડાળ વેઠે નરક; દેછે દેવ રૂષીને દુઃખ, તે ભુંડી વેઠેછે ભુખ. જ્ઞાન ગોષ્ટીને શાસ્ત્રજ સુંણે, પાઠે વેદ ચારે તે ભણે; પુસ્તક બાળે નંદે પુરાણ, તે નર મુરખ પ્રૌઢા પાંહાણ. કન્યાદાન જુગતે જોગવે, તે પદ્મની નારી ભોગવે; લુંટે શૃંગાર શોહાસણના ઘણા, તે સ્વામી સંખણીઓ તણા. વેવીશાળમાં વધરો કરે, તે જનમ જનમ કુંવારા મરે; દાશી દાન કરે જે ક્રોડ, તે સતી શીરોમણની જોડ. જેણે પુન્યા વિપ્રના ચરણ, મોહોટા તીરથમાં પામે મરણ; ધાયો પાટ ઉપર જે કરે, અન્ન પાણી વીના તે મરે. સકળ લોક પર પ્રીતે પેર, સપુત પુત તો તેને ઘેર; ઘણાક સાધુને ગાંજીયા, નર નારી સરજે વાંઝીયા, ક્રોધ સહોદર ઉપર કરે, તે વાંઝીયો અપુત્રે મરે; વિપ્ર ધેનુ ધાયે મારવા, તેનું કોઇ નવ રેહે સારવા. ગોવીંદ ગુણ નિત્યે ગાયછે, ગયા બાધ તેનાં થાય છે; વેવીશાળ ભંગાવે ઘણી, તે પરણે નારી સંખણી. હુતાશન હોમમાં હોમવી, તેની કીરતી કરેછે કવિ; દાતારી દીલ છે જેહનાં, કવિ વખાંણ કરે તેહનાં. પર થાપણ પર નારો હરે, નીંદ્યા લોકો તેની કરે; આપી દાંન જે અંન ખાયછે, તેની કુખ મુકતી જાયછે. ભણે ભણાવે ગાયે ગીત, તેતો પ્રૌઢા પંડીત પ્રીત; ઈશ્વરને નથી જાણતા, તે રોગીમંચક માંણતા. પરનારી પર પુરૂષશુ નવ મળે, તેતો કંથ સંગાથે બળે; વ્યભિચારી અદકી થાયછે, તે નાર્યો નીસરી જાયછે. વડ પીંપળા વઢાવે જેહ, ખોડા ટુંટા લુલા તેહ; વવરાવેછે વૃક્ષજ ઘણાં, સદાવ્રત ચાલે તે તણાં. પારકુ સુખ દેખી જે બળે, તેતો અઘોર પંથે પળે; પરદુઃખે દાઝેછે દેહ, તે નર ઉપર સહુને નેહ. ભુખ્યા તરસ્યાની વારે ધાયછે, અમૃત મેવા તે ખાય છે; ગાંમ જમાડતાં જે કરે ભંગ, ખઇ રોગી તેના દેહે અંગ. તપ જપ ગુણ ઇશ્વરના ગણે, તેને બારણે હય હણહણે. ભુંડી વાતમાં ભાવે ભળે, તેતો કણકી કુસકા દળે. ક્રોડ વાર કહુ શું કથી, અધીક ઓછું ઇશ્વરને નથી; જે કરે તે ભોગવે ભાવ, આવે તે પામે બનાવ, ખણે ભોમ્ય તેતો જઇ પડે, હાણ વરધ ચડાવી ચડે; જે કો

જેવાં કરમજ કરે, તેવે ઠામે તે અવતરે. હોંશ ઘણેરી સહુને થાય, આળ પંપાળે વેહેતુ જાય, નીરધનના મનોરથ જેમ, કુવાની છાંય કુવામાં તેમ. મોહોટા પુરષ તણાં જે કામ, દુશ્મન થકી નવ પોહોચે હામ; તાહારૂં મન પણ એવું થાય, નામ દુઃખભંજણ કેહેવાય. તે હુંશ રેહેશે ઠેરની ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર; કરો હુંશ તે સરવે વરથ, એથી ન સરે તાહારો અરથ. માહારી ભાગતી હોયે ભુખ, તોતો કહુ તમ આગળ દુઃખ; હવડાં દુઃખની કહુ એક વાત; સાંભળી વાત ને થશે ઉચાટ. માટે તુજને શાંની ચંત, જાને ભાઇ તું તાહારે પંથ; તેણે મન મુકીને મામ, પ્રકાશ કરયું પોતાનું નામ, વિરજીત વિક્રમ તે અમો, સુખે દુઃખ મનથી કોહો તમો; ભાગુ દુઃખ મનાવું મન, ત્યાર પછી લેવું જળ અન્ન, મીથ્યા ન કરૂ માહારી વાંણ, આદ્ય શકતની વાતે આંણ; તાહારૂં કામ મુજથી નવ થાય, તો માહારે નવ ધરવી કાય. ધારણ તેને દીધી ધીર. ઓળખ્યો સાચો વિક્રમ વીર; ઓળખ્યાં અંગ તણાં એંધાંણ, સાચો એ વિક્રમ સુજાણ. સાચુ બોલુછું સરવથા, માહારા કરમ કેરી કહું કથા; તારાપુર પાટણનો રાય; જશવંત દેહ તે મુજ પીતાય. અજીત દેહ તે માહરૂં નામ, કરૂ કુંવર પદવીનું કામ; બ્રાહ્મણ એક નિત્યે આવતો, નૌતમ વાત કથા લાવતો. કથા એક દીવસની સુંણી, તે મેં માહારા દીલમાં ગણી; પૃથ્વીની પરદક્ષણા કરે, જનુની જઠરે નવ અવતરે. અડસઠ તીરથ જેથી વળે, રઘુપતજી તેને મળે; જો પ્રથ્વીની પ્રદક્ષણા હોય, જમ જાચકના કરે નહી કોય. એવું પત્ર વિપ્રે વાંચીયું, સાચુ માહારે દલ સાંચીયું; વપુમાં ઉપન્યો તો વઇરાગ, તેથી વઇભવ કીધો ત્યાગ. ભોળાનાથ રૂદયામાં ભજી, પંથ પળાયો અસ્વે સજી; માત પીતાને ન કહી વાંત, છાનો નિકળ્યો માઝમ રાત. પ્રથ્વી પરદક્ષણા કારણે, બાળપણે નિકળ્યો બારણે; અહરનીશાએ સમરૂ ઇશ, અહીં આવ્યે થયા દીન ત્રીસ. માસ દીવસને એકજ દન, તે દાહાડે આ દીઠુ વન; લાગી તૃષા ને નેહથી નીર, આવ્યો આ કુવાની તીર. મન વલવલતુ પાણી માટ, ઘણે દુઃખે દીઠો આ ઘાટ. દોહરો—દીઠો કુપજ કારમો, ફરતો વીસજ વામ; દીઠી વડ છાયા ભલી, ઠરી બેઠો આ ઠામ. તે દાહાડે હુતી અષ્ટમી, દીવસ ચડયો ઘડી ચાર; કમળ ખીલ્યું એક કારમુ, અદભુત રંગ અપાર. ઊંચુ હાથ એક કુપથી, ડાંડી તો જળ માંય; કોટી જીભ્યાએ શું કહે, શોભા નવ કેહેવાય. સહસ્ત્ર કમળની પાંખડી, દિવ્ય કનકવત દેહ; રંગ અનોપમ જુજુવા, શી કહુ શોભા તેહ. પ્રેમલ પારી જાતીનો, ડાંડી નવલી ભાત; વરણવમાં આવે નહી, એવી અમુલક જાત. કહ્યા થકી કેહેવાય નહી, દીઠે તેહ મનાય; દીઠે સઉ સુખ ઉપજે, વણ દીઠે દુઃખ થાય. દેવતાને દુર્લભ ઘણું, લક્ષમી લીલા લેહેર; સરગ માંહે હશે નહી, બ્રહ્માદીકને ઘેર. કઇલાસ માંહે હશે નહી, લેહેતો નહી હોય શેશ; તે શોભા મેં તો લહી, આ કુવામાં એશ. સહસ્ત્ર કમળની પાંખડી, સહુના જુજુવા રંગ; ત્રીલોકની શોભા તોળીએ, ના પોહોચે આસંગ. કમળ દીઠુ તે કારમુ, જનમ્યો હું તે સાથ; ઇચ્છા થઇ એવી મુને, જે આવે માહારે હાથ. દુરલભ દરશન દેવને, કરૂ હાથ કીરતાર; સરગ મૃત્યુ પાતાળનું, સુખ સાગરનું સાર. તે દેખી રીઝયો ઘણું, જાણું જે લેઉ આજ; અડસઠ તીરથ સઉ ફળ્યાં, સર્યું અમારૂં કાજ. સરગ તણું સુખ શું કહુ, શું કરૂં ઘણેરો ગરથ; કમળ આવે જો કર વીષે, તો સરે મારો અરથ. ધરમ કામને અરથ મોક્ષ, પામે પદારથ ચાર; કંમળ જો આવે હાથમાં, તો પડીયા પોબાર. કર લેવા આઘો કર્યો, તેમ તેમ પાછું જાય; ખાલી હાથ માહારા રહ્યા, ગળક થયું જળ માંહ. ઇંદુ પેસે જેમ આંભમાં, બીંદુ ઝબકી જાય; કમળ એમ કુવા વિશે, તરત અલોપજ થાય. ચાપાઈ.—ખાંત લાગી ઝુરણ મન ખરી, મેં તો મન પ્રતિજ્ઞા કરી; એ કમળ હું લેઉ આપ, ન લેઉ તો બ્રહ્મહત્યા પાપ. સોએક સમ કીધા મન સાથ, તોએ કમળ નવ આવ્યું હાથ; મન જાણે કુવે પડી મરૂ. ક્યાં જાઉ હવે શું કરૂ. પ્રતિજ્ઞાની પીડ પડયો, આ ઠામે હું આવી અડયો; રાત સમે તો ઝાડે ચડુ, ઉદેકાળે ઇહાં આવી અડુ. હુંતો તીરથ વ્રત હારીઓ, વઇરાગ તો વાધે મારીઓ, વનફળ હું મુખમાં નવ ધરૂ, કાળખેપની કષ્ટે કરૂ. માહારૂં કમળમાં વળગ્યું મન,

તજુ સુખ નીંદ્રા જળ અંન; કાયા એમ ઘણી કષ્ટમી, એટલે આવી બીજી અષ્ટમી. તારે અંબુજ
પેદા થયું. તે દેખી દુઃખ માહારૂં ગયું; કર લાંબો કરચો જેટલે, અંબુજ ગરક થયું તેટલે. તે દાહા
ડેથી બેશી રહ્યા, ઘણા દીવસ એમ કરતાં ગયા; પંદરમે દીવસે જોઉછું, ભુખ તરસ સઘળુ ખોઉ
છું. વીજોગ થકી હું ચુકી જાઉ, અંબુજથી નવ પલવ થાઉ; દેવ થકી મુને વાહાલુ રાજ, તેહ ત-
જ્યું તીરથને કાજ. તેહ તીરથ ગયું વીસરી, બુધ આવી અંબુજમાં ઠરી; તે આવે તો પોહોચે
આશ, નહીતર દેહનો થાશે નાશ. ટિંટિ જાત રજપુતની ઘણી, ટેક ન મુકે પોતા તણી; અંન વસ્ત્ર
ન હોય ઓરડી, તો આંગળો ન થાયે દોરડી. વેઠે સાત દીવસની ભુખ, તોયે મુછ મરડે એમ મુખ;
દુઃખ ન કેહે કો આગળ પ્રીત, એતો રજપુતાંની રીત. ખાંતે ઓખારા અમલજ કરે, ઘરનાં છોક-
રાં ભુખે મરે; ન કરે કોની મીથ્યા શેવ, વાઘ ક્ષત્રીની એકજ ટેવ, ડંક્ષ ન મુકે મનથી મામ, કરે મ-
નનાં ચીંતવ્યાં કામ; દેહ જાય પણ ડંક્ષ ન જાય, જાય જીવ નીચો નવ થાય. વસે નાકમાંહે બહુ રી-
સ, ચડ્યું રાખે પોતાનું શીશ; મુકાતી નથી મેં મામ, બેઠા રહછું આણે ઠાંમ. કહી વાત તે સાંભ-
ળી કરણ, આઠમમાં ઓછા દીવસ ત્રણ; રાજાને મન લાગી રાડ, તે અંબુજ મુજને દેખાડ. વિ-
ક્રમ બેઠા સરવેતજી, ભારે કમળ હઇડામાં ભજી; જોઉ કેવું કેવાં વાંન, કેવાં પત્ર પાંખડી ને પાન.
**દોહરો**—આવ્યો દીન અષ્ટમી તણો, હઇડા માંહી હેજ; અંબુજ દીઠુ અવનવું, તરૂણી તેવુ તેજ.
પાંચ રંગ એક પત્રમાં, પાંખડી સહસ્ત્રજ પાંન; નથી દીઠુ નથી સાંભળ્યું, વારૂ કમળનું વાંન. કમ-
ળ દેખી રીઝચો ઘણું, નરપતી નિરમળ નામ; આ રચના કો કારમી, કોઇક દેવનાં કામ, સરગ મૃ-
ત્યુ પાતાળની, શોભા એમાં હોય; બ્રહ્મા વિશ્નુ કે વરૂણ, કળી ન શકે કોય. રાજ રીધ નવ નીધ
રીધ, પુત્ર મીત્ર રીધ રંગ; એ રચના જો તોળીએ, તોયે ન આવે પાસંગ. જાણ્યું દુઃખીઓ મુરખ
છે, બેઠો કમળને કાજ; એવું એમાં શું હશે. ગમાવી બેઠા રાજ. એ દુઃખીઓ બહુ ડાહલો, એપણ
ચતુર સુજાણ; કમળની શોભા નિરખતાં, માહારો પરવશ પ્રાણ. વઇરાગ બાંધ્યો વરખડે, સમરી
હરસીધ માત; રક્ષા કરજો માવડી, ઘોડાની ન કરો ઘાત. વરખડે ચોકી વીરની, ઠરી રહ્યો તે ઠામ;
વરૂ વાઘ કે વનચરા, લેઇ ન શકે કો નામ. ભીડયો કાછડો ભુપતી, સમરચા ઇષ્ટ વઇતાળ, વરૂણ
દેવ વારે ચડો, પરવરૂ હું પાતાળ. અંતર આવરદા લહે, વેગે પુન્યનાં વરત; વિશ્વાસ ખરો વપુ વિ-
એ, માથે નહી મુજ મરત. આયુશ ખુટ્યા વીન મરે નહી, પલક ના પાછી થાય; જવતલ ભાર ન
વધે ઘટે, લખ્યા લેખ લેવાય. માથે ઇષ્ટ જોરાવરી, હરસીધ હાજરાહજુર; આખર પુન્ય પોતે તરે,
નરપતનું બહુ નુર. મોહોત થકી જે નવ ડરે, જ્યાંહાં ધારે ત્યાંહાં જાય; વાઘ સિંહ કે રાક્ષસો, ગ-
ણેન લેખા માંય. ચાચર દેખ્યા ગામની, હતું દ્રષ્ટ હરસીધ; માહાકાળેશ્વર માહાજતી, તેના વાચ્યા
સીધ. નિશ્ચે મન નરપતી તણું, વિવેક વિચારયું વરત, આયુશ પુરૂં થયા વીના, મેળે ન આવે મર
ત. એમ લખ્યું હોય કરમમાં, તેતો એમજ થાય; નાઠે કો છુટે નહી, કાળ અચાનક ખાય. ધન
ગાડંતાં ધરણી હશે, કવચ પેહેરતાં કાળ; વ્યભિચારી નારી હસે, જેમ કંચ ખેલાવત બાળ. મલકાર્યાને
પેસતાં, મેલ ન મુકે મોત; આયુશ પુરે રૂડો જશે, ગોકણ ગોળા સોત. કરણ યુધીષ્ટર દીલીપતી, દીપ્ય
દસરથ નળ શ્રી રામ; મુવા નથી છે જીવતા, જુગમાં રહ્યાં છે નામ. જશ જીતી જે નરમુવા, જુગ
જુગ જીવ્યા પ્રમાણ; અપજશી જે જીવ્યા અધિક, તે મુવા નીરવાંણ. હાથી ઘોડા માલ ધન, ની
ગમું ચકવે રાજ; જંપાવું માહા જળ વિષે, તે પરદુઃખ ભંજણ કાજ. એને વાહાલુ કોઇ નથી,
રાજ રીધ ઘર સુત્ર; વાહાલુ એક પરમારથી, જેમ પેટ પોતાનો પુત્ર. હાંહાં હાં દુઃખીએ કહ્યું, માં
માં ભારે ભુપ; પલવટ વાળી પ્રથ્વીપતી, પડ્યો કરમી તે કુપ. ગ્રહ જેના હોય પાધરા, જેને માથે
ઇશ; પુન્ય વાહાલુ હોય જેહનું, તે પાસે જુગદીશ. પરદુઃખ દેખી દુઃખ ધરે. પર સુખથી સુખ
થાય; સાચી વાત તણા સગો, તેને શીર રઘુરાય. અવળુ કરે જો આપથી, સેહેજે સવળુ થાય; અ-
મત થઇ તેને પચે, ઝેર ભયાનક ખાય. ધીરે દામ દેવાળને, દાહાડા પાધરા પેરૂં; આજ સહીત વાળી કરી,

આપવા આવે ઘેર. ઇશ્વર સનમુખ જેહને, પુન્ય ઉપર વિશ્વાસ; દુર દુઃખ તેનાં રહે, સુખ સમીપે વાસ.

**ચોપાઇ**—નરપત પડીયો નીરમાં જઇ, ગરજના પાતાળે ગઇ; અભય અજીત એ આસનધીર, નરપત પડ્યો જઈ ઉંડે નિરે. અગ્નિ ન બાળે કાળ ન ખાય, ભેદ્યો ભુત તણો નવ જાય; સીધ સંગત તણી શુભ શેવ, માથે જેને છે માહાદેવ. હજાર હાથનો માથે ધણી, તેને પાડા હોય ક્યમ ધણી; ત્રાસે હરણ જેમ દેખી વાઘ, તેમ આપ્યો પાંણીએ માગ. રાખ્યાં બાળ બલાડી તણાં, તીનોડીનાં ઇડાં ઘણાં; કુંજર રાખ્યો નિરમળ નીર, જેને સાહક શાંમ શરીર. સુધનવાને તેલે તળ્યો. કર્યું સીતોદક તે નવ બળ્યો; મોરધ્વજની વેહેરીતી દેહ, તરત કરીતી સાજી તેહ. પ્રહલાદે પ્રભ ઓતો ભુપ, ત્યાં ધર્યું નરહરનું રૂપ; ચંદ્રહાસ્યપર ધ્યાનજ ધરી, વીખ ફેડીને વીખયા કરી. લાખાગ્રેહ પાંડવ બાળીયા, વિખ મોદીકથી પ્રતીપાળીયા; સગર તણો ચેલીયો બાળ, રાંધ્યો ખીચડો જીવ્યો તતકાળ. અમ્રિખ પુંડે કીરપા કરી. મુક્યું ચક્ર તે પાછું ફરી, પંચાળીના પુર્યાં ચીર, ભરીસભામાં રાખ્યું નીર. એવા લક્ષધા ભક્ત અનેક, વધાર્યો જશ તે વડો વિવેક; જેને માથે ઇશ્વર અતી, રૂદે દુઃખ નવ પામે રતી. તેહ કુપનો લીધો પાર, સઘળી શોભા તેમાં સાર; ગુફા કુપમાં મોહોટો મેહેલ, તે આગળ ઇંદ્રાસન સેહેલ. તે ઉઘાડી પેઠો માંહ, નહિતમ શોભા દીઠી તાંહ; ફળ વાડી ફુલીને ફળી, ભાર અઢાર રહ્યાછે મળી. સુંદર એક સરોવર સાર. કમળ ખીલ્યાં છે અપરમપાર; માંન સરોવર સરખુ વાર, કમળ કારમાં લાખ હજાર. વાજાં દેવતાઇ વાજંત, ગોબ્ય શબ્દ ઘણા ગાજંત; છુટે મેહેક કસ્તુરી તણા, શોભા ઇંદ્રાસનમાં ન મણા. બોલે મધુરા હંશચકોર, મેના પોપટ મધુરાં મોર; ચકવા ચકવી કલોલ કરંત, હોંશી જનનાં મન હરંત. છએ રૂતુની શોભાં જેહ. એક રતે ખીલી રહી તેહ; જોયું કારમુ છે કૈલાસ, એવું સરવ શોભે અવાસ. દેખી દુઃખ રાજાનું ગયું, જીવીત સફળ પોતાનું થયું; શોભા જોતો આઘો જાય, ભય કોનો નગણે મન માંય. કેતકી ચંપક ને જુઇ જાય. માલતી મરૂઓ લીંબ લતાય; આસોપાલવ આંબાનાં વ્રક્ષ, વડ પીંપળ દાઢમનેં દ્રાક્ષ. ખારેક ખજુરી અખોડ અનાર, સેહેતુર સીતાફળ અપાર; રાયણ જાંબુ કદળી વન. નાળી કેળે હરખે વદન. મીઠા મેવા મંડપ દ્રાક્ષ, ખડબુચ તડબુચ શોભીત શાખ; આંબલી પીંપળી તળશીવન, ત્રપ્ત થયું રાજાનું મન. માંહી બેઠા મોહન માંનની, ભર જોબન ભારે ભાંમની; જેવી શરદ નીશાની રાત, જુવતી દીઠી જોબન જાત. હસે રમે ગાયે ગુણ ગીત, પરસ્પરે તાળી લે પ્રીત; તે માંહે એક ઓપે મખી, બીજી સત સહસ્રધા સખી. પનીતા દીઠી રૂપે વડી, સ્વયં વીધાતા હાથે ઘડી; પરનારી સોહોદર એહ, નારી સાથ કરે નહી નેહ. સ્નેહ કરે પુત્રી કે બેહેન, એવો છે સતવાદીયેન; પૃથ્વી માંહે જુવતી જાત, નાહાની બેહેન ને મોહોટી માત. એને કામછે કમળજ તણું, તે જોઇને હરખ્યો છે ઘણું, જીવથી વાહાલો જાચીક જન, મહીમા પુન્ય ઉપર બહુ મન. સહજ સરોવરે પાળે ગયો, ભાંમનીને ભારે ભય થયો; પાડી બુમ પડ્યો પોકાર, ધાઓરે ચોકી કરનાર, જોર કરી ધાયા સહુ જોધ, કર આયુધ કર્યાં માહા ક્રોધ; પેઠો તસ્કર કોણ પેદા થયો; લંપટ લુંડહરામી લહ્યો, માર માર કરતા સહુ ધાય, મહીપતે સમરી હરસીધ માય; પ્રીત રીત તેણે છાંડીયો, મોહોકમ માર દેવા માંડીયો. ધાયો વીર મન રાખી ધીર. વિક્રમે સમરીયો વીર. પવન વેગથી સુઠો સાથ. તીર તીરકસ હથીઆરાં હાથ; લાગી રીસ રઢીયાળી રાઢ, કો કોની નવ માંને આડ. મચ્યું જુદ્ધ રચીયો રણ જંગ, સામદ રહી શક્યા નહી સંગ; લઘુ લાઘવી વિદ્યા કરે, ફરે ચક્કર તેમ કુંડે ફરે. દે ભીતર રણમાં ઘણા ઘાવ, કો કોનો નવ પામે દાવ; બેરૂ સંગે મેહજ પડે, અંનોઅંને આયુધ અડે. કઇને ઢોળી પાડ્યા ધરણ, કોના કર વાંસાને ચરણ; અદ્રષ્ટ વિદ્યાએ આપે રમે, ભુપત વિદ્યાએ નભમાં ભમે. ખેચર વિદ્યાએ કરો જાણ, સકળ જુધ માંહે સુજાણ; વૈતાળ સરીખો જીત્યો જાત્ર, બીજા બળીયા એ કુણ માત્ર. છત્રીસ આયુધના જાણે ભેદ. ક્ષત્રી ધરમ માંહી નહી ખેદ; જેને માથે શક્તી સ્વરૂપ, તે કેમ ભેદ્યો જાએ ભુપ. દારૂણ રાઢ તે ઠામે થઇ, તીથી પંચ એમ કરતાં ગઈ; હોંશીલા હો

રે હારીઆ, સામા થયા તેને મારીઆ. નાઠાનું નવ લીધુ નામ, અત્યંત જુદ્ધ ક્ષત્રીનાં કામ; રામ રાવણની રાઢજ ઘણી, તેવી રાઢ થઇ તે તણી. જાણે થયું ભારે ભારથ. સંગ્રામે રાજા સમરથ; શીકાર વિદ્યા સ્નેહે કરે, દેખી દુશ્મનથી નવ ડરે. કાયર નાઠા જે હારીયા, સનમુખ થાય તેને મારીયા; પાડી બુમ ગયા સઉ ત્યાંહ, બેઠી એલ ચામુંડા જ્યાંહ. આયુધ નાંખી સહુ કો નમ્યા, દેખી દુશ્મન તેને દમ્યા; વારૂ જુધ કરે વીધ વીધ, દીસે છે કો સાચો સીધ, માહા રૂપાળો છે માંનવી, નથી જણાતો દેવ દાનવી; અવનવો દીસેછે ઇંદ્ર, જેવું તેજ કો સુરજ ચંદ્ર. શેવકની વાંણી સાંભળી. માતા પોતે મનમાં રળી; આયુધ કરમાં લીધો ડંડ, ચાલી ચતુરા તે ચામુંડ, ભારે માણસ દીઠો ભુપ, રાજ તેજ રઢીયાળો રૂપ; મુકી ખારને પરઠી પ્રીત, પુછી વાત રૂડેરી રીત, સાંભળરે તું વડહથ વીર, તુજને કેમ નવ બાળે નીર; કેમ જીવતો આવ્યો અહીં, માહારી વાડીના વન માંહી. દોહરો.— દેવ દાંનવ આવે નહી, અવર ન લોપે આંણ; તે નવ જાયે જીવતો, પરઠે પોતે પ્રાણ. શુકન કે અવશુકન હુવાં, કે ગ્રહ વાંકા તુજ; આવીશ તુજ આવી રહ્યું. મનસા સીધ કે મુજ. દેવરૂપ છે દીસતો, માટે પુછુ વાત; નીકર વણ પુછે ગળુ, કરૂ તમારી ઘાત. વિક્રમ કેહે વનીતા સુણો, અફલ તારી આજ; તાહારે માથે શીંગડુ, જે લોપે નહી લાજ. માથાં વીસ હશે તાહરે, હાથ હશે હજાર; તાહારી લાજ લોપે નહી, એવડો શો છે ભાર. એવુ તે પરાક્રમ કશ્યુ, છે તો જુવતી જાત; અજીત કાહાવે છે એકલી, કહો વાંણી વિક્ષાત. માનવી સુણ મહીમા કહુ, મોહોટાં ઉમયા માત; ધરણીપત જેનો ધણી, હીમાચળ તેનો તાત. વિશ્વ બધે બ્યાપી રહ્યા, અકળ સ્વરૂપ અનુપ; કરતા હરતા કરૂણાનીધી, ભેદ નહી ભ્રમ ભુપ. ચોસઠ રૂપ ચોખુટમાં, નિરમળ રૂડાં નામ; શેવકનાં સંકટ ભાગવા, થીર કરી થાપ્યાં ઠામ, તારા ત્રીપુરાતે તોતળા, વીધવાંસની વેરાઈ; બાળા બહુચરા બાળીકા, અખીલ તેજ અજાઈ. સારદા સીધા સીધવા, રૂડી રાંમા રૂખમાઇ; કુંન્તી કલ્યાંણી કાળીકા, માહાદેવી માહામાઇ. બુદ્ધિ સીધી બહુ નીધી, હિંગળાજ હરસીધ; આરાસુરી અંનપુરણા, વેદ વીખ્યાંણે વીધ. બ્રમાંણી પરમેશ્વરી, ગિર ગાત્રેશ્વરી ગોખ; કાત્યાયની કાંકરેસ્વરી, મારત રૂડે રોખ. રાધા રૂકમણી રોહીણી, રંનાદે રીધ રૂપ; એક એક પે આગળાં, ભમે ખોળતા ભુપ. જગદંબા જવાળામુખી, નંદા આનંદા નામ; ભદ્રા ભામા ભુદરા. સ્થીરતા ઠામો ઠામ. જયંતા મંગળા પિંગળા, ક્રસ્ના કાવેરી કેહેણ; દુરગા દેવી દાખણી, વદે કવિશ્વર વેણ. ભુરજીત પાળક સીહણી, કરતા હરતા આપ; અમો દાસી છું તેહની, છયે શાસ્ત્રની છાપ. નામ ચામુંડા માહરૂ, ઉમીયાજી શીર હાથ. પારવતીની સહચરી, ચાચું કહું તમ સાથ; જયા વિજયા નરાક્રમા, ચામુંડા શુભ સાર; કોટાંનકોટી છે ઘણી, આભોંતર એ ચાર. પદ પંકજ નિત શેવતા, બોલ્યાં કેટલેક કાળ; એક દીવસ ઉમીયા કહે, આંણી અદકો વાહાલ. ચાર સ્થાન પોતે રચ્યાં, ચાર પાસ ચોદેશ; ખાઓ પીઓ ખુશી રહો, જોખ કરો સુવેશ. વશે દેશ પુરવ જ્યાં, પશ્ચમ જ્યાંનોઠામ; દક્ષણમાં તુળજા વસે, ઉત્તર બહુચરી નામ. શોભા વીવીધ પ્રકારની, ખાનપાન ભર ભોગ; જરા મરણનો દુઃખ નહી, નહી વ્યાધી નહી રોગ. ખટ રૂતુ સદા ફળે, અંબુજ અદકાં હોય; મહીમા માહાકાળી તણો, ગાંજી ન શકે કોય. ગમતી મોજો માંણીએ, વીવીધ પ્રકારે વરત; આવે કોઈ કપટે કરી, નિસ્ચે પામે મરત. અચરત મુજને એક છે, જીવતો આવ્યો આપ; ઉતપત કેહે તું તાહરી, તકશીર ગુનો તે માપ. નીરેકેમ બાળ્યો નહી, જીવ્યો અચરત વાત; સાચુ બોલ સલક્ષણા, કોણ તાત કોણ માત. જુદ્ધ કરતાં કેમ જીતીયો, કેમ ઉગરચો આ દીસ. ઇશ્વર આંણ સાચુ કહો, કોણ ઇષ્ટ તુજ શીશ. ચોપાઈ.—ધરણીપત રાખી મન ધીર, વચન પ્રકાસ્યું વિક્રમ વીર; અંબા મનમુકો આંબળો, ઉતપત શેવકની સાંભળો. આદ્યસુર નાયકનો અંક્ષ, મરત લોક માનવનો વંશ; માળવ મુખ ઉજેણી ગામ, વીરજીત વિક્રમ મુજ નામ. ઇષ્ટ ઇશ્વર હરસીધનો હાથ, આગીયો વીર શોભે મુજ સાથ; માહાકાળેસ્વરને પુજીએ, તેના જોર થકી ઝુઝીએ. પંચડંડ જીત્યા છે જોર, ત્રીપુરારી તેનો છે તોર; પુન્ય ધરમ રેહે છે મુજ પાસ, જાચીક વિપ્ર તણો હું દાસ. ગૌબ્રાહ્મણ સ્ત્રીની વાહારે ચઢુ, બાટ

દેખી દુસ્મનનો ઘડુ; મમત કરે તેને મારીયે, હાથ જોડે તેથી હારીએ. તજ્યું રીદ્ધ ઘર સુત્રને રાજ, આવ્યોછું કરવા પરકાજ; કમળ એક અહીંયાંથી લેસ, દુઃખીઓ બાહાર બેઠો ત્યાંહાં દેશ. મુજને તો નવ બોળે નીર, ભેદી ન શકે પેગંબર પીર; એ હકીકત માહારી ખરી, સુંણ આપ માતા મન ધરી. એક કમળ કેરે કારણે, આવ્યોછું તાહારે બારણે; પરદુઃખ ભંજણ કેહે સહુ નામ, કરવા આવ્યોછું પરકામ. આપો કમળ અહીંઆંથી એક, ત્યારે અમારો રેહેશે ટેક; નીકર જુદ્ધ અમારે થશે. લાજ ચોકીવાળાની જશે. દોહરો.—વનીતા હરખી વાતથી, ભલે આવ્યો આ ઠામ; વાટ જોઉ કઈ દીવસથી, માહારે તમારૂં કામ. દેઉ વધાઈ દાન બહુ, મહીપત મળવા કાજ; વેરૂ ફુલ વનીતા કહે, વિક્રમ આવ્યા આજ. મોતી ચોક પુરાવીએ, દુધે ઉમર ધોઉ; કુમકુમ છડા દેવરાવીએ, *દુઃખ દળીદર ખોઉ. બુધસાગર પછે બોલીઓ, રામા એ શી રીત; વાટ જુઓછો માંહરી, કીયા દિવસની પ્રીત. શી ઓળખાંણછે માહરી, કોણ વસ્યાંછો વાટ; કોણે નામ માહારૂં કહ્યું. વાટ જુવો શા માટ. ચામુંડા કેહે ચીત ધરો, રોશ ન કરશો રાજ; કારણ પ્રીત તણું કહુ, માહારે તમારૂં કાજ. પુજા કરવા નીત્ય જતાં, પારવતીને પાસ; એક દીવસ પરસન થવાં, અદકી દીધી આશ. કહ્યું દાહાડી નવ આવશો, દુઃખ વેઠોછો જાત્ર; વરસ એક આઠ દીવસ, જ્યારે હોય નવરાત્ર. માસ દીવસ બે અષ્ટમી, તે દાહાડે કરજો પુજન; કમળથી કરજો આરતી, માનશે માહારૂં મન. ચોપાઈ—વચન માતાનું મુસ્તક ધર્યું, જેમ કહ્યું હતું તેમ કર્યું; નવરાત્રીનો આવ્યો દન, અમો ગયાં કરવા પુજન; વાટે જાતાં આવ્યું અરણ, એક નાર પડીતી ધરણ; ગઈ દ્રષ્ટ તે ઉપર તરત, માનની પામી દીઠી મરત. ધાવતુતુ એક તેને બાળ, રહ્યાં ઉમીયા જોવા તતકાળ; નજર નાર ઉપર મેં કરી, મુઈ માત જીવે દીકરી. પેટ ઉપર રમતીતી તેહ, બાળક જોઇને પ્રગટ્યો નેહ; તે કુંવરી ઉછંગે લીધ, કરૂણા તે ઉપર મેં કીધ. એમ કરતાં ગયાં કઇલાસ, બાળકી મુકી પારવતી પાસ; સુભટ બે સામુ જોઇયું, જન્મ દુઃખ તેનું ખોઇયું. કંઠે કુસમનો ઘાલ્યો હાર, આપ્યું રૂપ બહુ અપરમપાર; મેં કહ્યું એને શું કરૂં, ક્યાં રાખુ કો આગળ ધરૂં. મુજને ઉમીયાએ શીક્ષા દીધ, કરૂણા બાળ ઉપર કીધ; વરસ તેરની બાળા થશે. તાહારે એનું દુઃખજ જશે. વિક્રમાજીત ધરણીપત ધણી, તેની કિરતિ જુગમાં ઘણી; કોઇક સંભળને કારણે, આવી ચડશે તે બારણે, તે ઓળખ્યાનું એ એંધાણ, પગે પદમ કમળ પરમાણ; હશે ઢીંચણથી હેઠા હાથ, તારે ઓળખજે તે નાથ. તેશુ પ્રીત ઘણી થાપજે, એ કન્યા તેને આપજે; તે એંધાંણ તમારાં મળ્યાં, દુઃખ હમારાં તેથી ટળ્યાં. આ ઠામે આવી નવખંડે, ધીર વીર માહાદાતા પખે; તે પુત્રી છે માહારે ઘેર, તુને પરણાવું રૂડી પેર, મહીપત કેહે સાંભળરે માત, કહું એક સાચો તુજ વાત; ઘેર બેઠાં વિવા મુજ થાય, રાણી થઈ રહે મોહોલાં માંહે; મોહેલમાં બેઠે જે કોઈ થઈ, તેતો સ્થીર થાવર થઈ રહી. બાહાર નીકળુ પર કારણે, મળે મોહોલ મુજને બારણે; અરથ ગરથ કે નારો ઘણી, સકળ વસ્ત તે દુઃખીઆ તણી; નિકળ્યોછું હું કારણ પેર, સકળ વસ્ત તે તેને ઘેર; નવ રાખુ નીશાની એક, એવું માહારે વરત વિવેક; એવું જોઇને આપજો મુને, આગળથી ચેતાવું તુને. વળતાં દેશો મુજને શ્રાપ, તેતો હું નહી લેઉ પાપ; કેહે ચામુંડા સાંભળ ભુપ, રૂડુ છે તમારૂં રૂપ. જે તમને ગમે તે કરો, માહારા મંદિરમાં પરવરો; એ વાત ન જાણું અમો, કેહે કન્યા તે કરજો તમો. દોહરો.—વિચાર કરી વિક્રમ કહે, હું આવું તમ સાથ; બીજુ મુજ કામ ઉકલે, અંબુજ આવે હાથ. ચતુરે ચિંતા કાં કરે, ભુપત રાખ તું ભાર; એક કમળ ઇચ્છો તમો, તેવાં આપુ હજાર. મંદિર લેઈ ગઈ માનની, દીધાં આસન માન; લવિંગ સોપારી એલચી, બીડલે બાસઠ પાન. ચોપાઈ.—નાહાવા કારણ મુક્યું નીર, ત્યારે બોલ્યા વિક્રમ વીર; જ્યાર સુધી કરૂ પરકાજ, ત્યાર સુધી તો ભોજન તાજ. એક કમળ દુખીઆને દેશ, અંન જળ મુખમાં ત્યારે લેશ; કમળ દેખતાં ભુખજ ગઈ; વચન પાળુ તે શાતા થઈ. રંગભેર વીહાંણી રાત, પ્રીત થકી ઉઠ્યાં પ્રભાત; ચંડીએ વિમાસ્યું મન, ભુપત નવ કરે ભો-

જન. ખોટી એને નવ કીજીએ, કંયા સમેત કમળ દીજીએ; ત્યારે કન્યા બોલી વાણ, સાંભળ વિક્રમ ચતુર સુજાણ. ભલે પધાર્યા માહારે ઘેર, કહુ માહારા પરણ્યાની પેર; જાતીસમરણ છેજી મુને, માંડી વાત સાચી કહુ તુને. પેહેલા જનમ તણી જે કથા, તમ આગળ પ્રકાસુ યથા; પરદુઃખભંજણ તાહારૂં નામ, તો તો કર એ માહારૂં કામ. પરદુઃખભંજણ જાણું તુને, હુ કહુ વર પરણાવો મુને; પેહેલા ભવની ઉતપત ઘણી, તેપરણાવો મારોધણી. કરો સરવથા માહારૂં કામ, તો દુઃખભંજણ તારૂં નામ. **દોહરો.**—ભદ્રાવતી નગરી તણો ભદ્રસેન ભડભુપ; જશ જગતમાં તેહનો રાજ તેજ રીધ રૂપ. નગર શેઠ તે નગરનો, નાહાલચંદશા નામ; સોળે વરશે સલક્ષણો, કરે નીત રૂડાં કીમ, પ્રાક્રમ પ્રૌઢાં તેહનાં, પંચ કરે પરમાણ; ભાવ ઘણો ભગવાન પર, વારૂ સુણે વખાણ. શ્રાવક ધરમ શીરોમણી, તપા ગચ્છનો ટેક; જીવ દયા પ્રતીપાળ છે, ખાવટ શાહાવટ નેક. પોસા કરે પખવાડીયાં, સુમતી બાંધે મુખ; લખ પચખાંણ લીલોતરી, દેહ વેઠે એમ દુઃખ. પાંચમ આઠમ ચૌદશ કરે, વંદે મોહોટા વીર; પચુસણ પણ સાચવે, પીએ નીત ઊંનાં નીર. ભગતાંબર ભાવે ભણે, પુજે જતીના જોગ; શ્રાવક ધરમ એ સાચવે, ભાવે નહી મન ભોગ. વૈરાગ મન તેને વસ્યો; પરણે તે શું થાય; અલ્પ આયુશને અલ્પ સુખ, કાળ સહુને ખાય. ઓરણજીવી કોયે નહી, જીવે શી છે વાંણ; ફરી ફરીને અવતરે, લખ ચોરાશી ખાંણ. પુજુ શ્રી પરીબ્રહ્મને, નીરદોષણ જેનું નામ; કાયા પડે કેહે કળી, પામું રૂડો ઠામ. પીતા દુઃખ પામ્યો ઘણું, જો પરણે નહી પુત્ર; વંશ માહારો નહીવધે, કેમ ચાલે ઘર સુત્ર. દુઃખ પામ્યો પીતા ઘણું, કરી લાંઘણો સાત; પુત્ર આવી પગે નમ્યો, વળતી પુછી વાત. શા માટે તમો દુઃખ ધરો, રૂદન કરો તે ફોક; તમો કહો તે હું કરૂં, શીદ ધરોછો શોક. પીતા કહે પરણો તમો, સુખ બહુ અમને થાય; મોહોડ ઘાલે તુજ માવડી, પ્રેમદા લાગે પાય. વચન આપ્યું તે દીકરે, બહુ સંતોખ્યો બાપ, માનની મન વસે માહરે, તો પરણું હું આપ. સોથાસા એક શેહેરમાં, તેજા તેની નાર; તેની કન્યા હુ કુમકુમવંતી, સોથાશા માહારા તાત. માહાલક્ષમી મંદીર ઘણી, અલખત અપરમપાર; બત્રીસ લક્ષણી બેટડી, વરસ થયાંતાં બાર. જ્ઞાનવતી ને ગુણવતી, રૂપવંતી માહા રૂપ; શ્રાવક ધરમ સદાવ્રતી, અકલ અધીક અનુપ. પીતા કહે પરણાવીએ, મેંતો કહ્યું મુખ નાય; અલ્પ આયુશ માનવ તણું, સ્થીર નહી કોની કાય. શેવીશું શિયળ સદા, કરીશું વારૂ વૃત; સ્વરગ મારગ સુખ ભોગવું, માનીશું જાણે મરત. પીતા કહે નહી પુરવે, કુંવરી તાહારૂં કામ; કલંક ચડે મુજ કુળ વિષે, નીચ કેહેવાઇશ નામ. મન ગળ્યું પછે માહરૂ, પરઠી પુરણ પેર; પરણાવી મને પ્રીતથી, નગરશેઠને ઘેર. બે જણ તેવડ તેવડાં, જોવા સરખી જોડ; રતી કામ સરીખડાં, નહી ખાંપણ નહી ખોડ. જેવાં ઇંદ્રાણી ઇંદ્ર છે, જેવાં રોહણીને ચંદ્ર; જોડુ એવું જુગતથી માણ્યા મોહોટા મંદ્ર. ભરજોબનમાં બે જણાં, ભામની ને ભરથાર; એક એકને મળ્યા તણો, આનંદ અપરમપાર. એક એકને દેખી ઠરે, અતી હરખ અતી હીત; એક સેજ સુતા તણો, નેહ ઘણેરો નીત. ખાવા પીવા પેહેરવા, તાજુ મુખ તંબોળ; રાગ રંગ રંજીત સદા, કામની કંથ કલોલ. ધરમ પાળતાં શ્રાવક તણો, જીવ દયા દીવ્ય દાન; સાચુ બોલતામાં સરવથા, ગોવીંદના ગુણ ગાન. પોસાળે અમો નીત જતાં, સાંભળતાં વારી વખાણ; અપવાસ કરતાં આઠમ દીવસ, પોસા પંચ પ્રમાણ. પચુશણ કેરાં પારખ્યાં, ગયા દેવને દેહેરે દાખ; ભગતાંબર ભાવે ભણ્યાં, જેની શાસ્ત્રજ પુરે શાખ.

**છપા.**—જેણે જીત્યો કામ, ભલો મારગ તે ભાળ્યો; જેણે જીત્યો કામ, લક્ષ ચોરાશી ટાળ્યો, જેણે જીત્યો કામ, શીળવ્રત તેણે સાધ્યા; જેણે જીત્યો કામ, વિશ્વ બધા માંહે વાધ્યા; કામ જેણે સઉ જીતીઓ, ધરમ સઘળો તે ધારીયો; કામ અંધ જેકો થયો, તે જીતી બાજી હારીઓ. ૧ જીવ દયા પ્રતિપાળ, જન્મ ધરી નવ જાણ્યો; પાપી પુરા પ્રમાણ, ભોગવે નરકની ખાંણો; જન્મ ધરીને જોગ, ધન તેણે શું કીધુ; અમ્રૃત જીત્યું આપ, ઝેર હળાહળ પીધુ; શીળવૃત સાધ્યાં નહી, ઘણાક સમજો ઘાટમાં; મનુશા દેહ માહા મુલ્ય છે, શામળ કેહે નાંખ્યાં વાટમાં. ૨ સેતરંજોહ સર-

ણ, સુમેદ શીખરની જાત્રા; પારશનાથ પુન્ય પેત, પુજે જે પ્રાણી માત્રા, સુમતી બાંધે મુખ, ઉ-ષ્નોદક પીવા આપે; પુજન એહેવું પાંણ, ગુણ એ ગુરૂ પ્રતાપે; જૈન ધરમની જોજણા, ભાવ ઘણે જે રેહે ભરચા; શામળ કેહે શીળવ્રત ધરમ, નર નારી તેતો તરચા. ૩ નવસેં નવાણું નીર, સાચુ બોલે તે નાહ્યો; નંદે નહી કો દેવ, દલ જાણો તે ડાહ્યો; સરવ દીઠુ સમદ્રષ્ટ, ન કરી કોની નંદ્યા; ઉ-પર કીધો જેણે હાથ, તેણે સરવ દેવતા નંદ્યા; પર ધન પર નારી તજી, પર પીડા જાણી જ્યાંહાં; શામળ ધરમ ધરચો તેમણે, ત્રીલોક તરચા તે નર તાંહાં. ૪ નાહ્યા અડસઠ તીરથ, પૃથ્વીની પ્રદ-ક્ષણા પાડી; જુઠુ બોલે જર કાજ, વાટ સરવે ઉઠાડી; પુજી પ્રત્રીમા લાખ, પેહેરચું ધાયુ ને ધો-યું; પર દ્રોહ કરો જો પાપ, મુક્તિનો સરવે ખોયું; તજી વિષયની વાસના, તજ્યું માહરૂંતાહારૂં રીતીઓ; શામળ કેહે પાળ્યાં શીળ સંતોષવ્રત, તે નર નારી જુગમાં ઝાતીઓ. ૫ કોણે મુડાવી મુંછ, કોણે જટાદળ રાખી દાહાડી; કોણે જટા વધારી જોગ, કોણે તજી જે લાડી; ડંડ કમંડળ કર લીધ, કોને પેહેરી કર કંઠા; કોયેક આસન બાંધી વેઠ, કોયેક પળીયા નીત પંડા; કોયેક સંન્યાશી શેવડા, કોય વિપ્ર કોય વરતીયા; શામળ સત સંતોષ વણ, નામ મોહોટા પણ નરતીયા. ૬ વહારાગમાં ઉઠી વાટ, વરતીકમાં વેઠ પડી છે; જોગી કેરા જોગ, જો માયા અંગ અડી છે; વૈશ્નવ ધરમ જે વાટ, છાપા માળાને ટીલાં; પરનંદ્યા પરનાર, ભજી તે સરવે વીલાં; સિદ્ધ સીપાત ને શેવડા, કલંદા ને કાંનફટે શું થયું; શામળ કેહે વેશ વગોવીયો, જ્યાં સુધી હું ને માહારૂ ન ગયું. ૭ જેને શીળ સંતોષ, દોષ એકે નહી તેને; સગપણ સતને સાથ, હાથ હરી બેસે જેને; બ્રહ્મ દશા ઉપર ભાવ, આવે તેને ઘેર મુક્તિ; પરમારથ જેને પુન્ય; ભુવઠ રેહે તેને ઘેર જુક્તિ; કેહેણી કે રેહેણી વીના, કોટી કોટી સુણે કથા; શામળ કેહે દલ સાચા વીના, વેશ ધરે તેતો વ્રથા. ૮ વ્રથા જેનો વેશ, જે લાલચને લોભી; વૃ-થા જેનો વેશ, ખરા સુરા કે ખોભી; વૃથા જેનો વેશ, ડંખ રૂદેમાં રાખે; વૃથા જેનો વેશ, જર કા-રણ જઇ ભાંખે; પાપ બુદ્ધિ પડપંચ નીત, પાખંડે નીત કરે પરસણી; શામળ કહે સાધુ નહી, ખોટા દંભી તે દરસણી. ૯ બ્રાહ્મણ ના પાળે બ્રહ્મ, અધરમ જાણે તે આપે; વૈરાગ ના જાણે તાગ્ય, પેટ ભરેચાં તે પાપે; સન્યાશી કરે સ્ત્રી સંગ, જર લોભી તે જુઠા; વરતીક ના પાળે વરત, રામ તે ઉપર રૂઠયા; કાંનફટા કે કંદરી, સાધુ વેશ ધરે સદા; શામળ કેહે સ્વપ્નામાં નહી, કીરપા કીરતારની નહી કદા. દોહરો.—પ્રતિજ્ઞા કરી પંડમાં, મેં આપ વિચારચું મન અંગ; પંદર દિવસ પક્ષ અ-જુવાળીયાં, સ્વામીનો ન કરૂં સંગ. આજ થકી અજુવાળીએ, વનીતાએ કીધી વાત; પરણ્યો જે પતી માહરો, તે માનો જાયો ભ્રાત. જેણે પાળ્યાં છે શીળ વરત, તે તો પામ્યા ભવ પાર; એવું જા ણી મેં તજ્યો, ભાવેશું ભરથાર. પ્રતિજ્ઞા કરી તે પ્રેમદા, પોતે ગઇ પીતાને ઘેર; પછે દેહેરે પતી ગ યો, પરઠી શી તેની પેર. સ્વામીએ શાસ્ત્રજ સાંભળ્યું, કામ તજ્યાનાં કામ; જેણે તજી છે તારૂણી, તે પામ્યા સ્થીરતા ઠામ. કંથે કીધી કલ્પના, ઇશ્વિર આગળ આપ; એક પક્ષ અંધારીએ, પ્રેમદા ની રખું પાપ. સંગ કરૂ શામા તણો, કોઠી થાઉ તે દીશ; કરૂ સંગ જો કામની, તો સત બ્રહ્મહત્યા શીશ. નારીને નીરખુ નહી, પંદર દીવસ પચખાણ; માહાવીર કેરી આગના, પુરણ સાખ પરમાણ.

ચોપાઈ.—મન સાથે એ કીધી વાત, કો કોની નવ જાણે ખ્યાત; આપે મન પ્રતિજ્ઞા કરી, સાસરે આવી છે સુંદરી. જોબનવંતી દાતા દેહ, નર નારીને અધીક સ્નેહ; સાસુ સસરે દીધાં માન, ભોજન કીધાં ચાવ્યાં પાન. નેહ ઘણેથી નીશા પડી, ચતુરા ચતુરાઇએ મેડે ચડી; ફુલ પાથરચાં સુંદર સેજ, બરાસ કસ્તુરી હરખી હેજ. દસ દીસે મેહેલ્યા દીવડા, નર નારી જશવંત જીવડા; ભોગ સામગ્રી ભાવે ભળે, કનક જોત દીપકની બળે. જઈ પરણ્યો પોતાનો પતી, રૂપે રંભા રોહીણી રતી, હરખ ઘણોછે મનમાં હેજ, શામા સુતા સ્વામી સેહેજ, જેવા પ્રકાર છે તરૂણી તણા, તેથી ગુણ સ્વા-મીમાં ઘણા; હાવ ભાવ કટાક્ષજ કરી, ભરપુર જોબન માંહે ભરી. દોહરો.—સ્વામી કહે સુણ સુંદરી, ચતુરા ચતુરસુજાણ; ભક્તિવંત ભાળુ તુને, પંદર દીવસ પચખાણ. કૃશ્ન પખવાંડીએ

કામની, તાહારી પુરૂ આશ; બાંધવ જોડે બેનડી, તેમ પોહોડી રેહુ પાસ. આનંદ પાંમી અતી ઘણું, પીઉયે કીધુ પુન્ય; રૂદે રીસ કરી નહી, નીમેખ ન રાખી નુન્ય. પંદર દીવસ પુરણ થયા, કૃશ્ન પક્ષ કલ્યાણ; હરખ્યો ઘણું હઈડા વીશે, શાહાપુત્ર સુજાણ. મળશે રાતે માનવી, શુભ દીવસે સંજોગ; મનના ગમતા માણશુ, ભામની સાથે ભોગ. ખાન પાન તરતીબતર, વીવીધ ભોગ વીલાસ; શાહા પુત્ર સેહેજે ગયો, પરણી પ્રેમદા પાસ. માન દીધુ ઘણું માનની, પુરણ મનથી પ્રીત; સ્વામી સજ્યાએ ચડ્યો, રંગ ભોગની રીત, કામની કેહેછે કંથ સુણ, અધિક પ્રતિજ્ઞા એહ; એક પક્ષ અજુવાળીએ, દાખુ નહી તુજ દેહ. સુખે સુવો સેહેજમાં, નીચાં ઢાળી નેણ; પક્ષ અજુવાળી પંદર દીવસ, તુ બંધવ હું બેહેન. ચોપાઈ.—વારૂ બોલ વનીતાનો વશ્યો, હેત ઘણેથી સ્વામી હશ્યો; કાંમની તેં કરયું શુભ કામ, મમતે રહ્યું આપણું મામ. હરખ બેહુના મનમાં હોય, કષ્ટ ના પામે બેઉમાં કોય; અવતાર બેહુનો એમંજ ગયો, નર નારીનો સંગ નવ થયો. કોણે નવ જાણી તે વાત, જસવંતાં બે સુજાણની જાત; ધરમ તણી રાખી રીતીપો; જગત બધો તેણે જીતીપો. વરસ પંચાણું પાળી પ્રીત, રૂડા મારગની રાખી રીત; અવસાંન કાળ આવ્યો જ્યાહરે. વીજ્હળ બુધ થઇ તાહરે, રહ્યો રૂદેમાં રૂડો રંગ, સ્વામી સાથે કરૂ હું સંગ; વિતગ વાત ભવની વીસરી, જીવ ગયો નિશ્ચે નીસરી. મરણ સમે જેવો વિચાર, તે માટે ત્યાંહાં ધરયો અવતાર; કૃત અકૃત જે ચિતે ચડે, તેવો અંવતાર તો લેવો પડે. એમ મન માયામાં અડ્યું, તે માટે અવતરવું પડ્યું; બે જણ પડીયા પૃથ્વી મહી, સ્વામી અવતરીયો છે તહી. નીચ બુધ થઈ માટે નેટ, હું અવતરી ગુણીકાને પેટ; પેહેલે ભવ કીધીતી શેવ, તો થઇછું દેવાંશી દેવ, પેહેલા ભવની જાણું વાત, સતી શીરોમણ છું સાક્ષાત; સત્ય શીળ હતું મુજ હાથ, તો આવીછું હરસીધ હાથ. પેહેલા ભવનો ધરમ મુજ ફળ્યો, માહારાજ મહીપત મુજને મળ્યો; તે વરને પરણાવો તમો, પરદુઃખ ભંજણ જાણું અમો. માહારો કરે ઉત્તર નર જેહ, મુજને તો વરશે નર તેહ; રાજા કેહેછે રૂડુ થશે, શીવ પરતાપે સંકટ જશે. સુખે માહારી સાથે આવ, કોટી હરખ મન માંહે લાવ; જે વર મન ઇચ્છોછો તમો, તે વરને પરણાવું અમો. નારીએ જઈ માને કહ્યું, માહારૂં મન કબુલજ થયું; વળાવો મુજને એ સાથ, માલ ખજાનો આપો હાથ. ધ્રડતા રાખો માહારૂં ધીર, એ માહારાજા વીક્રમ વીર; પર નારી સહોદર એહ, એના સતથી વરસે મેહ. સુત્રમાતંગ એક શણગારીઓ, અમુલક રત્ને ભરાવીપો; મણી માણેક ભરયાં કાંઈ ક્રોડ, એવાં ચીંતામણીની જોડ, વારૂ વસ્ત્ર તણા અંબાર, ઉપર અંબુજ એક હજાર; કમળ હેત પ્રીતેથી લીધ, મુખથી વાત કામનીએ કીધ. નહી કરમાય નહી સુકી જાય, નિત નિત શોભા અદકી થાય; દેવતાને દુર્લભ છે એક, વિક્રમ પામ્યો પૂન્ય વિવેક. જઈ વાડી મહી રોપો ઘેર, શોભા નિત નિત પુરણ પેર; વળી કહુ તે કરજો કામ, ફરી ન આવશો આંણે ઠામ. સાચુ તમશુ બોલુ આપ, પુરવે પારવતીનો શ્રાપ; આ સ્થાનકમાં જે પેસશે, તેની કાયા પ્રલે થશે. એ સ્થાનક ઉમીયાની આંણ, જે આવે તે ખોશે પ્રાણ; તમો આવ્યા માહારે બારણે, ઉમીયાના વચન કારણે. જે દાહાડે કન્યા ઉર ધરી, તાહારે વાત તમારી કરી; જે આવેતે પ્રલે થાય, તો કેમ આવશે વીક્રમ રાય. દોહરો.—તાહારે બાળા બોલીયાં, નહી બોળે એને નીર; અગ્નિ ભેદી નહી શકે, આવશે વિક્રમ વીર. માટે તમો ઇહાં આવીયા, કર રૂડે કન્યાય; ફરી ઈહાં જો આવશો, તો અધીકો અન્યાય. એક સખી એક સહચરી, એક રાણી એક રાય; હોય નાગ હસ્તી પરે, આપ અસ્વારી થાય. મીચ્યાં લોચન મહીપતી, ધરયું કાળીનું ધ્યાન; રૂડાં કામ કરો નીતે, પ્રીતે આપ્યાં પાન. નેત્ર ઉઘાડી નરખીયું, કારમો દીઠો કુપ; દુખીઓ બેઠો દામણો, તાંહાં આવ્યો ભડ ભુપ, અરજુન જાણે અવતરયો, ચતુર શીરોમંણ ચંદ્ર; દેવ થકી દસ લક્ષ ગુણ, આવ્યો જોતા ઇંદ્ર.

ચોપાઇ.—રૂડો ગજ મોહોટો માતંગ, કન્યા શોભે રૂડે રંગ; આવ્યા બાહાર ગુણવંત ભુપ, જ્યાંહાં છે કારમો મોટો કુપ. એક કમળ કેરે કારણે, બેઠો લાંપેછે બારણે; ત્યાંહાં આવ્યા વિક્રમ માહારાજ,

હે ભાઈ તાહારે જેનું કાજ; ક્રમળ એક લેઈ સુખીઆ થાઓ, દુઃખ તજીને મંદીર જાઓ; ભ્રાત તાત માતાને મળો, ભોગ સકળ ભાવંતા ભળો. નેત્ર ઉઘાડ્યાં દુઃખીએ જેમ, તેણે દોલત દીઠી તેમ; દીઠાં ક્રમળ કન્યા માતંગ, મોહો પામ્યો લાગ્યો મન રંગ. લખ્યો હોય ચીત્રામણ જેમં, ચીત ભ્રમ થયો તે તેમ; એક ઘડી નવ બોલ્યો વાંણ, જેમ બુડ્યાં હોય સાતે વાહાણ. જેમ પેટ તણો હોય પુત્ર, જેમ ભાગ્યું હોયે ઘર સુત્ર; જેમ દાવાદળમાંહે પડ્યો, જેમ કો દુઃખી દુશ્મન નડ્યો. કોની વાત સુણે નહી કરણ, ઘટીકા થઈ એમ કરતાં ત્રણ; ધારણ નવ રહી ધરણી ઢળ્યો, જેમ આકાશે તારો ગળ્યો. દીઠો અઈરાવત જેવો ગજ, ઈંદ્ર આકાર ફરૂકે ધ્વજ; ક્રમળ મોટ દીઠી માહા મેહેર, તે દેખીને લાગી લેહેર. આસના વાસના રાજા કરે, આપ ઉછંગે તેને ધરે; આપ વસ્ત્રે તે આંસુ લુવે, નીરમળ નીરે મુખડુ ધુવે. વસ્ત્ર વીસરજન કરે તે હાથ, ખમા ખમા કરે તે સાથ; એમ કરતે ઘડી બે થઇ, વળી ચેતના મુરછી ગઈ. નેત્ર ઉઘાડ્યાં રૂડી રીત, પુરણ કીધી રાએ પ્રીત; નરપતી કેહે કાં પામો દુઃખ, કોહો મુખથી કેમ થાશે સુખ. શું મનમાં આવ્યો છે જોગ, કે કાંઇ પ્રગટ્યો દેહમાં રોગ; હરખ ઉપન્યો નીરમળ દેહ, બ્યાપી છે દારૂણ દેહ. મુખે ભમરી આવી ઘણી. કાયા સ્થીર નવ રેહે તમ તણી, રોગ હોય તો ઓસડ કીજીએ; કોહો તો ક્રમળ અધીકાં દીજીએ, વારૂ કહીંતે દુઃખીઓ રહ્યો, ફરી ઉતર તેણે નવ કહ્યો. સમજ્યો મન મહીપતી માહારાજ, લોભે માગતાં આવે લાજ; બુધ લક્ષણ એમાં બત્રીસ, કેહે તો ક્રમળ આપુ દસ વીસ. હા કહીને મુકયો નિસ્વાસ, અરે દઈવ નવ પોહોતી આશ; મુક્યા નીસાસા દસ વીસ, કર કુટી અડાડ્યા શીશ. હાય હાય તે કેહે છે મુખ, અધીક તન દાઝ્યું છે દુખ; અખંડ આંખે આંસુ ધાર, વપુ મરોડે વારમવાર. દંતે જીભ ડસે જેટલે, ઝાલ્યા કર નરપતીએ ટલે.

**દોહરો.**—વિક્રમ કહેરે વીર સુણ, કેહે મન કેરૂ કાજ; મન મુકી કારણ કોહો, લેશ ન ધરશો લાજ. નીચું જોઇને નરપતી, બોલ્યો વારૂ વાણ; જે તમો જાણો તે કરો, આદ્ય શક્તની આંણ. જે વાટે મન ઉલટે, સમે તમારો શોક; તે તમો મુજને નવ કહો, તો તીરથવ્રત તમ ફોક. ઘરસુત્ર પુત્ર કે ગામ ગ્રથ, ગજ રથ ઘોડા રાજ; એ વાહાલું નથી મુજને, વાહાલું છે પર કાજ. ભણ્યા મધે ગણ્યો નથી, નંખ્યો અક્ષર નામ; માટે મન મેહેલી કહો, થાય તમારૂં કામ.

**ચોપાઇ.**—ત્યારે દુઃખીઓ બોલ્યો વાંણ, ધન ધન રાજા ચતુર સુજાણ; માહારા મનનું જે છે કાજ, તે કેહેતાં આવે મુજ લાજ. સાચુ કહુ સમ દીધા માટ, મુજને તો મોહોટો ઉચાટ; તમો લાવ્યા તે હઇડે ધરૂ, માહારૂં મન તો હરખે ભરૂ. અદેખાઈ તે વાતે નથી, સાચુ કથન કહ્યું તે કથી. આવ્યો તો ઠામ હું જ્યાહરે, ક્રમળ દીઠું મેં તાહરે. તેની લાલચ લાગી ઘણી, મેહે નવ કીધી મોહોકમપણી, હું નવ પડીઓ એ જળ માંહ, બેશી રહ્યો વડલાની છાંહ. મેં તો નવ પડાયું નીર, વાહાલુ કીધુ એહ શરીર; સમજ્યો નહી હું મોહોટો મરમ, મેં તો નવ સંભાર્યું કરમ. તે ઉપાય કર્યો નહી અમો, એટલે રાય પધાર્યા તમો; તમે પુછ્યું ને મેં તો કહ્યું, તાંહાંથી જ્ઞાન તમને તો થયું. સાંભળતાં મન ચલાવીયું, કુપ મધે તો ઝપલાવીયું; આવરદા પર રાખ્યું મન, તમો વાહાલ કીધું નહી તન. હસ્તી લાવ્યા રત્ને ભરી, શોભીતી સાથે સુંદરી; અલખત બીજી અપરમપાર, ક્રમળ અમુલખ એક હજાર. તે દેખી ઝુરૂછું અમો, પુછોછો તો સુંણજો તમો; જે કો મન ચલાવી જાય, તે નર ઝાઝો સુખીઓ થાય; એ તો ફારેજ કરમજ તણું, હવે વીમાસુછું હું ઘણું.

**દોહરો.**—હવે વીમાસણ હું કરૂં, મેં ન ચલાવ્યું મન; હું પડત જો કુપમાં, લાવત અદકુ ધન. અરે દઇવ મેં કાંહાં કરી, એ કાયાની આથ; કાય કરત અળખામણી, તો આવત સરવે હાથ. મુરખ માહારો પ્રાણીયો, દેહશું રાખ્યું હેત; વાહાલો ન કરત જીવડો, તો સઘળી સમરધ લેત. એ કારણ મન માહરે, બીજો નહી મન મરમ; દોશ તમને દેતો નથી, દોશ દેઉછું કરમ. ફટ ફટ માહારા પ્રાણીયા, અક્કલ અજાણ અનુપ; ક્રમળ કામની હસ્તી હરત, પ્રથમ પડત હું કુપ. કરોડ ઉપાયે કહુ નહી, દીધા મુજને સમ; સાચી વાત તે સીદ્ધ છે, સાચુ ન કહું ક્યમ. તમો દુઃખભંજણ હતા, કરતાતા પરકામ; તાહારૂં મેં દુઃખ ભાગીયું, દુઃખભં-

જન મુજ નામ. તમો સરજતા ઇશ્વરા, પરદુઃખભંજણ એક; ભમણો હું તમથી થયો, વડો એહ વીવેક. બધા જુગ સંસારમાં, દુઃખભંજણ તમો આપ; તાહારા દુઃખભંજણ અમો, તે ઇશ્વર પરતાપ. વાત ન કહી હોત તુજને, તો ક્યમ ઉપજત હેત; આવ્યાં કમળ ને કામની, તે તું ક્યાંથી લેત. સમજ્યા તમારૂં શાણપણ, સમજ્યો ભાગ્યું દુઃખ; સવારથ પ્રશ્ન સહુ પડ્યા, ન ભાગે ભામણે ભુખ. જાચીક દસ વીશે ઘર તણા, તેહેને આપો દામ; કીરત કરાવો આપણી, ફેરવો બાવે ગાંમ. શેર એક આટો અપાવીને, બોલાવો ચારણ ભાટ; ગાંમે ગાંમમાં ફેરવો, વખણાવો વાટેવાટ. વનીતાને વાહાલા થઈ, વખણાવો જઇ વેશ; પરમારથ પુરણ કરો, કીરતી દેશ વીદેશ. વારૂ થયું વાટે મળ્યા, કળી જોયું મેં કામ; કદાચ દુઃખ હોત દેહમાં, તો આવત ઉજેણી ગામ. પ્રીછો નરે પંડીત તણા, પ્રીછો પુરૂં નામ; રાગ કરી તે રીઝીઆ, તાંત વાગતે નામ. અમો આશે દીન કાહાડતા, બેઠા કુપને પાસ; અમો આજ ઉડી જશું, નેટ થઈ નીરાશ. ભલુ થજો ભાઈ તમ તણું, વચન કરજો મુજ માફ; આ સ્થાનક આવ્યા તમો, તેહ અમારાં પાપ. દુશ્મન હશો કઈ દીવસના, પુરવ જનમનું વેહેર; ત્યારે તમો અહીં આવીયા, પુછવા અમારી પેર. માલ લીધો તમો માહરો, ગાળ્યાં માહારાં હાડ; જીવ રાખ્યો કાયા વિશે, તેહ તમારો પાડ. ચોપાઈ.—વચન સાંભળ્યું દુઃખીઆ તણું, રાજા રીઝ્યો અદકુ ઘણું; ચતુર નર ચિંતા પરહરો, મેહેલી દો મનનો ખરખરો. જે કોહો તે તમને દીજીએ, ઓશીંગણ મુજને કીજીએ; તમો મોહોટાછો આડે આંક, ઘણોક પડ્યો છે અમારો વાંક. આ સરવ તમારો ગરથ, માહારૂ ડહાપણ તેતો બ્યર્થ; આ કન્યા છે કારણ રૂપ, ભામની છે એક ભારે ભુપ. એ કહે તેનો ઉત્તર કરે, તે વરને એ વનીતા વરે; બીજો આ સરવે લ્યો માલ, કામની કેરો મેહેલો ખ્યાલ. નાર વીના સરવે આપશુ, તાહારો માલ સરવે સ્થાપશુ; પુછ્યાનો ઉતર આપશે, પ્રેમદાને તેતો પરણશે. રાજા તમો આપો જે ગરથ, તેતો માહારે ન આવે અરથ; હું નહી જાચીકનો તન, માહારૂં માગ્યાનું નહી મન. દોહરો.—રીઝ્યો દુઃખીઓ રાયપર, વારૂ કહીએ વાત; પ્રશ્ન પુછે એ પ્રેમદા, સુણીએજી સાક્ષાત. ઉત્તર એનો આપશુ, તો વરશુ કન્યાય; તાહારૂ આપ્યું લેઉ નહી, નહી કરીએ અન્યાય. કન્યા છે માહારા કરમની, નિસ્ચે તે નીરધાર; વીસ વશા પેહેલે ભવે, એ ભામની હું ભરથાર. કહુ વાત તે સાંભળો, મોહોટાછો માહારાજ; કમળ લેવા તમો ગયા, તેતો માહારે કાજ. તમો ક્યાંહાં ને અમો ક્યાંહાં, ક્યાંહાં એ કુપની તીર; ક્યાંહાં પુછી તમો વારતા, પરદુઃખભંજણ વીર. સંદેહ ટળ્યો છે માહરો, તે નિશ્ચે નીરધાર; એક કમળનો આરતો, લાવ્યો એક હજાર. તારે કરમે જશ લખ્યો, માહારા કરમમાં સર્વ; ગમતું થાશે ગોવીંદનું, મેહેલ્યો મનનો ગર્વ. પ્રેમદા પ્રશ્ન જે પુછશે, તેનો ઉતર દેશ; પ્રીછુ નહી તો પગે નમુ, કહીશતો કન્યા લેશ. ગજે કોઇને પડવું નથી, નથી કરવો અન્યાય; હેત ઘણે રાજા હસ્યો, કર જોડ્યા કન્યાય. પ્રશ્ન પુછશે પ્રેમદા, વચમાં રાખ્યા રામ; સમસ્યામાં સરવે કહ્યું, ગામ ઠામને નામ. ચોપાઈ.—મુજમાં જો કાંઈ હશે માલ, તો તુજને દેખાડુ ખ્યાલ; જોર હશે તોતો જુઝશુ, બુદ્ધ હશે તોતો બુઝશુ. શાહાપુત્રને શાહાની સીખ, હું નથી આવ્યો માગવા ભીખ; નથી બ્રાહ્મણ ભીક્ષા કારણે, જાચીક હુ નથી આવ્યો બારણે. મુજને તમે શું જાણ્યા ભાટ, હું નથી ગુણકા કેરો ઠાટ; સઈ સુતાર નથી સેલીઓ, નથી જાચીક તાહારો ટેલીઓ. નથી હું વેદીઓ કે વ્યાસ, જે માગી લેઉ તાહારી પાસ; હું નથી હાકેમ દેઉ ડંડ, હું નથી ભીલ તસ્કર લંડ. હું નથી ગામાતર કેરો ભાટ, વગડે પડાવી લેઉ વાટ; નથી શેઠ પટેલ હું સાચ, લેઉ તમ પાસેથી લાંચ. હું ન જુગારી આડે અરથ, જીતી હરાવી લેઉ ગરથ; હું નથી ઠગ કે ઠાકરો, હું નથી દાસ કે ચાકરો. હું નથી ગરાશીઓ ઘાશીઓ, હું નથી ફોકટ ફાંશીઓ; હું નથી ધુતારો ધીર, હુ નથી પીતર કે વીર. અધરમી હું નથી અનાથ, તમ પાસે નહી ઓઢુ હાથ; હું દાતા છું દાનજ દેઉ, કોઇનું આપ્યું હું નહી લેઉ. છેક નીચ હું નથી રાંક, તાહારો માલ લેઉ વણ વાંક; ઇશ્વરની કરછું આશ, માગુ એક

પ્રભુની પાસ. દોહરા—કેહે દુવો એક કામની, સાંભળી સુખીઓ થાઉં; ઉતર સુજે તો વર, નહીતર મંદીર જાઉં. રાજા કેહે રામા કહો, દોલ રીઝીને આજ; અરથ ન કેહેશો આપણો, લેશ ન ધરશો લાજ. પ્રીછે તેતો પરણશે, પ્રીત ઘણેરી પેર;નીકર તે નીરાશ થઈ, જશે પોતાને ઘેર. સમશા કેહેછે સુંદરી, ગોળે વીંટી ગ્રથ; પેલા ભવ સ્વામી હશે, તેને સુજશે અરથ. સત્ય રાખે જો સામટુ, તો તો સ્વરગે જાય; પત મુકે પોતા તણું, તોતો ગોથાં ખાય. જોબન રૂડુ જાળવ્યું, વૃધે વીટ્ટળ હોય; તે નહી સ્વરગ કે મ્રત્યુનો, ખરૂ રળ્યું પણ ખોય. જશ લીધો જોબનપણે, વ્રધપણે ઉડાડી વાટ; તેહ સ્વાન પરીહટ તણો, નહી ઘરનો નહી ઘાટ. માહા મેહેનતથી ધન રળ્યો, ઘડપણ સુધી ગરથ; નવ ખાધો નવ વાપરયો, એકે ન સરયો અરથ, અમુલક રત્ન જોતાં જડ્યું, સુખ પાંમ્યા બે સાથ; તેતો ખોયા જુવટે, વળતાં ઘશીયા હાથ. સન્યાસ પાળ્યો સાત વરસ, જશ જીત્યો તે જોગ; અવસાનકાળે મન ભ્રષ્ટ થયું, તેના કરમના ભોગ. છપો.—સત વરસ સુધી સન્યાસ, વળતુ માંડયું ઘર સુત્ર; ભામનીએ તજ્યો ભરથાર, પછે પ્રસવ્યો એક પુત્ર. ખટ માસના અપવાસ, કરયા પચખાંણ કરીને; ઓછો રહ્યો દીન એક, ખાધુ અન્ન પેટ ભરીને; જન્મ બધો જશ જીતીઓ; મરતી વેળા નર તે નડ્યો; સમજશે તે સલક્ષણો, તેણે અવતાર ધરવો પડ્યો. ૧ જન્મ સુધી સદાવરત, આપ્યાં ઘણું પાયે લાગી; મરણ સમે મરજાદ, મુકીને ભીક્ષા માગી; જન્મ બધો જર દીધ, વેહેવાર વિવેકે પાળુ; મરણ સમે મુરખ, દેશ કાહાડ્યું દેવાળુ; પાળ્યાં સજન સહ કુટુંબ સરવ, ભરણ પોષણ ભાવે કરયું; મરણ કાળે સૌ લુટીયું, પુન્ય સઘળુ પ્રલે કરયું. ૨ મરણ સમે જ્યાંહાં બુધ,ત્યાં અવતાર ધરવો; મરણ સમે જ્યાંહાં મન, કરતુત તેહેનો તે કરવો; મરણ સમે જ્યાંહાં પ્રીત, રીત રૂડી કે ભુંડી; ભોગવવા તે ભોગ, દેશમાં વાગે ડુંડી; અમૃતમાં વીખ ભેળીયું, રૂડુ કરતાં નરતુ નડ્યું; ઉતર તે આપો મને, જે કારણ અવતરવું પડ્યું. ૩

દોહરો—એમ વીત્યું હોય આપમાં, જેમ સમજ્યો હોય સુત્ર; તે આશા માહારી કરે, પવિત્ર તણો જે પુત્ર. બીજા તો બેશી રહ્યા, ઘણા હેતથી ગરથ; અણસમજ્યા આશા કરો, તે નિશ્ચે પડશે નરક. ચોપાઇ.—જુવતી વચન સુણ્યું જેટલે, ચિતમાં ચતુર ચેત્યો તેટલે; પેલા ભવને પુન્યે કરી, ધારણ ધરમની મનમાં ધરી. અજ્ઞાન હતું તે સરવે ગયું, જાતી સ્મરણ તો તેને થયું; મહીપત ચેત્યો મનમોઝાર, નિશ્ચે એ તો માહારી નાર. માહારૂં કહ્યું એ માને કશમ, સો એક ખાવા પડશે સમ; સાચાં સતવાધે સેંધાણ, અક્કલ થકી પુરૂ એંધાંણ. સમાવું શામાં કેરો સોક, લક્ષ વસા સહુ માને લોક. દોહરો.—અપવાસ કરયા એક માસના, સ્વરગ સુખને માટ; પત મુકી પછે પારણે, વરત ઉડાડી વાટ. રૂડુ અમૃત રાંધીયું, તૃપ્ત થવા મન માટ; જમતાં ઝેરજ ભેળીયું, વેદ ઉડાડી વાટ. પોખ્યો પાળ્યો તે પુત્રને, માણવા સુખને માટ; વૃધ કાળે તે વંધ કરયો, વંશ ઉડાડ્યો વાટ. પ્રેમદા પરણ્યો પદમણી, ઘણા ઘડાવ્યા ઘાટ; પ્રૌઢપણે તે પરહરી, વીરજ ઉડાડી વાટ. દાન દીધુ દયા થકી, મોક્ષ પામવા માટ; અંતે કીધો ખરખરો, વેદ ઉડાડી વાટ. જોબન બધે જશ જીતીયો,. ઘણી કીરત ગુણ ઘાટ; ચુક્યા ચતુર થઈ વૃધપણે, વિવેક ઉડાડી વાટ. નવાંણ ખોદાવ્યાં નીરનાં, ઘણા ચણાવ્યા ઘાટ; અંતકાળ સરવ પુરાવીયા, વખાણ શુણ્યાં તે માટ. ગયો અવસર આવે નહી, કરે જો કોટી ઉપાય; મરણ કાળે મન સ્થીર રહે, સેહેજે સ્વરગમાં જાય. છપો —પુરૂષ ગયો એ સાલ, વખાણ સાંભળીયાં વાતે; સમજો શીળ સંતોષ, પચખાણ કરયાં જશ જાતે; પંદર દીવસે એક પક્ષ, તરૂણી મનથી તાગી; એંશી વરસ કાહાડ્યાં એમ, ભાવટ તો ભવની ભાગી; મરતી વેળા માનની, મનસા સાથે મન જઈ અડ્યું; પાછો પડ્યો તે પાપમાં, અવતાર લેઈ અવતરવું પડ્યું. ૧ નારીનું નીરમળ મન, પોહોઢી રહી પતીની પાસે; જરા ડગ્યું નહી મન, આરંભકની ન કરી આશે; ખાવા પીવા સુખ સેજ, હેત પતીશું પુરણ; કામ વાસના નહી કાંય, ચીંતા કીધી ચુરણ; મરણ કાળે તે માનની, સંભોગ ઉપર મન અડ્યું; ગુણકાને ઘેર ગોરડી, અધમ ઘેર અ-

વતરવું પડ્યું. ચોપાઈ—બધો શીઆળો ટાઢે મરે, ઉનાળે ડગલો રૂએ ભરે; આખો દાહાડો ભુખે મરે, માંઝમ રાતે મલીદો કરે. જોબન બધુ કુંવારા જાય, વૃધપણે પામે કન્યાય; ફકીરા ખાપની મન નવ વધે. વળતો જગ્ન માહારૂદ્રજ મધે. આગળથી પાણી વહી જાય, વળતો પાળ બાંધવા જાય; વઢે રાઢ વેરીની રીત, પછે કરવા જાએ પ્રીત. વરત દીવસ તો ભોજન વહે, અન્ય દીવસ તો ભુખ્યો રહે; બાળપણે વિદ્યા નવ થાય, વૃધપણે ભણવાને જાય. કરે જન્મથી કુડાં કામ, પછે સંભારવા માંડે રામ; ચાતુર માસ ન વરસે મેહ, થાય માવઠુ ચઇતર તેહ. નર નારી અવસર ચુકીયાં, દઇવે હાથેથી મુકીયાં; જે અવસર પ્રીછો પ્રાણીઓ, તો જુગતી જીતી જાણીઓ. દોહરો.—નર નારી પરણ્યાં નેહથી, ધાર્યુ વળતું ધરમ; માનનીનું તો મન ડગ્યું, કીધુ કુડુ કરમ. કામની કંથને ઓળખ્યો, નરે ઓળખી નાર; પ્રીછ્યાં બહુ પટંતરે, પેલા ભવનો પાર. છપો.—સો વાતે એક વાત, કાંઈ નહી તેમાં કાચુ; સુર્ય ચંદ્રની સાખ, સત્યે બોલુ હું સાચુ; ભરતખંડ શુભ ભોમ્ય, ગુણ ભદ્રાવતી ગામે; નાહાલચંદ્ર શાહા શેઠ, નીરમે સુત નીરમળ નામે; પ્રેમા નામે પદમની, પુત્રી સાથ સાહે તણી; પરણ ગમે તો પ્રેમદા, તું ધણીયાણી ને હું ધણી. ચોપાઈ.—ચતુરા ચેતી મનથી મળે, ઘણે હેતથી વળગી ગળે; તું સત્યવાદીને હુ સતી, હુ પ્રેમદા તું માહારો પતી. રામા કહે સાંભળરે રાય, મહીપત સમજો તે મનમાંય; હું કામનીને એતો કંથ, પરમેશ્વરે મેળવ્યો પંથ. પુરણ પ્રીતે તું પરણાવ, લાખેણાએ લાડ લડાવ; શાહાપુત્ર એ સાચો હોય, કળી શકે નહી બીજો કોય. જેણે વૃત ધરયાંતાં એહ, દેવરૂપ દેવાંશી દેહ; ગાંધ્રવ વિવા કેરી રીત, પુરપતીએ પરણાવી પ્રીત. છપો. જે રાખે સંતોષ, તેહ પદમની પામે; જે રાખે સંતોષ, વેદના દેહની વામે; જે રાખે સંતોષ, તે મહીમા વધારે; જે રાખે સંતોષ, સેહેજે તે સ્વરગ પધારે; સંતોશી જન જે હોયછે, તેનાં પાપ સઘળાં બળે; સામળ કહે સંતોષથી, જન્મ મરણ ફેરો ટળે. ચોપાઇ.—તેત્રીસ કરોડ દેવતાની સાખ, પરણાવ્યો વર કન્યા ભાખ; વરને કન્યા સોંપી તરત, જેણે પાળ્યાં શીળનાં વરત. બીજો માલ આપે જેટલે, કુંખીએ ના કહ્યું તેટલે; ન ખપે હાથી ગ્રથ તાહરો, અનમી ટેક રાખુ માહરો. ન ખપે કમળ તાહરૂં એક, અનમી જાચોક માહારી ટેક; ન ખપે તાહારો એકે દામ, હું ન કરૂ લીધાનું કામ. હું ક્ષત્રાણી કેરો તન, માગ્યાનું નહી માહારૂં મન; આશા ન કરૂ હું તાહરી, પરણ્યો જો અસ્ત્રી માહરી. ક્ષત્રીની ખબર સાંભળો, બળે દોરી ન મુકે આંબળો; ક્ષત્રી કોનું ન ખાએ અંન, ક્ષત્રી કોનું ન જાચે ધન. અંબળાતો અંબળાતો ફરે, ટેક ન મુકે ભુખે મરે; ટીટી ક્ષત્રી માહારી જાત, ભુપત પ્રીછો ભલેરી બાત; સહુને આપનારો શ્રીનાથ, તમ આગળ ઓઢુ કેમ હાથ.

દોહરો.—વિક્રમાજીત કહે વીર સુણ, તેં કહી વાત વિવેક; તેં કહી તે મેં સાંભળી, તેમ તુ સાંભળ એક. શુણ તાહારાથી હું ગયો, ઠીક જોયો મેં ઠામ; માલ સરવે એ તાહારો, મેં શું કીધુ કામ. એમાં પરાક્રમ તાહરૂ, મેં શું કીધુ જોર; તમે મોકલ્યો હું ગયો, વાત તણો અંકોર. પરાક્રમ જો હોય માહરૂ, નાવત તાહારો અરથ; તાહારે પુન્યે તું ગયો, તાહારા કરમનો ગરથ. તાહારો માલ તે તુ લહે, તાહારા કરમની આડ; સાંભળ પણ શું માહરૂ, દેખે તો દેખાડ. બીજી વાત એક સાંભળો, તુ સીમાડો રાય; હું ચકવે પૃથ્વીપતી, વાત ધરો મન માંય. સલામી લેઉ સદા, હોડ ઘણેથી હાણ; શીરપાવ આપુ સેહેજમાં, વારૂ કરો વીખાણ. રાજ આપુ જો રીઝીએ, ખીજુ તો લુટી લેઉ; રીઝ્યો તાહારી રીતથી, શીરપાવમાં સરવે દેઉ. આપવા જોગ સદા અમો, લેવા જોગ તું લાખ; શાણા હો તો સમજજો, શાસ્ત્ર તણી એ શાખ. તુને વાત ત્રીજી કહુ, જો માને તાહારૂં મત; એ કમળ આપુ તને, ત્યારે લેવું જળ અંન. પ્રતિજ્ઞાં માહારી જશે, તો જાશે માહારો પ્રાણ; જીવ દયા પ્રતિપાળ તુ, સત્યવાદી સુજાણ. ચોથી વાત કહુ ચતુરનર, સાંભળે સઘળો સાથ; સાસરપક્ષ મુસાળમાં, હેતે લે સહુ હાથ. ઘણા હેતથી હું ગયો, એ ગુફામાં એન; કાઢે લાવ્યો કામની, એ તો માહારી બેહેન. કરૂ દાન કન્યા તણું, દીધાં જોઈએ દાન; માટે આપુ મન કરી, લ્યો મન મુકી માન.

રાણા રાયને રીધપતી, અનમી અહંકારી અનાથ; સસરા આગળ સરવકો, હેતે હેઠે હાથ. સલામ કરીને કર ધરો, સુંપુ માલ સમેત; સુખ પામી તે સુંદરી, હરખે ઉપન્યું હેત. વિક્રમ ફરી બોલવા ગયો, માનનીએ મરડયું મુખ; સાચું બોલરે સુંદરી, દેહમાં છે કાંઇ દુઃખ. ચોપાઇ.—ગુણસાગર પૃથ્વી તુજ ધણી, એહ સીમાડો માહારો ધણી; ભુપત એને કરવી ભેટ, પડે પ્રાસકો પોહોડે પેટ. બળ વીના તે શી બાકરી, પ્રીત થકી કરવી ચાકરી; ભોગ ઘણા બામની ભરથાર, આવે ત્યાંહાં તાહારા અસવાર. શરણે રેહેવું તજીને સુખ, દાવાદળ સમુ એ દુઃખ; પરવશ રહેવું જો નવ પડે, તો સઘળુ સુખ શરીરે અડે. તુજ સરખો માહારે શીર તાત, દુઃખની કેમ કેહેવાએ વાત; વનીતાનો બોલ મનમા વસ્યો, હેત ઘણેથી રાજા હસ્યો. દોહરો.—ત્રાંબાને પત્રે લખી, લક્ષધા આપી લાંહાંણ; માહારા દેશને પરગણે, તાહારી વરતે આંણ. ભરણું ન આપશો મુજને, ન કરીશ ચાકરી મન; છત્રપતીનો છત્રપતી, આણ ન કોની અન્ય. વોળાવી વિક્રમાજીતે, અલખત આપી અપાર; કમળ હથીઆર ને કામની, ભારે જે ભંડાર. અધીપત મન આણંદીયો, આપ થયો અસવાર; આપ આવ્યો ઉજેણમાં, ક્ષણ્યુ ન લાગી વાર. જય જયકાર બધે થયો, ગડગડીયાં નીશાન; મોતી વધાવે વિશ્વમાં, જાચીક કરે વીખ્યાંણ. રાજ કરયું અતી રંગમાં, ભરતખંડમાં ભુપ, શાક્ષીઓ ચાલી શાસ્ત્રમાં, એવા રાયઅનુપ. શીંહાસન આસન અધીક, ઘણી રીધ ઘરસુત્ર; પ્રજા પાળે પ્રીતથી, પેટ તણા જેમ પુત્ર. નથી થયો અનની વીશે, કો કાળે કો થાય; કામ કરયાં છે કોટીધા, અકળીત કો ન કળાય. ભોજ પ્રતે કહે પુતળી, ધન્યદા પુન્ય પવિત્ર; રાજા રૂદે વિચારજો, વિક્રમ નામ ચરીત્ર. રળીયાત થયો તે રાયજી, કીરત સુણીને કરણ; કાળીદાસ માથે કરયાં, વિક્રમનાં રૂડાં વખાણ. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, શામ વેદીછે સાર; સુત તે વીરેશ્વર તણો, એહ અક્કલ અધિકાર. શેવક શીવ શક્તિ તણો, દીત્ર્ય કવીનો દાસ; બ્રાહ્મણ ભાટ ચારણ ભલા, આસ્તાથી અભ્યાસ. ગુણનીધી ગુજર દેશમાં, અમદાવાદ અધીપત; વાસ વેંગણપુર વિપ્રનો, માહા મનોહર મત. સુત શ્રી વીરેસ્વર તણા. સામળજી નીજ નામ; પીતા પુરૂશોતમ તણો, કરતા નીત શુભ કામ. સીહજ ગામ શીરોમણી, માતર પ્રગણા માંહ; રખીદાસ મનજી તણો, વશ રૂષી એક તાંહ. લક્ષધા લાજ લેઉવા વીએ, બુધ સાગરનાં બીજ; સપુત પુત સલક્ષણા, ભાવીક રૂડા ભત્રીજ. કવી તેડયો કોડે કરી, શુભ દીધાં સનમાન; પ્રથ્વી કરી પસાયતે, ખાન પાન ધન ધાન. ગ્રંથ કરો ઉત્તમ નવો, પરમારથ જે પુન્ય; ધર્મ કામને અરથ મોક્ષ, નેક ન રાખી નુન્ય. તે ગામમાં માહાદેવ છે દેવ વડો દાતાર; મોદીક ચડે ચાખા તણો, મહીમા અપરમપાર. વીરેશ્વર વીસંભરે, મોહોટમ પદવી મેહેર; ચોખાનો લાડુ ચઢે, સવા બે મણને શેર. મહીમા શ્રી માહાદેવનો, રખીયલ પુન્ય પ્રતાપ; શામળ વિપ્રે વરણવ્યો, ગ્રંથ અનોપમ આપ. વિક્રમ મહીમા સાંભળી, આણી મનમાં ભાવ; મન વાંછીત માગ્યાં મળે, ભવજળ તરવા નાવ. પુન્ય કરશે તે પામશે; તેમાં નહી સંદેહ; એ પુન્ય સરવેથી વડુ, જેણે વરસે મેહ. પુન્ય કરજો સહુ પ્રીતથી, શાસ્ત્રજ પુરે સાખ; આપે એક અવની વિશે, લે પરલોકે લાખ. એવું સાંભળી આપશે, અંન વસ્ત્ર દક્ષણા દાન; આ લોકે જશ વાધશે, પરલોકે પ્રભુ માન. શામળભટ શ્રીગોડ શુભ, કવીરાજ કેહેવાય; શેવક સહુ વિપ્રજ તણો, ગોવીંદ તણા ગુણગાય. કીંકર સહુ કવિ તણો, રઇયત સહુનો રાંક; અધીક ઓછું એમાં હશે, ક્ષમા કરજો મુજ વાંક. ભોજ પ્રતે કહ્યુ ભામની, વિદ્યા વાંણી વીલાસ; શીક્ષા એ છે સરવને, પરમેશ્વર પુન્ય પાસ. આકાશ પુતળી ઉતપતી, કથા સંભળાવી કરણ; એવાં પરાક્રમ જો કરો, તો ચતુર ધરજો ચરણ, પુન્ય કરે તે પરાક્રમી, ઇસ્વર પુરે આશ; એહ કથા પુરણ થઇ, કેહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

ઇતી શ્રી કમળની વારતા સમાપ્ત.

# વારતા ૪ થી, શીંગલ દ્વીપની.

**માનવંતી નામની ચોથી પુતળી બોલેછે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાય નમઃ॥ **ચોપાઈ.**—શ્રી મુખે શેવું સારદા, જેમાં કષ્ટ નવ હોયે કદા; હંસ વાહની મોહોટી માત, જેની વાણી વેદ વીક્ષાત, વેણા પુસ્તક તે ધારણી, લક્ષધા કોટે કલ્યાણ કારણી; તું માતા તુઠી જેહને, કવીજન કીધા છે તેહને. તું પુરે મનની કામના, નવખંડે ચાલી નાંમના; આપો બુધ શ્રી સ્વામી મુખે, કરૂ ગ્રંથ સત્યવાદી સુખે. શ્રી ગણપત દુંદાળો દેવ, સુર સનકાદીક કેરી સેવ. તેત્રીસ કરોડ પેહેલો પુજાય, સુધ બુધ રીધ શીધનો રાય. સેવા તો સિંદુરે સાર, અમૃત મેદીક આપ્યો આહાર; શીવ સુત શ્રી પારવતી પુત્ર, ચીંતામણી કેરાં ધર સુત્ર, કલ્પ વૃક્ષ જેને બારણે, સેવું પદ સીધી કારણે; આદ્ય શક્ત ઉમીયાપત ઈશ, સેવક હું નામુછુ શીશ.

**દોહરો**—**કમ ક્રપાળ** રાઘે રમણ, જાનકી જીવન રામ; મટે કોડ પાતીક સરવ, જપતાં નીરમળ નામ. માત તાત ગુરૂ ઇષ્ટને, ચરણે નામુ શીશ; વરણવું વિક્રમ રાયને, કીરપા કરો જુગદીશ. પુન્યકારી પ્રભાવના, પુ યકારી પુન્ય રૂપ; નગર ધારા નરેંદ્રપત, ભોજરાજ ભડ ભુપ. બ્રહ્મ ભોજન બહુ પરાક્રમી, પંડીત હારચા પ્રમાણ; કલ્પ વૃક્ષ કવીઓ તણા, અસીલ દેશમાં આંણ. ચરચા ચતુરભુજ તણી, ખરી વાતની ખોજ; વીસામો વિપ્રજ તણો, ભય નીવારણ ભોજ. સવા લક્ષ એક સહજમાં, આપે અદકા આપ; શીંહાસન તેને જડ્યું, કાંઈક પુન્ય પ્રતાપ. રત્ન જડીત્ર કંચન તણું, ઉપમા અતી અપાર; દરશન દુરલભ દેવને, સ્વરગ લોકનું સાર. પુરવે વિસ્વકરમે ઘડ્યું, શીવને કીધું ભેટ; આપ્યું તે પછે ઇંદ્રને, કોઇક કાળે નેટ. વાસવે સોંપ્યું વિક્રમને, દુઃખભંજન નરેશ; કોયેક સમે આવી ચડ્યું, પ્રથવી માંહે પરવેશ. શોભા તેમાં સ્વરગની, વૈકુંઠે વીમાન; ક્રતમના કુબેરની, ઓપમા એ અનુમાન. પાછળ બત્રીસ પુતળી, પદમની જુકતે જોડ; જાણે રાજીવન સુંદરી, ગુણસાગર થી ખોડ. ભોજે કાઢ્યું ભોમથી, પરણાંમ કરી બહુ પેર; શોભાવ્યું સભા વિશે, ઘણા હેતથી ઘેર. શુભ ગંગોદકે શુદ્ધ કરચું, અક્ષત ચંદન લીધ; અમૃત ચોઘડીયું અધીક, પુજા બહુ વીધ કીધ. બ્રહ્મ ભોજન કરાવીયાં, દસ કોટીધા દાન; નરપ મળ્યા નવખંડના, મહીપતે દીધાં માન. વીપ્ર તેડાવ્યા વેદીયા, લાખેણુ મુહુરેત લાગ; પરદક્ષણા પુંઠે કરી, પરઠ્યો જમણો પાગ. માં માં માં કહ્યું પુતળી, મહીપત પ્રતે મુખ; પગ માં ધરશો પુરપતી, દેહ પામશો દુઃખ. અચરત પામ્યો અધીપતી, હેતે જોડ્યા હાથ; નાકાર કરચો કાં નાર તેં, બોલ્યા શામા સાથ. પુતળી કહે રાજા સુણો, ભલા ભોજ ભુપત; સત્યવાદી સલક્ષણા, નીરમળ મહીમાં મત. વિક્રમ અવતાર વાસવ તણો, આ લોકે પગ ઇંદ્ર, શોભ્યો રાય સમશ્તમાં, જેમ તારામાં ચંદ્ર. તરતીબ આસન તેહનું, તેવો જે કોઇ થાય; તેવાં પુન્ય પરાક્રમ કરે, તો ઘરે શીંહાસન પાય. પર પરાક્રમ પરમારથી, પરદુઃખ ભંજણ ભુપ; પ્રાણ આપે પર કારણે, અધીપત અકળ અનુપ. ભોજ કહે સુણ ભામની, વિક્રમસેન વીખાંણ; ક્રત માંડીને કોહો મુને, પંથ કરે પરમાણ. ક્યાંહાં વાધ્યો ક્યાંહાં ઉછરેચો, ક્યાંહાં કીધુ રીધ રાજ; દુઃખ ભાગ્યું દુનીઆં તણું, કેવાં ક્રત પરકાજ. **ચોપાઈ**—કરણ અવતાર તણી તે કથા, જોગ વાત માંડી કહુ કથા; તે સાંભળતાં પાતીક જાય, નર નારી સહુ પાવન થાય. ભરતખંડ જાંબુદ્વીપ જાણ, અધીક મુકતી પુરી ઉજેણ. ક્ષીપ્રા તટ્ય ગુણવંતી ગંગ, સ્વરગ મારગ તણો તે સંગ; માહાકાળેશ્વર મોહોટો ઈશ, જોતીલીંગ સોભે જુગદીશ. હરસીધમાત હજુરી ધણી, ચાચર દેવ્યા ગામજ તણી; ઇંદ્ર પૂત્ર પામ્યો તો આપ, ગરધવસેન થયો તે આપ. દેવરૂપ દેવાંશી દેહ, બે ગુણવંતી ગુણીઅલ તેહ. ત્રંબક ઘડ તેણે તો રચ્યો, મહા મનોહર મહીમા મચ્યો; હાંકી હેતે જીત્યો હોડ, કન્યા બે પરણ્યો તે કોડ; બેટી ત્રંબક રાજા તણી, ગરૂવાપણે ગુણવંતી ઘણી; પ્રૌઢ ગરભ વાધ્યો તે પેટ, પછે નારીઓ નાઠી નેટ; એ બે બાળક બે જણ જણ્યા, જશવંતા ગુણવંતા ઘણા.

એક ભરથરી ભારે ભુપ, રાજ તેજ રઢીયાળુ રૂપ; ભુપત કેરા તજ્યા ભોગ, જશ જીતીને લીધો જોગ. તે કેહેવાશે આગળ કથા, જે જોગી કેહેવાણા જથા; બીજો પુત્ર તે વિક્રમ વીર, નાહાનો પણ ધોરંધર ધીર. જેણે વીર જીત્યો વઈતાળ, કઈક દુષ્ટના આણ્યા કાળ; કઈક લોકનાં ભાગ્યાં કષ્ટ, શોભાવી જેણે બહુ શ્રષ્ટ. જેણે જીત્યા છે પંચડંડ, પૃથ્વીથી ટાળ્યું પાખંડ; અહરણી જેણે અવની કરી. ભિક્ષુકને ઘેર રીધજ ભરી. મુકતી પુરી મહીમા મુખ્ય. ઈંદ્ર પુત્ર ઈંદ્ર સમતુલ્ય; પ્રથ્વી પત પુરંદર પાક, જોતીક લેખ લખાણા સાક. સાગરમાં સુક બોલે ચંચ, સત મુડામાં કણકા પંચ; કેઈ વીધે હુ મહીમા કહું, લક્ષણ બુદ્ધિ સારી લહુ. પ્રધાન રાજ પોતાનું કરે. પોતે પરદુઃખ ખોતો ફરે; જીવ્યો તાર સુધી જશ લીઓ, સુખ નિંદ્રા ભોજન નવ કીઓ. ન કરશો સુખે સ્ત્રીનો સંગ, ન કરચો રાજ વૈભવ રંગ; ન કરચું વાહાલુ દેહ કે દામ, વાહાલુ એક પરમારથ કામ. વાહાલુ પુન્ય પરમારથ હોય, પાપી જન વાહાલો નવ કોય; આણ્ય ધરમ મારગની ફરે, ન્યાય શાસ્ત્રથી ન્યાયજ કરે. રાય રઈયત શતરૂ કે મીત્ર, પુત્ર પરીવાર સમછે ચરીત્ર; જીતી નીંદ્રા જીત્યો આહાર, અલખત પામ્યો અપરમપાર. લઘુ લાઘવી વિદ્યા ભણ્યો, સહોદર પરનારી તણો; પર કાયા કરે પરવેશ, એવો સીધ તણો ઉપદેશ. એક સમે નીંદ્રા વશ હોય, જાગ્યો ઝબકી જુગતે જોય; ઉઠ્યો તે વેળા આળસ તજી, શ્રી ભગવાન ભુદરને ભજી; તે વેળા થયો તઈયાર. બાંધી સકળ ભાથા હથીયાર; જલમ ટોપ શોભાવ્યો સંગ, કીધો રાત સમેનો સંગ. અંધાર પછેડો ઓઢ્યો અનુપ, ભલી ભાતથી ચાલ્યો ભુપ; ખડગ લીધુ છે ચોધાર, હરસીધ તણું આપ્યું જે સાર. બુધનીધાંન નિકળ્યો બારણે, નીશા ચરચા ને કારણે; જોયો ઘડ ઉજેણી ઘાટ, રાજા ચાલ્યો વનની વાટ. અકસ્માત અજવાળુ હોય, તેતો રાજા દ્રષ્ટે જોય; દવ બળતો હશે કોય દુત, ભય પમાડવા આવે ભુત. વપુ માહે તો સંદેહ વશ્યો, ધરમવંત તે સામો ધસ્યો; રાજા પાસ ગયો જેટલે, ચીતા બળતી દીઠી તેટલે. ચીતા રચી છે વીવીધ વિવેક, પાસે નર ઉભો છે એક; તેણે નાહીને સ્મરણ કરયું, ચીતામાં પડવા મન ધરયું. ઝંપાવા માંડ્યું જેટલે. વિક્રમે દીઠુ તેટલે; હાં હાં કહીને ઝાલ્યો હાથ, પુંઠળથી ભરાવી બાથ, શા માટે તમો દુઃખીઆ થાઓ, શા માટે તમે બળવા જાઓ; દેવ સરખો કાં બાળે દેહ, તે દુઃખ મુજ આગળ કહો તેહ. શા માટે પરેઠે છે પ્રાણ, સાચુ ન કેહે તો ઇશ્વર આંણ; સાચુ કે હે તો સીધી સાપ, પ્રલેકાળનું તુને પાપ. દુઃખીઆને બહુ વાધ્યુ દુઃખ, દસ વીસ ગાળ દીધી છે મુખ; મેહેલ મને તું ચિંતે ચોર, શું મોઢે વણ સમજે સોર. દુઃખ દેછે મુજને શા માટ, તું જા ભાઇ તાહારી વાટ; મુરખ તાહારૂ મનડુ હોય, દુઃખ વના મરે નહી કોય. **દોહરો.**—જા મારગ તું તાહરે, હું લાગુ તાહારે પાગ; ખોટી કરેછે તું મને, હોલાશે માહારી આગ. લોક ભોગે હું આવીયો, જુલમ કરતો જેહ; જે ભોગે હું નીસરચો, આગળ આવ્યું તેહ. વાહાણું તો વહીને જશે, ટાઢે ગળશે હાડ; તું મારગ જા તાહરે, હું માનું તાહારો પાડ. વિક્રમ કહે ખોટી થશો, તે આવે ત જ માંહ; વાત કહ્યા વિના મુજને, મારગ નહી જવાય. હું કહુ તે સાંભળો, તેણે તે શું કાજ; માહારા દુખની સાંભળી, આવે તુજને રાજ. તસ્કર વિદ્યા નિકળ્યો, રમવા જાઓ જાર; એવામાંઇ હાં આવીયો, કરવા મુજ વિચાર. તુજ મળે લંપટ થયો, તુજ સંગે થયો ચોર; જે છું તે તમો જાણશો, કહો વાત અંકોર.

**ચોપાઇ.**—તાહારે તે બોલ્યો છે દુઃખી, સાંભળ ભાઈ કહુ તે મુખી; જાતે છું બ્રાહ્મણનો વરણ, સાંભળ દુઃખ બોલી કહુ કરણ. વસે વેગળે માળવ દેશ, પુરણ પાઠ ભણ્યો છું પેશ; જોબન સ્ત્રી માહારે ઘેર હતી, પતીવ્રતા ધરમ પાળતી. સાસરપક્ષણો હુતો શરણ, થોડેક દીન પામી તે મરણ; તુજને તેશુ હુતો નેહ, પ્રીત જેવી બપઈયા મેહ. પેહેલુ તો હતુ જે દુઃખ, હવડાં થયું તે કહુછું મુખ; દીન ઉપર દીન તે વહી ગયો, તે દુઃખ કેરો પાર ન થયો. કર્માનુસારે કરતો આહાર, જેમ સહુ વરતે સંસાર; એક દીવસ શુકલ ચતુરદશી, પોહોહ્યો હું જ્યારે થઈ નીશી. નીશા પોહોર ગઈજ્યા-

હરે, સ્વપ્ન એક લાધ્યું તાહરે; હું જાણું જે વનમાં ગયો, એટલે જામ બીજો એક થયો. પાસે નહી જન બીજો કોય, એ સ્થાનક એક કઉતક હોય; હેવે એક દીઠી હાથણી, જાણે અઇરાવત સાથણી. અનેક આભુશણ દીસે ઘણાં, અંકુશ અંબાડી શોભા તણાં; સમીપ પાસે આવી છેક, ઉપર બેઠીછે સ્ત્રી એક. બીજી ચમર કરે એક પાસ, તે જાણુંછું તેની દાસ; એવા કમળતાનો વૃંદ, જાણે શરદ નીશીનો ચંદ. એવું સ્ત્રીનું મુખ ઉદ્યોત, જેવી ચિંત્રામણની જોત; પેહેરયાં વસ્ત્ર તે અતી અનુપ, શું વખાણું તેનું રૂપ. નાગ કન્યા કે દેવાંગના, નહી બીજી સ્ત્રી સંગના; જેવી ઇંદ્ર તણી અપછરા, મોહ ભાગી મદની મછરા. શરદ નીશા જેવી જામની, નહી ભુતળ એવી ભામની; પદમની ચીત્રણીનાં ચેહેન, અતી મોહની આકારે નેન. કનક ચુડો કંચુકી હાર, નખ શીખ શોભા અપરમપાર; કે એ રંભા કે મોહની, કે રાણી હશે કોયની. મે તો રૂપ નીરખ્યું તેહ તણું, મોહનું બાણ વાગ્યુંછે ઘણું; કરી સનમાન દીધો મને સાદ, દીધો તેને આશીરવાદ. તે કન્યા બહુ રૂપી બાળ, કર ઝાલી મોતી વરમાળ; આવ્યો સમીપે મોહોટો બ્રહ્મ આજ થકી કરચું તુજ કરમ. અમો માળા કંઠે ઘાલશું, જમણો કર હાથે ઝાલશુ; તમને પરણું રૂડી પેર, સકળ સમરધ આણું તુજ ઘેર. સ્વામી સ્થાપીને સેવા કરૂ, વચન આપ મુસ્તક હું ધરૂ; તાહારે હું ગયો તેહેની પાસ, મેં જાણ્યું જે કરેછે હાશ. ફરી ફરી બોલાવ્યો ઘણું, દીઠુ હેત મેં નારી તણું; હાથે સાન કરી તે સાર, વળી સાદ કરયા દસ બાર. હું પાસે જાવા લાગીયો, એટલે ઝબકીને જાગીયો; પડયો અડબડી ઉઠી ખાટ, તરફડતો તે માણેક માટ. દીઠુ તેતો અલોપજ થયું, સુખ સમણાનું વેહેતું ગયું; પડી ફાળને ઉઠી ઝાળ, ગઈ હાથણી અસ્ત્રી વરમાળ. જોતાં રીધ આગળથી ગઇ, જાણું જે અહીં ઉભી રહી, હેતના મુખ બત્રીશી તણી, તેની પીડા મુજને ઘણી. સાચુ કહુ તમ આગળ કથી, તે વ્રહેથી રેહેવાતું નથી; કો આગળ કહુ ને શું કરૂ, માહા દુઃખથી વણ ખુટે મરૂ. બીજુ દુઃખ મનશુ ભાગી એ, ભારે દુઃખ તે કયમ રાખીએ; વળી વિચાર રૂદયા પખે, વિક્રમ દુઃખ ભાગેછે શકે. રાજા પાસ જાય દુઃખીઆ ઘણા, કરે કામ વિક્રમ તે તણા; જાતો તો ઉજેણી જાણ, એવે નીશા પડી મુજ આણ. મેં વિચારયું રૂદયા સાથ, હઇડુ રાખ્યું મેં મુજ હાથ; શમણામાં રાજા શું કરે, શી વસ્ત તે મુજ આગળ ધરે. માહારો કયમ સરે તે અરથ, ગણી આપે તે રાજા ગરથ; દેવરૂપને દુઃખ કયમ દેઉ, તેનો દોશ માથે કયમ લેઉ. લોક મુજને ઘેલો કહે, કેહે શમણું સાચુ કયમ રેહે; વાત એ ખોટી લાવીઓ, રાયને દુઃખ દેવા આવીવો. તાહારે હું તો હળવો થાઉ, ઉજેણીમાં હવે નહી જાઉ; આખર રૂદે દેહ મુકવું, રાયનું શીદ વરત ચુકવું. પંચ ઇંટાળી કરશે લોક, કેહેશે દુઃખ દેછે એ ફોક; એવો મનમાં ઘડયો મેં ઘાટ, કરચાં એકઠાં અગ્નિ કાષ્ટ. જેમ મુજને પાણીવળ જાય, ઘડી એક વરસ સો થાય; મરવું મુજ લાગે સોહલું, દુઃખ સ્ત્રી તણું દોહલુ. એ તુજ આગળ કહ્યા મેં ભેદ, નથી બીજો માહારે મન ખેદ; માટે તમો પંથે પરવરો, જાતા હોય તે કારજ કરો, સાંભળી માહારા મનની વાત, મુકી દે માહારો ભાઇ હાથ; માહારૂં કામ કરવા દીજીએ, ખોટી મુજને નવ કીજીએ. **દોહરો.**— તેહ તણું દુઃખ સાંભળી, બોલ્યા વિક્રમ વીર; તાહારૂં કામ અમો કરૂં, હઇડે રાખો ધીર. છાંડ શોક મનડા થકી, કાળજડુ થીર રાખ; ભાગુ દુઃખ હું તાહરૂં, તેનો અગ્નિ સાખ. માસ તણી મેહેતલ કરો, ધરો ચંડીનું ધ્યાન; તે અસ્ત્રી પેદા કરૂ, આણી આણંદ ગ્નાન. પરણાવું તે પદમણી, સમણે દીઠી જેહ; અંન ઉદક મુખ નવ ધરૂ, લક્ષ પ્રતિગ્ના તેહ. તાહારે વિપ્ર તે બોલીઓ, વાત કરે એ જુઠ; પાપીનું એ પારખુ, ડીંગ લેઇને ઉઠ. પર દુઃખભંજન સાંભળો, અવંતી વિક્રમ રાય; તે વીન નહી કોનો આશરો, તો તુજથો કયમ થાય. નથી ગરથ માહારી કને, નહી વસ્ત્ર વપુ વાસ; તમો હશો કાંઇ તાકતા, મુકો તેની આશ. સ્વપનાનું સુખ માહરૂ, ઈશ્વરથી ન અપાય; બીજુ હોય તો જાચીએ, આપે વિક્રમ રાય. પાણીમાં નવ નાંખીએ, સોના કેરી ઝાલ; વિક્રમને જઇ શું કહુ, શમણે દીઠુ આલ. જુઠો જુઠો સહુકો કહે, સાંભળતામાં લોક; અન્યા અઘટતુ બોલીએ, તે મનુ

જાણું ફોક. નહી તેઓના આશરા, રાજા વચન ન ચુક; કામ સરે કયમ તમ થકી, મિથ્યા લવરી મુક. તાકો જો તે તો નથી, વાહન વસ્ત્ર કે ગરથ; જાઓ કો એ વસ્તી વીષે, જ્યાંહાં સરે તમ અરથ. ચોપાઈ.—દુઃખીઓ એમ બોલે તે મુખી, કરે કુણ મુજને તે સુખી; ફરી પ્રગટે કોઇ જ્યારે રામ. તે દીન થાય અમારૂં કામ. ઉગે જો પશ્ચિમમાં રવી, તો નરખુ નહી નારી નવી; ગંગાજી દક્ષણમાં જાય, તોયે કામ માહારૂં નવ થાય. મેરૂ ચળે ડગે દીગપાળ, તો ન મળે નારી વરમાળ; ફરી અવતાર વિસ્નુજી ધરે, તોયે કામ માહારૂં નવ સરે. દોહરો.—શમણું સાચું હોય નહીં, ડાહ્યો હા કેહે કયમ; દુઃખભંજણ એક સાંભળયો, વિક્રમ ઉજેણી ગામ. એક દુઃખ બીજુ હસુ, આતરે ઉપર તેલ; પરહરે દુઃખ પેદા થયું; તું મીથ્યા લવરી મેહેલ. તું ક્યાંહાંથી પેદા થયો, કેહેને તાહારૂં નામ; વિક્રમ કહે છે વિપ્ર સુણ, રાખો હઇડે હામ. સેવક હું તુજ ચરણનો, વિક્રમ માહારૂં નામ; ચરચા જોવા નીસરયો, જોતો આવ્યો જાગ; સુખ શમણાનું સત થયું. તે બ્રાહ્મણ તુજ ભાગ્ય. પરણાવું તે પ્રેમદા, તો મુખમાં લેઉ નીર; મહીનામાં મેળો કરૂ, તો જાણે વિક્રમ વીર. કદાચ કામ થાએ નહી, તરૂણી ન મળે તેહ; આ સ્થાનક આતા રેચુ, બળશુ આપણ બેહ. વચન તે જવ પુજશુ, બોલે અબોલ્યું થાય; તેતો નિસ્ચે જાણજો, તો પ્રલેકાળ મુજ થાય. હરસીધ માત પ્રતાપથી, જો શીર માથે ઇશ; માસે મેળવું માતની, તજ રૂદયેથી રીસ. વિશ્વાસ થયો તે વિપ્રને, પુરણ હેતે પેર; માસ તણી મેહેતલ કરી, ઠરી રેહો મુજ ઘેર. સમ દીધા બહુ સામટા, બ્રહ્મહત્યાદીક પાપ; માસ સુધી મંદીર રેહો, હું આવું આપોઆપ. ચોપાઈ.—રાખ્યો વિપ્ર ગુણવંતે ઘેર, પછે પ્રભાતે શી થઈ પેર; હીંમત રાખી હા તો કહી, મહીપતને માહા ચીંતા થઇ. દાહાડા ત્રીસ કાલે વહી જશે, વિપ્ર વાયદો પુરો થશે; શું કહુ કો આગળ વાત, આરાધુ જઈ હરસીધ માત. ક્ષીપ્રા ત્રઠ ગાંધરવ મશાણ, ભુત પરેત ભઇરવનું રાણ; બાવન વીર છોરાશી સીધ, છપન કોટ ચામુંડા નીધ. સીધવડ ગાંધરવ ગંભીર, ગંગા સમાન ક્ષીપ્રાનું નીર; શ્રી હરસીધજી મોહોટી માત, વરદાએણી લઇબણવી વાત. ચાચર દેચ્યા ગામજ તણી, ચાલ્યો મહીપત માતા ભણી; કરયું આસન મન ધરીયું ધ્યાન, ચુવા ચંદન ફોફળ પાન. પ્રગટ કરીછે ધૃતની જોત, કરયું અજવાળુ અતી ઉદોત; કરચો કુંડ હુતાશન કાજ, રાજ રીધ કરયું તે તાજ. જવ તલ ગ્રત પંચામૃત ખીર, સરવે હોમ્યું વિક્રમ વીર; તોય માત નવ થયાં પ્રસન, દીધું નહી દેવીએ દરસન. માહાનીશા પાસે નહી કોય, વિક્રમસેન વિચારી જોય. દોહરો.—પુજા પુરણ નીશા થઈ, ઉદે થયો જવ દીસ; આહુતી પુરણ કરી, છેદવા માંડયું શીશ. કાહાડી ખડગ કોટે ધરયું, પ્રસન થઈ તવ માત; હાંહાં કહી હજુરથી, હેતે ઝાલ્યો હાથ. શા માટે તું દેહ તજે, શા માટે ધરે શોક; મજ શેવા પરેતાપથી, વશ તાહારે ત્રણ લોક. અરે રાય પ્રથ્વીપતી, કાહાવ્યો ચતુર સુજાણ; શું દુઃખ તુજને પ્રગટયું, સેહેજે છંડે પ્રાણ. માગ માગ આપુ તને, જે મન તાહારે હોય; તુજ શીર હાથજ માહરો, ગાંજી ન શકે કોય. પ્રદક્ષણા કરી પુરપત, જોડીને બે હાથ; માહારૂં દુઃખ જાણો તમો, શું બોલુ તમ સાથ. વિપ્ર સ્વપ્નામાં પરણીઓ, આરોપી વરમાળ; તેતો કન્યા કો તણી, કોહેની બેટી બાળ. ગામ નામ ને ઠામ કહો, કોહો મળવાનો ઉપાય; પરણાવું તે વિપ્રને, સીધ્ધ મનોરથ થાય. કેહે શક્તી સુણો રાયજી, તાંહાં છે વસમી વાટ; ગામ ઠામ કહુ તુને, મહેલો મન ઉચાટ. ચોપાઈ.—નગરે અનુપમ શીંહલ દેશ, જ્યાંહાં નારી નવજોબન વેશ; પદમની પ્રગટેછે પેર, શીંગલ દેશે તે ઘેરે ઘેર. બીજી નહી કોઈ એવી નાર, પ્રગટે પદમની ઠારે ઠાર; તાંહાં નવ જાએ કો માનવી, તાંહાં જાએ દેવકે દાનવી. નવ જવાય ધાંધ્રવ કે નાગ. નવ જવાય અંકારી આપ; નવ જાએ તાંહાં કપટી કોય, વીકટ વાટમાં ચોકી હોય. તેજ વાટ તણો કહુ વાંક, નવ જવાય રાજા કે રાંક; જે જાવાની ઇચ્છા કરે, ખુટા વીના નિસ્ચે મરે. દુનીઆમાં જો જીવ્યું ચાહો, રખે રાય શીંગલમાં જાઓ; જોયું અમૃત દ્રષ્ટે ભરી, દેહ રાજાની સાજી કરી. માતા માહારાં કષ્ટજ કાપ, વરદાન એ માગુ તે આપ; શીંગલ જાઉ લેઈ આવું નાર, આપુ

બ્રાહ્મણને આ ઠાર. તાહારે દેહ અમારો ધરૂ, નીકર વણ ખુટે હું મરૂ; નવખંડમાં જણાએ જેમ, પાળો વચન મરૂં માં તેમ. સમણે દીઠું તે આપવું, કષ્ટ દુખીઆનું કાપવું; જાઉછું શીંગલ પાંસરો, માહારે તો તાહારો આશરો. વાટે રક્ષા કરજો માય, પંથ ચાલવા માંડ્યું રાય; ત્યારે બોલ્યાં હરસીધ રૂપ, સાંભળરે સતવાદી ભુપ. અદકી છે તે વાટે આંચ, પ્રાૈઢ ચોકી વસે છે પાંચ; એક એકથી અદકી હોય, તે મારગ જાએ નહી કોય. પ્રથમ રણમાં જાશો જ્યાં, વીકટ દઇત્ય વસેછે ત્યાંહાં; રાંક સામદ જાએ શરણ, જે જુએ તે પામે મરણ. તે જનને જાળવીને જજો, સુરપુર તાંહાં ધીર વીર થજો; બીજી ચોકી રણમાં વસે, ચોપાસે અગ્નિ તે હશે. તે અગ્નિ તો નવ હોલાય, જે જાય તે પ્રલે થાય; ત્રીજે ઠામ જાશો જ્યાહરે, દેખશો પંખી મોહોટાં તાહરે. મોહોટી ચાંચ સેંચાણા નામ, માંસ આહારનું તેને કામ; તે ઠામે કોઈ નવ જાય, રૂધીર માંસ કરડીને ખાય. લક્ષ કરોડો અસંખ્યા વસે, દેખે માનવી ઉપર ડસે; તેથી ચોથો આવશે ઠામ, અભેદ પોળ છે તેનું નામ. હશે કરકશા તે બારણે, મનુશ આહાર તણે કારણે; ભુલ્યો ચુક્યો કો જઈ મળે, વણપુછે તેને તો ગળે. વીકટ વાટ છે વરૂવો વેશ, તાંહાંથી આવશે શીંગલ દેશ; તે દેશમાં કોઈ જે જાય, વાહાણ પુતળી કાયા થાય. મનુશ થયા કાંઈ પાષાણ, શીંગ દેશની એ એંધાંણ; તે દેશનો વાયુ અડે, મનુષ પાષાણ થઇને પડે. સમીપ તાંહાંથી શીંગલ દેશ, પુરમાં નહી થાએ પરવેશ; લક્ષ કોટીધા હસ્તી વસે, દેખી હસ્તી તે ઉપર ધસે. મારે દંતુસર પ્રાૈઢા પ્રહાર, હણતાં ક્ષણું ન લાગે વાર; મુજ પુજાનું પરાક્રમ હોય, તુજને ગાંજી શકે નહી કોય. માહારો તાહારે મુસ્તક હાથ, વૈતાળ વીર વડેરો સાથ; જઈ સીઘ્ર કરો એ કામ, વાટે હોલાવજો મોહોટા ઠામ. શીશ વચન શક્તિનું ધરચું, ડંડવૃત કાડેથી કર્યું; પગલે પગલે પળીએ ધીર, તજ્યું આહાર નીંદ્રાને નીર. રાજ રીધ કરી તે તાજ, પરદુઃખ ભંજન વિપ્રનું કાજ; ભાવે મંત્ર પોતાનો ભણે, ભય મનમાં કોઈનો નવ ગણે. આદ અંશ છે મોહોટો પાત્ર, તે આગળ બીજો કુણ માત્ર; ધર્મ સખાઇઓ જેને હોઈ, તેને દુઃખ નવ દીજે કોઈ; જેને પુન્ય વાહાલો છે ઘણો, તે અવતાર ઇશ્વર તણો. એક તણો છે મોહોટો મર્મ, સહુથી અદકો તેતો ધર્મ; પંથ પળાયો વિક્રમ વીર, ગયો આપ ચોકીને તીર. મોહોટો દઇત્ય વીક્ટ વિક્રાળ, જેવો કોઇ કૃતાંતજ કાળ.

**દોહરો.**—ઊંચો તાડ સરીખડો, પરવત જેવું ગાત્ર; જક્ષ ભક્ષ મછ તેહનો, તો માનવી કુણ માત્ર. કરમાં સાંગ્ય એક લોહની, પરવત જેવો દેહ; રણમાં દીઠો રાયને, ધશીને આવ્યો તેહ. **ચોપાઈ**—દીઠો રાજાને જેટલે, ધસીને આવ્યોછે તેટલે; કીધા લાંબા તેણે હાથ, રાજાને ભરાવી બાથ. આજ દુઃખ અમારૂં ટળ્યું, ઘણેજ દાહાડે ભક્ષજ મળ્યું; ભુલો પડ્યો દીસેછે જાગ, પ્રગટ્યું પુન્ય હમારૂં ભાગ્ય. તાહારે વિક્રમ બોલ્યો વાણ, આવ્યોછું તજ લેવા પ્રાણ; મારે રાક્ષસ કેરો આહાર, માટે આવ્યોછું આ ઠાર. તેં કીધાંછે કુડાં કર્મ, તને મારવા આવ્યા ધર્મ; રખે જાણે તું ભુલો પડ્યો, તાહારે હાથે આવી ચઢ્યો. આવ્યોછું તુજને સાંભળી, પોહોચાડવા મન કેરી રળી; હેડે બોલ વિક્રમનો વશ્યો, ખડખડીને તેતો હસ્યો. હા ભાઈ તું મારીશ મને, એવો બળીયો દીઠો તને; એક ગ્રાસ માહારો છે તું, હવડાં મુખમાં મુકુ હું. જો હોય તાહારો ઇષ્ટ દેવ, એક ઘડી કર તેની સેવ; દુનીયાંનો વા પરવારીઓ, તાહારે કાળે તને મારીઓ. રહ્યો સાંભળી વિક્રમ ભુપ, પરચંડ કીધુ સેહેજે સરૂપ; લઘુ લાઘવી વિદ્યા જેહ, તેથી બમણો કીધો દેહ. કરડી દાંતને દીધી ડોટ, દૈત્ય ઉપર કીધી બહુ ચોટ; તાહારે તેતો વિસ્મે થયો, દ્રષ્ટ ભરી જોઇને રહ્યો. દીઠોતો નાહાનેરો બાળ, ઘડી એકમાં થયો માહાં કાળ; માનવી નહી કોઈ કારણ જેહ, અકસ્માત વધારચા તેહ. પછે ચઢ્યો બે જણને ક્રોધ, વળ્યા માંહોમાંહે જોધ; એક એકને મેહેલે ઘાવ; કો કોનો નવ ચુકે દાવ. રૂદે ધ્યાંન ચંડીનું ધરે, તે ક્યમ કોઇનો મારચો મરે; જેને દ્રષ્ટ સાથે વઇતાળ, જેને ખડગજ કોહોલુ કાળ. જેને આવરદાનું જોર, તે આગળ ચઇતન સહુ ચોરે; જેને ધર્મ પોતાનું સાહે, તે ક્યમ કોઇનો ગાંજ્યો જાય. પરકારેજ કરે જે મરે, વિસ્નુ ચરણે તેતો ઠરે; વળી મનમાં જાણ્યું તેહ, આવરદે પડે નહી દેહ. એવું

વિચારીને દે ધાય, ન ધરે પાછો કોઈએ પાય; દઇત મારેછે જ્યારે સાંગ, તાહારે વ્રસખ અડાડે અંગ. ગડદે ગડદે મારે ફરી, પાટુએ પાટુએ ક્રોધે ભરી; મુષ્ટીએ મુષ્ટીએ બાથે બાથ, ચરણે ચરણને હાથે હાથ. ઢીંચણ ઢીંચણીએ પ્રૌઢ પ્રહાર, ઉછીનાં જેમ હોય વેહેવાર; એક એક ઉપર આયુધ ચડે, એક પડે એક ઉપર ચડે. બે જણને પોહોચ્યો બહુ ભાર, કોઈ કોઇથી નવ પામે હાર; રાત દીવસને સાંજ સવાર, વઢતાં દીવસ કીધા છે ચાર. તાહારે દઇત ઓસરીઓ તાંહ, ગયો પોતાના મંદિર માંહ; પાછે પગલે પોતે ગયો, રાજા તેની કેડે થયો.

**દોહરા**—મોહોટું મંદીર દઇતનું, રાજ વઈભવ કે રામ; દેવ રચના કોઇ દેવની, અક્ષ્યત અતી અગામ. **ચોપાઇ.**—દીઠો તાંહાં તો દઇતનો વાસ, લીલા લેહેર વીવીધ વીલાસ; પાકશાળા વીશાળજ ઘણી, શીં કહુ શોભા મંદીર તણી. પરવાળા રત્ન જડીત્ર પાટ, કનક દોરે હીંડોળા ખાટ; હીંચે છે તાંહાં તરૂણી એક, તેની શોભા વીવીધ વિવેક. ચંદ્રવદની મૃગની નયણી વંક, સીંહ કોટી કટીનો લંક; કરે એકલી આપ કલોલ, અંગ શણગાર સજ્યા છે સોળ. વીશાળ ભાલ પર મોહોટા કેશ, આપ રૂપ છે જોબન વેશ; રાય રહ્યો તે જોવા તાંહ, ગયો દઇત તેના ઘર માંહ. વિક્રમે રૂપ પોતાનું ધરયુ, સ્ત્રી પ્રત્યે વચન ઉચરયું, દીસો છો કોઈ શોભા સતી, કોણ પીતા ને કોણજ પતી. કયમ આવ્યાં આ પાપી હાથ, મન મુકી બોલો મુજ સાથ; ત્યારે અસ્ત્રી કહે વચન, સાંભળરે ડાહ્યા રાજન. કનકવતી નગરીનો નાથ, કનક શીખર છે માહારો તાત; ચંદ્ર કામા માહારૂં નામ, કનક શોભા મુજ અભીધામ. રમતી જમતી ભમતી ફરૂ, નીત નીત નવલી ક્રીડા કરૂ; એક દીવશ હતું કાંઇ પર્વ, સાથ તેડીઓ સખીઓ સર્વ. નાહાવાકારણ એકઠાં થયાં, રમવા આપ વાડીમાં ગયાં; સહુ મુજશુ રાખે પ્રીત, ફરે ફુદડી ને ગાએ ગીત. રમત રમતા શોભા શી થઇ, હું તો વચમાં બેશી રહી; એટલે પાપી આવ્યો તાંહ, તતક્ષણ ઝાલી માહારી બાંહ. તાહારે સહુને પડીયો ત્રાસ, નાશી ગયું કોઇ ન રહ્યું પાસ; ઝડપે બાજ હોલાણો જેમ, મુજને ઝડપી નાઠો તેમ. માત સહોદરે ચુકાવીયાં, આ સ્થાનક આણી મુકીઆં; માહારા પીયરમાં ખબરજ મળી, રહ્યાં હશે તે રોઇ ટળવળી. માહારી મુકી હશે તાંહાં આશ, હું તો પડી આ પાપી પાસ; મુજને દુઃખ દેતો નથી ઘણું, રાખે હેત એ મુજપર તણું. એહ હકીકત માહારી આપ, મળીયાં પંથી તાહારાં પાપ; રૂદે રીસ તો નહી સાંખશે, જોતામાં મારી નાખશે. કુણ ગામ તમારો વાસ, કયમ આવ્યા પાપીને પાસ; એના જોર તણી શી મણા, મારે પંથી જાતે ઘણા, એ આવવાની ઘટીકા ત્રણ, તાહાર સુધી સાંભળરે કરણ; નાહાશી ગયાથી છુટશો નહી, એના હાથથી જાશો કહી. તાહારે બોલ્યો વિક્રમ વીર, રાખી રૂદયા માંહે ધીર; ક્ષીપ્રા તટ ઉજેણી ગામ, નરપત વિક્રમ માહારૂં નામ. ઇંદ્ર સરખો છે માહારો તાત, પ્રસનં સદા હરસીધી માત. માહાકાળેશ્વર મોહોટો નાથ, તેનો માથા ઉપર હાથ. વીર અગીયો સાથે ફરે, અણચીંતવ્યાં તે કારજ કરે; પર કાજે આવ્યાછું અમો, પુછોછો તો સુણજો તમો. શીંહલદ્વીપમાં જાવું આજ, લાવું પદમની બ્રાહ્મણ કાજ; જુદ્ધ થકી અમો વીડારીએ, દુષ્ટ જનને મરડી મારીએ. એ રાક્ષસ ગયો ઘર માંહ, નાઠો કે ફરી આવ્યો આંહ; માનવ માટે પુછું તને, જે જાણો તે કોહોને મને. **દોહરો.**—પ્રીતે બોલી પ્રેમદા, સાંભળ ડાહ્યા રાય; એ દઇત મહા દુષ્ટ છે, તે જીત્યો નહી જાય. ઉપાશીક જક્ષણી તણો, તે સ્થાનક તણી ગુઝ; સ્વર્ગ મૃત્યુ જીતી શકે, એવી એની ખુઝ. તે પુજા કરવા ગયો, સાધન અદ્દકુ હોય; તે પ્રસન જ્યારે થશે, જીતી ન શકે કોય. મુજને જો પરણો તમો, તેનું દોજ વચન; તોજ મોહિત એનું કહુ, પાપી થાય પતન. આણશો નહીં મન ખરખરો, થયું હશે વ્રત ભંગ; સ્પર્શ નહીં પુરૂષ તણો, કોમળ છે મુજ અંગ. તેનો સુરજ સાખીઓ, પ્રતક્ષ દેવ માહારાજ; વચન દો વરવા તણું, કરૂ તમારૂં કાજ. નહીતર દઇત આવીજશે, કરશે મારો માર; દ્રષ્ટ વીરજી તાહરો, રેહેશે ઠારો ઠાર. **ચોપાઈ.**—વિક્રમ કેહે મુજ વચનજ લે, તું તાહારે હાથે મને દે; માહારૂં વચન કરે નહી લોપ, માહારી વાતથી ન કરે કોપ. માહારૂં કહ્યું

જે નારી કરે, તે મારા ખાંડાને વરે; જ્યાં મોકલુ ત્યાંહાં તે જાય, માહારી તે વેચી વેચાય. કહુ વાત તુજ આગળ કથી, માહારે કો વાહાલુ આજ નથી; માહારે વાહાલુ છે પરકાજ, આપવું પડેછે બધુ રાજ. કો માગે તો આપુ પ્રાણ, કો માગે તો ગજ કેકાણ; કો માગે આપુ ઘરસુત્ર, કો માગે રાણી કે પુત્ર. કો માગે તો આપુ દ્રવ્ય, રાજ રીધ સામગ્રી સરવ; કામનીએ તો દીધો કોલ, બોલી સાત પરીયાનો બોલ. તાહારૂં વચન પરમાણું આપ, લોપુ તો બ્રહ્મહત્યા પાપ; પરસપરે દીધાં વચન, રૂદયામાં રીઝ્યો રાજન. તારૂણી ધીરજ રાખો તમો, ઉજેણી જઈ વરશુ અમો; વળતી વીનતા વાણી વદે, રાજા વાત ધરજોજી રૂદે. દઇત પુજાથી ઉઠશે જ્યાહરે, નહી જીતી શકો તાહરે; તેજ ઠામ તમને નહી જડે, છે અગોચર દ્રષ્ટ ન પડે. અજુઆળ મણી એક લીધો હાથ, પોતે ગઈ રાજાની સાથ; આસન વાળી બેઠો તેહ, પરવત જેવો તેનો દેહ. મીચ્યાં છે તેણે બે નેન, બ્રહ્માંડ ચડાવ્યાં એન; આસન વાળી બેઠો હશે, જક્ષણી તેની પાસે થશે. તે પછવાડે રેહેજો તમો, સાચ્ચ શીક્ષા દેઉછું અમો; એક ચિતે ધરશે તે ધ્યાન, નહી સાન એના દલ માંહ. જ્યારે ધ્યાન થકી છુટશે, આળસ મરડીને ઉઠશે; પરદક્ષણા કરે જ્યાહરે, સીગ્ર તમો થાજો તાહરે. તે આયુધ કરમાં ઝાલજો, પ્રથમ ભોગ એહેને આલજો; કેહેજો જે જે ચંડી માત, કરજો એ પાપીનો ઘાત. તે ઘાએ પાછો નહી ફરે, શીદ્ર એ પાપી તો મરે; કદાચ ચોટ જો ચુકી જશો, ખોશો પ્રાણ ને દુખીઆ થશો. તેનો બોલ રૂદે ધાલીઓ, મણી લેઈ મહીપત ચાલીઓ, ઘડી ત્રણ થઈ જ્યાહરે, પ્રસન થઈ જક્ષણી તાહરે; તાહારી ચીંતા સઘળી ગઈ, પ્રસન આજ તુજને હું થઈ. લે તને આપુ ત્રીશુળ,છેદ તાહારા વેહેરીનાં મુળ; અજીત અભેદ અનમી હશે, તો પલક માંહે પ્રાજે થશે. લેઈ ત્રીશુળ તું સુખીઓ થા, માર શતરૂને સુખમાં જા; ત્યારે વિચારચું વિક્રમ રાય, હવે હું તેનો કરૂ ઉપાય.

**દોહરો.**—ધીરજ ઉઠ્યો ધસમસ્યો, ધન ધન માહારી માય; તુજ વીના મા મુજને, કુણજ પ્રસન થાય. જે જે જે કરી મુકીઓ, ઘા ત્રીશુળનો જોગ; પાપીને પ્રાજે કરચો, લેજો ભવાની ભોગ. મારચો દઇત કટકા કરચો, ક્ષાણું ન લાગી વાર; આયુદ્ધ લેઇને આવીયો, કન્યા કેરે દ્વાર. **ચોપાઈ.**—તે રામા નીરખે રાજન, માન્યું તે જુવતીનું મન; નોહોતી માહારે હઈડે ધીર, વિશ્વાસ થયો એ વિક્રમ વીર. સાચો રાય ઉજેણી ધણી, લાવે પદમની શીંહલ તણી; તેનો મુજને દ્રઢ વિશ્વાસ,હરસીધ માત તમારે પાસ. દઇત્યે હણ્યાતા લોકજ ઘણા, લુટ્યાતા ગરથ તે તણા; રત્ન કંચન અપરમ પાર, ભરી મેહેલ્યા હુતા ભંડાર. આવ્યા હાથ થયું તે કામ, સ્ત્રીએ દેખાડ્યો ઠામ; રાજા કહે રેહો આ ઠામ, અમો જઈ આવું શીંહલ ગામ. આવતામાં તેડીને જશું, ઉજેણી જઈ સુખીઆં થશું; રામા કહે ચતુર છો રાય, વિચાર કરો મહીપત મન માંય. ઘડા જેવડું સ્ત્રી છે રત્ન, ઝાઝાં કરવાં તેના જતન; સ્ત્રી માણસ તે રાંધ્યું ધાન, રહે એકલી તાંહાં ઉપમાન. પગલે પગલે ક્ષાણુંએ ખોડ, રહે નહી એનો કોઈ જોડ; મુકી આવો માળવ દેશ, પછે કરો સુખે પરવેશ. તાહારે બોલ્યા વિક્રમ રાય, પાછાં પગલાં નહી ભરાય; જે કોઈ દુશ્મનથી ડરે, પાછાં પગલાં કાયર ભરે. ચોકી મુકી વીરજ તણી, તે રક્ષા કરશે તમ તણી; પશુ પંખીને માનવ નામ, કો નવ આવે આણે ઠામ. મુકી ચોકી વીર વિક્રાળ, કપટે આવે તો આણે કાળ; કરી વાયદો ચાલ્યો પંથ, બીક ન આણે કોની કંથ.પવન પેહેલો ચાલ્યો રાજન, ચાલ્યો એક નીશાને દન; પડી સાંજ થઈ સંધ્યાકાળ, દુર થકી દીઠી બહુ ઝાળ. તેની સંખ્યા કો નવ કળે, બહુ કારમી અગ્નિ બળે, આકુળ વ્યાકુળ અદકો થાય, આ અગ્નિમાં કેમ જવાય. રૂદે વિચારચું વિક્રમ વીર, ક્યમ જવાય અગ્નિની તીર; એક જોજન જ્યાંહાં પાવક બળે, તેની ઝાળ કોહો ક્યમ પળે. જોતાં સુજ એકે નવ પડે, વળી ઉતરે ટીંબે ચઢે; કોહોને પુછુ ને શું કરૂં, અગ્નિ ઝાળમાં ક્યમ પગ ધરૂં.એમ વીમાશી ચીંતા થઈ, માસ એક તો જાશે વહી; બ્રાહ્મણ બેઠો જોશે વાટ, અંતરમાં એતો ઉચાટ.

**દોહરો**—અધીપત છે એકલો, કરૂં હવે શું કાજ; અરે માત હરસીધ તું, રાખે માહારી લાજ.

વૈતાળ જા'વાસવ કને, વીર વકારે વૃષ્ટ; તોતો અગ્નિ ઓલવો. શોભાવો એ અષ્ટ. રાજા તે રણમાં રહ્યો, વીર ગયો આકાશ; પવનથી પેહેલો જઇ રહ્યો, ઇંદ્રાસનને પાસ. કરી સ્તુતી સુરપત તણી, તમો સુરનાયક નાથ; વિક્રમ સેવક તાહરો, તાહારો જે શીર હાથ. દુઃખભંજણ દાવો લીઓ, તે તાહરો પરતાપ; શીંગલ જાવું તેહને, અગ્નિ ઝાળ છે આપ. વચન પળે તો દેહ ધરે, નહીતર છાંડે પ્રાણ; માહારાજ પુત્ર તે તમ તણો, તેની તમને હાણ. શીંગલ જાવા મન કરેચું, મુકયું સઘળુ રાજ; લેવું તાંહાંથી પદમણી, તે બ્રાહ્મણને કાજ. ત્યાં ચોકી છે અગ્નિની, જોજન ઉડે ઝાળ; ત્યાં જઇ કોઇ નવ શકે, વન છે માહા વિકરાળ. બોલ્યું અબોલ્યું નવ કરે, જો હોય વરતની હાણ; તોતો રાજા નવ ધરે, આપ શરીરે પ્રાણ. તમ પાસે હું મોકલ્યો, પામ્યો તમ દરશન; સીઘ્ર થઇ શીક્ષા કરો, વાટ જુવે રાજન. સુરનાયક રીઝયો ઘણો, ધન ધન વિક્રમ વીર; પરકાજે પરાક્રમ કરે, તેનો મુજ શરીર. પાવક બળે છે કારમો, જળદી નહી ઓલાય; આણ દેજે તું માહરી, કામ તમારૂં થાય. ચોપાઈ.—તતક્ષણ તેડાવ્યો વરસાત, આવ્યો તતક્ષણ જોડી હાથ; વીર તણી સાથે પરવરો, જઇ વિક્રમની રક્ષા કરો. પાવકને જઈ દેજો આણ, મુખથી કેહેજો રૂડી વાણ; તે અગ્નિ થાશે બે ભાગ, એક માણસનો દેશે માગ. અગ્નિ વચમાં ચાલો ચઢે, સુખે તેમાં પગલાં પડે; તે ઠામે સીંચજો નીર, સુખે પધારો વિક્રમ વીર. વળી કષ્ટકારી જો હોય, તુજને ગાંજી ન શકે કોય; એ આદ્ય માહારો કુમારે, નહી એને કોઇ ગાંજણહાર. સાથે જળનીધીને તેડીઓ, તે વીરે મારગ બેડીઓ; બેઠો રાય જુવે છે વાટ, મન માંહે તો અતી ઉચાટ. બેઠો બેઠો ઝુરે રાય, આવ્યા બે તે પલકજ માંય; વાસવ સાથે વાતજ થઇ, તે નરપત આગળ માંડી કહી. હરખ્યો રાજા સુણતાં વાણ, પછે પાવકને દીધી આણ; થઇ રહ્યો અગ્નિ બે ભાગ, મેહેલી વાટ જવાનો લાગ. પછે મેહની કીધી વ્રષ્ટ, સાચી ધરતી શોભી અષ્ટ; મઘવા પ્રતાપે વરશ્યો મેહ, શીતળ થયો રાજાનો દેહ. જોજન વોળાવ્યો વસમો ઠામ, થયું રાય કહ્યું માહારૂં કામ; દીધી શીખ જોડીને હાથ, વદાય કરેચો વિક્રમે વરસાત. ત્યાંથી આઘા ચાલ્યા જેટલે, ચોકી એક દીઠી તેટલે; પંખી ઉડતાં દીઠાં દ્રષ્ટ, જેમ થતી હોય મેઘની વ્રષ્ટ. એમાં આઘા કેમ જવાય, પંખી દુષ્ટ કરડીને ખાય; મોહોટી ચાંચ વિકરાળી દેહ, ગાજે જેમ અસાડો મેહ. લક્ષ જીવ ઉડે આકાશ, રહી ન શકે કોઇ તેને પાસ; વીમાશી તે ઠામે ઠરેચો, આપે બોલ રૂદેશુ ધરેચો. વૈતાળ સંઘાતે કીધો થાપ. ચાલ્યો ચોકી મધે આપ; દીઠો તે રાજાને જેમ, પંખી સીઘ્ર થઇ આવ્યાં તેમ. જંઘસ્થળ પોતે કાપીયું, રૂધીર પાહાણ મધે થાપીયું; રૂધીર વાળા પાહાણજ કરેચા, પંખી આગળ પોતે ધરેચા; પંખી પડે વાટે જે ખાય, રાજા મારગ ચાલ્યો જાય; લો લો કહીને નાંખે પાહાણ, ગળે આખા પંખી અજાણ. પ્રૌઢાં પંખી દીઠા પડ્યાં, બીજાં નાહાશી ઝાડે ચડ્યાં; જે કોઇ જાશે એને પાસ, તે જીવ્યાની મુકો આશ. એમાં ભરીયું દીસે ઝેર, શીદ વધારો એશુ વેર; સીંચાણા મન બીકજ ધરી, રાજા પાસે ન આવે ફરી. સીઘ્ર થઇ મુક્યો તે ઘાટ, ચાલ્યો પંથી શીંગલ વાટ; કરે મન એથી કલોલ, એટલે આવી ચોથી પોળ. દોહરો—બેઠો કરકશા કારમી, પરવત જેવો વેશ; દંત તાડ સરીખડા, મહા ભયાનક કેશ. સ્તન મોહોટા છે તેહના, વરવી લાંબી કોટ; ગજચંબર શુ અંગ છે, ઉષ્ટર જેવા હોઠ. નેત્ર ચક્ર સરીખડાં, પીળુ તેનું રૂપ; કરકશા નયણે નીહાળતાં, મન ચમકયો તે ભુપ. આ અબળાને ક્યમ તજુ, ક્યમ જવાશે વાટ; કર લાંબા કરી તે રહી, રોકી મારગ ઘાટ. હસે રમે ને ઉછળે, હરખે ગાયે ગીત; ભલે તું આવ્યો ભુપતી, પ્રાણ આપવા પ્રીત. મુખવાસ માહારા મન તણો, મેહેલુ હું મુખ માંહ; એમ કહી કર ઝાલીઓ, ભલે આવ્યો તું આંહ. ચોપાઈ.—રાજાજીએ મનમાં ધરેચું, પ્રથમ હેત તે સાથે કરેચું; સામ દામને ભારે ભેદ, એમ કહ્યું છે વાણી વેદ. એમ વિચારી આવો જાય, જુહાર લે તું મોરી માય; આણ તાહારી તાહારૂં અરણ, હું આવ્યોછું તાહારે શરણ. સરણાગત રાખો છો તમો, એવું જાણી આવ્યા અમો; એમ કહીને નામ્યું શીશ; મુક્યો ક્રોધ રૂદેથી રીસ. આવ આવ હો પંથી તું,

લે વચન નહી મારૂ હું; જો નવ દેતો મુજને આશ, તો કરતી તાહારો મુખવાસ. રાજાની તો ચીંતા ગઇ, બેઠો તેની પાસે જઈ; કેહે ભાઈ માનવ કે દેવ, કે કાંઇ બળીયાની શેવ. કેહે કો વાંકા છે દીસ, કે કોપ્યા તમને જગદીસ; કે આવરદા આવી રહયો, પાપ તુજને પુરણ થયો. કે અચાનક ભુલો પડયો, આ ઠેકાણે આવી અડયો; કયમ મુકયો રાક્ષસનો ઠામ, કયમ ઓલવીયો અગ્નિ ઠામ. કયમ સીંચાણે મુકયો તુને, સાચી વાત માંડી કેહો મુને; ગામ નામને કોહો તમ જાત, કેહો વિગતની માંડી વાત. મુકયો મહીપતે મન આંબળો, મા માહારૂં કારણ સાંભળો; માળવ મુખ ઉજેણી ગામ, તમ સેવક વિક્રમ મુજ નામ. નોધારાની વારે ચડું, ઘાટ દુઃખી દુસ્મનનો ઘડું. અજીત માહારી પાસે બાંણ. દુષ્ટ પાપીના લેઉ પ્રાણ. પરકાજ વરતે છે અંન, શીંગલ જાવાનું છે મન; પદમની જીતી લાવવી, તે દુરબળ વિપ્રને આપવી. તેમાં વીઘન કરે કોઈ કામ, નિશ્ચે કેડું તેનો ઠામ; પ્રથમ દઇત તોમેં મારીઓ, જુદ્ધ કરયું પણ તે હારીઓ. પછે ઓલવ્યો અગ્નિં જાણ, મજથી તો હારયા સાંચાણ; એવા દુષ્ટ મેં હાથે હણ્યા, ભય પામે એ પાપી ઘણા. પછે આવ્યો છું તાહારે પાસ, શીંગલ જાવા દે મુજ આશ; તાહારે બેઠી કરકશા વળી, નહી પોહોચે બાઇ તાહારી રળી. જ્યાંહાં સુધી માહારા દેહમાં પ્રાણ, લોપે નહી કોઇ માહારી વાંણ; મુજ લજ્યા લોપે સર્વથી, તે બ્રહ્માએ સરજ્યો નથી. માહારી આણ જો લોપી જાય. નથી સુંઠ ખાધી કો માય; તાહારી પેરે વરતજ કરયું. તે નહી થાયે મુજથી પરૂ. મુકી ચોકી લોપી લાજ, પોહોચાડું જમ લોકે આજ; પ્રથમ જુહાર કરયો તેં મને, માટે મુકુ જીવતો તને. માટે ખોટી શાને થાઓ, અધીપતી આપ ઉજેણે જાઓ; પરદુઃખ ભંજણ વરતજ કરયું, તે આજથી અધુરૂ રહયું. આટલા દાહાડા પોહોતી રળી, જાર સુધી હું નોહોતી મળી; આજ થકી તાહારૂં વરતજ ભંગ, જે નાહ્યા તે પુન્યજ ગંગ. માહારે પ્રતિજ્ઞા છે તે કહુ, અહીં નીજ બેઠી સ્થાનક રહુ; જાવા દેઉ તો બ્રહ્મ હત્યા પાપ, એ પ્રતિજ્ઞા આપો આપ. પૃથ્વીપત છો પાછા વળો, શા માટે જમને જઈ મળો; શા માટે કરો દેહ તાજ, કરો જઇ પોતાનું રાજ. ગરીબ થકી તે વ્રત કેમ પળે, જ્યારે મલને પ્રતીમલ મળે; અનમી નર અહંકારી હોય, માહારી લજ્યા લોપે નહી કોય. જે દાહાડે વશ્યો શીંગલ દેશ, મેં તે દીવસ કરયો પરવેશ; તેહ દીવસથી આજ પરમાણ, કોઇએ નહી લોપી મુજ આણ. અનેક અહંકારી આવીયા, જમ સુદન એવા લાવીયા; વરત ચુકી પુર પરવેશજ કરો, નીકર જમ લોકે સંચરો, જ્યાં ત્યાં તું પ્રતિજ્ઞા કરે, કોથી તુંતો નવ ઓસરે; આજ પોહોચાડુ નામનું નીર, જોઉ શું કરેછે તાહારો વીર. વૈતાળ શું કરશે તાહરો, જોજે તુ પરતાપ માહરો; પશ્ચમ ઉગે કશ્યપ તન, સત્યવાદી તું ચુકે મન. ગંગાજી 'દક્ષણમાં વહે, ચંદ્ર તણો રથસ્થીર થઇ રહે; ઉગે મેરૂ ચુકે માન, ત્રીલોકમાં જો ચુકે તાન. અગ્નિ જો શીતળ થઇ જાય, લોપે સમુદ્ર મરજાદા રાય; એ સર્વ તો હોયે કદા, પણ માહારી લોપે નહી જદા. 'માહારૂં પણ મિથ્યા કરી લેઉ. તાહારે તુજને જાવા દેઉ; હરસીધનો શેવક જાણીઓ, માટે પંડ રાખ્યો પ્રાણીઓ. ખોટી કરૂં કેમ માહારી વાત. સાંભળો વિક્રમ માહારી વાત; બ્રહ્મહત્યાદીક પાતીક જેહ, મદીરા પાતી ઘાંતી તેહ. બાળક સ્ત્રી ગૌવધ થાય, પરદારા ગમની કેહેવાય; ગુરૂ પત્નિશું કરે ગમન, મરતી વેળા જે લે અંન. એથાં પાપ મુજ માથે લેઉ, શીંગલ તુજને જાવા દેઉ; વિપ્ર થઇ નવ પાળે ધર્મ, કરે કળીમાં કુડાં કર્મ. ગોત્રીની પરણે કન્યાય, અનેક ધર્મ છે એ અન્યાય; પંડીત થઈ કરે પાખંડ, રાજા દે રઇયતને ડંડ. એવાં પાપ મુજ માથે લેઉ, તુજને શીંગલ જાવા દેઉ; બ્રાહ્મણનું જે ખાએ ધન, પ્રેત ભોજનનું જમે જે અન. પારકે સુખે જે કો બળે, હાય વાય બત્રીશી કળે; કલંક જુઠાં ચઢાવે શીશ, રાંક ઉપર આણે બહુ રીસ. વગડે જઈ પડાવે વાટ, ઉથાપે જે શીવના ઘાટ; સાસરવાસણી લુટી લે, વણ અપરાધે ડંડજ દે. પરરામાશુ રાખે રંગ, કરે મદ્યપાનીનો સંગ, અસ્નાની જે અંનજ ખાય, જુઠા ગુણ ચુગલીના ગાય. કુડી સાખને કુડાં કામ, કરે મંદીર દેવળને ઠામ; એહેવાં પાતીક માથે લેઉ, શીંગલ તુજને જાવા દેઉ. એવી લે પ્રતિ

સા કરે, ધરણીપત મન માંહિ ધરે; એણીએતો અમ્રતનાં ભરચાં, એથી કામ માહારાં નવ સરચાં. વે હેરીને જઇ શીર નામીએ. તેથી સીધી નવ પામીએ; વેહેરીની વખાણે વાત, પીત્રી પંડ નવ ઝાલે હાથ. વેહેરીનાં જે કરે વખાણ, તેથી તજવા રૂડા પ્રાણ; જે કો વેહેરીના ગુણ ગાય, નીરાશ તેના પીત્રી થાય. વેહેરી કેરાં જે કરે કામ, નામરદ નિર્માલજ નામ; વેહેરીના ઘર માંહે જમે, તેના ગુણ કોને નવ ગમે વેહેરીનો જે કૂડે ઠામ, મરદ મુછાળો તેનું નામ; કાંઇક બળ જો મુજમાં હશે, તો તો કામ આફારૂ થશે. કરગરે વળવાનું નહી કામ, નારીં નીચ નમેરી નામ; જોઉ એમાં કેટલુ છે જોર. એના બળનો લેઉ અંકોર. રાયે ભમર ચડાવી શીશ, કાડ્યું ખડગ કરીને રીસ; સંભાળ જે હવે તુંતો રંડ, પાપ રૂપ કરતી પાખંડ. નાંખે ઘાવ રાજા જેટલે, કઉતક એક થયું તેટલે; નાંખી ચીસ કરકશાએ ઘણી, નવ ડર્યો ઉજેણી ધણી. જાણે કાંઇક ગાજ્યો મેહ, લાગી બીક રાજાને તેહ; જાણે કાટકો માહા ધનઘોર. બ્રહ્માંડ ગડગડે તેમ થયો સોર. લાગી રાઢ મચ્યો માહા જંઘ, સેવક સાહ કોઈ નહી સંગ. જેમાં જેટલુ હતું જોર, અધીક તે કીધો અંકોર; જેવું પરાક્રમ જેવો માર, કો કોથી નવ પામે હાર. વિક્રમ મન વિચારી જોય, નવ હારે નવ જીતે કોય; માહારી મારી એ નહી મરે, માહારો અરથ એકે નહી સરે. વઢતાં વઢતાં દીન વહી જશે, વિપ્ર વાયદો પુરો થશે; એમ કરતાં પડી છે રાત, વિક્રમે વિચારી વાત. રાય કહે નહી જાઉ અમો, સુખે બેઠાં રહોને તમો; ઉભો રહ્યો છે ત્યાંહાં ડોલતો, વીનતા શું વાણી બોલતો. કરૂં પ્રતિજ્ઞા હું તો ક્ષાત, સાંભળજે તું માહારી વાત; કંથ આજ્ઞા લોપે સતી, જુલમ જાર કરે જે જતી. વ્રત દીવસે જે અંન વાવરે, પરણી નારને જે પરહરે; વિપ્ર સાથે કરે જે બથ, ગોત્ર હીણનો લેજે ગર્થ. પાટઘાએ તે પાપી દે, બ્રાહ્મણ લાંચ લોભેથી લે; જુઠો જે કો બોલે બોલ, અદકુ ઓછું લે જે તોલ. વિશ્વાસઘાત કરે જો દ્રોહ, માત બેહેન ઊપર નહી મોહ; કુટુંબ કલેશ ને પરશુ મેળ, ઘૃત માંહે જે ભેળે તેલ. દુધ પાણી કરે એકઠાં, ઉદવસ કરે જે જોગી મઠાં; ગામ ભગાવે વાળે ગાય, આપ ગરજે કરે અન્યાય. ક્યા વિકરે વિકરે ગાય. શીવ નિર્માલ્ય ખાંતેથી ખાય; વેચે પુસ્તક વેચે ભોમ, વેચે દેવ વેચે જે બ્યોમ. વેચે કનક વેચે જે ખીર, વેચે રાંધ્યું અંન ને નીર; આપ્યાંનો અહંકારજ કરે, આપી વસ્ત જે પાછી હરે. પંચ ગ્રાસવણ ભોજન કરે, અહંકાર અદકો મનમાં ધરે; એવાં પાપ મુજ માથે લેશ, જોનવ જાઊ શીંગલ દેશ. તેલ કપાસ વેચે જે ગળી, સજન બેસવા નવદે મળી; વસ્ત વિપ્રની કરે જે લોક, વેનું બ્રાહ્મણ ઉપર કોપ. મા બાપની સેવા નવ કરે, મુકી થાપણ હુંશે હરે; મંદીર ઘાલે કલોહ જેહ, રાખે મેલ પોતાને દેહ. અણગળ પા ી જે કો પીએ. જીવ મારતાં જે નવ બીહે; તજે સાધુ સેવા સજન, માઠી વાત પર રાખે મન. એવાં પાતીક માથે લેશ, જો નવ જાઉ શીંગલ દેશ; બ્રહ્મ ત્યાનું મોહોટું પાપ, વચમાં કે જે કાંઇ દે આપ. ગર્ભપાત કરે જે જાર, પાડોશી પર રાખે ખાર; એવાં પાતીક માથે લેશ, જો નવ જાઉ શીંગલ દેશ. રોકી બેશ તું તાહારો ઘાટ, લાવું પદમની આણી વાટ; તાહારે કરૂ તુજને પરણામ. તાહારે કેહેજે વિક્રમ નામ. કરકશા કેહે છે પાછા વળો, રાખો મન માંહે આંબળો; જોરાવર થઇને આવજો, હેમાતી તેડી લાવજો. મુછ મરડી હવડાં તો જાઓ, અમથા સમ ખાવા તેમ ખાઓ; પાછા વળીને રાખો ઝેર, પેલે અવતારે લેજો વેહેર. એમ કહીને કરકશા હશી, તાહારી વાત માહારે મન વશી; જેમ તેમ કરીને ઉગારો જીવ, વણ ખુટે મરેછે દીવ, ફોકટ કુળ વખાણી જાવ. શીંગલ જાવાનો નહી દાવ.

**દોહરો.**—પાછે પગલે ઓસરચો. વિક્રમ વીસજ વામ; સ્મરણ કરચું વૈતાળનું, વીર કરો આ કામ. ખોદી સળંગ પૃથ્વી વીશે, અકળીત તે ન કળાય; નીરભે થઈ નીશાં થઈ, તેમાં પેઠો રાય. ખણી પૃથ્વી પાતાળમાં, વિક્રાળ વીરનું રૂપ; કરકશા તે ત્યાં રહી. પૃથ્વી પેઠો ભુપ. કાંઇએ મરમ ન જાણીઓ, ચાલ્યો ચતુરસુજાણ; મુકેલો કતા તણો, આગળ આવ્યો પાંણ. સળંગ ત્યાંહાંતો ચાલી નહી, કીધો મન વિચાર; ઉપર આવ્યો અધીપતી, શીંગલ દેશ દરબાર. પુરૂષ આકારે પાંહાંણછે, કોઈ લાંબા

ચોડો પાસ; આ પોળમાં પેસવું, મુક્યો મુખ નીસ્વાસ. જોધો હોય તો જુદ્ધ કર, વેહેરીનું લેઉ વેહેર; પવન થકી થાય પાંણીઓ, તેની શી એ પેર. પવન ઝાલ્યો તે ક્યમ રેહે, અડે આપણી કાય;પછે પરાક્રમ શું કરૂં, પાહાણ પુતળુ થાય. ચોપાઈ.—તે કારજ તે પોતે જાય. પાહાણ પુતળુ કાયા થાય; તે ઠામે આવ્યો અધીપતી, અંતરમાં ચીંતા છે અતી. આયો આવે તો વા અડે, પથર થઈને હેઠો પડે; મહીપત મન વિચારજ કરે, હીંમત મુકે અરથ ન સરે. ઉડી અંતરીક્ષ નવ જવાય, સ-ણંગ ભુમી નવ ખોદાય; વીર પ્રતે તો આત્તા દીધ, કામ એક કરોને સીધ. લોહ તણી એક કોઠી લાવ, પલક માંહે તું વેગે આવ; ધાયો વીર કેહેતાં તે દીસ, લોહ કોઠી ઉપાડી શીશ. મુહુરત વાર ન લાગી તાંહ. આવ્યો નરપત બેઠો જ્યાંહ;શાબાશ વીરે કરયું તે કામ. તુજ વીન કુણ આવે આ ઠામ. રાજા પેઠો કોઠીમાં ઠરી, દીધુ ઢાંકણું જતને કરી; પવન ન કરે તાંહાં પરવેશ, નહી અજવાળુ તેમાં લેશ. મહીપત મન એવી મોહોટીએ, ઠરી રહ્યો લોહની કોઠીએ; વાયુ રૂપ વેતાળજ થયો. કોઠી આગળ લેઈ ગયો. ત્યાંહાંનો વાયુ અડચો જેટલે. લોહ પાહાણ થયા તેટલે; મુક્યો પાછો જોજન કોર, તાંહાંથી તેનું ભાગ્યું જોર. કોઠીથી રાજા નીસરયો, ભય પાહાણ તણો વીસરયો; દીઠો શીંગલ ધડ અનુપ, નીરખતામાં રીઝયો ભુપ. પેસવા માંડયું નગર મોઝાર, દીઠા હસ્તી અપરમપાર; નઉ-દમ લોકજ ઉપર ધસે રાજા વિક્રમ મનમાં હસે. આવ્યા સામટા સહસ્ત્ર દસવીસ, મારે સુંઢ હડાવે શીશ; કરે ગરજના દોહોદસ ધાય, ધમકે ગાજે ધાયડ ધાય. અરે વીર એ ક્યમ હારશે, નાસંતો તોએ મારશે; સહુ સાથ વઢાશે ક્યમ, દીસંતા છે મોહોટા જમ. સીગ્ર વાર થયો તે સહી, કરી ગર-જના ટોળા મહી; ધારયો રૂદેમાં આંણી રીસ, નાઠાં હસ્તી નાંખી ચીસ. પાછું જોવા કો નવ રહ્યા, રણ વણ સહુકો નાહાશી ગયા: નાઠા ગજતો ધસમસ ધસ્યા. વિક્રમ વીર બે ખડખડ હસ્યા; પેઠા શીગલ નગરી માંહે, ઇંદ્રાસનની શોભા તાંહ; શીમલ દેશની એવી પેર, પ્રગટે પદમની ઘેરેઘેર. બ-ત્રીસ લક્ષણા સરવે લોક, સ્વપ્નામાં નહી કોને શોક; ફળે વનસ્પતી બારે માસ, સહુકોને મન લીલ વીલાસ. એવી નીકટ જ્યાંહાં ચોકી ફરે, તેની રક્ષા કુણજ કરે; માન સરોવર રૂડાં નીર, દેવતા ઇષ્ટ તે તેની તીર. લાંબી દ્રાખ બીજોરાં ઘણાં. ફુલ્યાં ઝાડ તે ચંપા તણાં; પાન લવીંગ તણાં તે વન, અમૃત જેવા ચંદન ઘન. શીગલ કેરી વાડી વિવેક, કેહેતાં નાવે તેનો છેક; જાણે રત્નાગરની ખાંણ, જાણે કો ધરમની આણ. કુડ કપટ નહી તેનો દેહ, સદા નીરંતર વરસે મેહ; ઉત્તમ સ્વરથી ગાયે ગીત, પરીબ્રહ્મપર સહુને પ્રીત. પગલે પગલે શીવ પ્રસાદ, સુખ સાગર તાહાં અતી ઉલ્હાદ; સદા-વ્રત ઘેર ઘેરજ હોય. નહી કો દુઃખીઓ ભુખ્યો કોય, જ્યાંહાં જુઠ બોલ્યાનું નેમ, સદા નીરંતર કુશળ ક્ષેમ; મહીમા જોતાં અટકે મન, જોતો તે ચાલ્યો રાજન. ધન ધન ભુમી માહારૂં ભાગ્ય, પુજે દેવ અલોકીક જાગ્ય; ધન ધન હરસીધ પુન્ય પ્રવેશ. ધન ધનછે આ શીગલ દેશ; પર કામે આવ્યો આ ઠાર, સફળ થયો માહારો અવતાર. ધરે બીહીક ન મનમાં છેક, એટલે દીઠી વાડી એક; નીરખી વાડી પેઠો માંહ. સખી બાહાર બેઠીતી તાંહ. રમત રમે પોતાને મન. જોડે જઈ ઉભો રાજન; પેહેરયા છે સોળે શણગાર. રૂપ અલોકીક અપરમપાર. નાટાંગનાં કે દેવાંગના, શોભા કુણ બીજી સંગના; જાણે ઇંદ્ર તણી અપછરા, માનની મદ ભરી મછરા. પાછું જોયું સધળી નાર,દીઠો માનવી તેણે ઠાર; એક એક સામુ જોઈ રહી, આ કુણ આવ્યો વીસમે થઈ. સાન કરીને તુંતો જા, ચાકીવાળા કરશે ઘા; ક્યમ આવ્યો સ્ત્રી સાથમાં, કેમ ઝાલ્યું આયુદ્ધ હાથમાં. પુરૂષ વેશ છે પાછા વળો, માનનીઓ કહે સાથે મળો; નરપત કહે સાંભળરે નાર, શું બોલુ હું વારોવાર. તમમાંથી એક નારી લેશ, જાણશે બાવો શીગલ દેશ; નથી આવ્યો રમવા કારણે, બળ કરી તાહારે બારણે. તાહારી ચોકી મુજને શું કરે, કરે ભેદ તે નિશ્ચે મરે; રમત રમવાને આવ્યો નથી, તુજને લવાને સર્વથી. વોળાવ્યા છે વસમા ઠામ, તે એક પદમની કેર કામ; આવ્યોછું અમો તમ કાજ, માટે શીદ ધરોછો લાજ. વચન રાયનો સાંભળી રહી, અચરત દેખી ઉભી થઈ; એવી વાત તેણે સાં-

ભળી, મુખ વચે ઘાલી આંગળી; કુણ દેવ હશે દાનવી, કુણ હશે મોહોટો માનવી. દોહરો.—એકજ બોલી બાળકા, તુજમાં પરાક્રમ એમ; બોલ્યું પાળો આપથી, નર રાખ્યો છે નેમ. વસમી ચોકી એળવી, કેમ જીત્યા તે દુત; દેવ હશો કે દાનવી, સીદ્ધ હશો અબધુત. નથી ગત માનવી તણી, જે આવે આ ગામ; તમે તે કેમ આવી શક્યા, કુણ તમારૂ નામ. શીંગલ દેશ કેમ સાંભળ્યો, પદમની પરણી કેમ; તે વાત માંડી કહો, અ્મી બારેના સમ. લેવા આવ્યા પદમની, નથી વાટમાં તેહ; નથી વેચાતી મુલથી, નથી નર ઉપર નેહ. આપ કાજ કે પારકે, છો રઇયત કે રાય; આજ્ઞા વરતી આપથી, કે અમથી ઇચ્છાય. ઉજેણી નગરી વિશે જે કરે પરકામ; સેવક શ્રી હરસીધનો, વિક્રમ નર નીજ નામ. સહોદર પરનારનો, દુખભંજણ દાતાર; વાચા અવીચળ વીમળવર, કરૂણાએ કીરતાર. કામનીએ કાને સાંભળ્યો, હશ્યો તમો જો તેહ; આદ્ય પુત્ર તો ઇંદ્રનો, હવડાં માનવ દેહ. દેશ માહારે ફુંડી ફરે, જે કો દુઃખીઆ જન; તે મુજને આવી કહે, તરત મનાવું મન. એક દીવસ એક બ્રાહ્મણે, કહી સ્વપ્નાની વાત; પરણી છે કોઈ પદમની, રૂડી તેની ક્ષાત. હાથણી ઉપર તે હતી, કર હુતી વર માળ; એક સખી એક સેહેચરી, બુધનીધી તે બાળ. વિપ્રને વરવા કારણે, સાદ કરયા દસ વીસ; આવ વિપ્ર તુજને વરૂ, વચમાં આણી ઇશ. તેજ વિપ્ર પાસે ગયો, તેતો જાગ્યો તરત; તેના કહ્યાને કારણે, વાહાલુ કીધુ મરત. કાષ્ટ કરયાં બહુ એકઠાં, પડતોતો ચેહ માંહ; દઇવ જોગ સંચા થકી, હું જઈ પોહોતો તાંહ. રૂખી રાખ્યો મેં સાંસતો, કરી પ્રતિજ્ઞા કરોડ; સાચા બોલો તે સહી, ક્ષાત્રુ ન રાખો ખોડ. વિપ્ર રાખ્યો છે પાસમાં, કરી વાયદો વરત; પરણાવું તે પદમની, સમ ખાધા છે સરત. વાટે દઇતને મારીઆ, ઓલવ્યો અગ્નિ રાષ્ટ; સીંચાણો સંતોકીઓ, વહી આવ્યો આ વાટ. કરકશા કુડ મનમાં રહ્યું, રહ્યો ઠેકાણે પાહાણ; હસ્તી સર્વે હઠાવીયા, તે ઇષ્ટ જોરથી આણ. સ્વપનામાં વરી સુંદરી, તેતે કેઈ આપ; જાણી સાચુ નવ કહો, તો બ્રહ્મહત્યા પાપ.

**ચોપાઈ.**—તાહારે એક તો બોલી મુખી, સાંભળવા રહી બીજી સખી; સાચુ કહુ સમ દીધા માટ, હું ગઈતી માળવની વાટ. રમવાનું થયુંતું મન, હુતો ચતુરદશીનો દન; અતિ ઉપન્યો મન ઉલ્હાદ, મેં દીધોતો તેને સાદ. વિપ્રે જેમ કહ્યુંતુ તુને, સમણું તે લાધુંતુ મુને; હું પોહોડીતી માહારે ઘેર, સમણું પણ સાચાની પેર. તેશું પ્રીત કરવા લાગીયો, એટલે ઝબકીને જાગીયો; વરી સ્વપનામાં વિપ્રજ અમો, તે વાત જાણી કેમ તમો. તે વાત જો નવ કોહો મુને, તોતો સમ દેઉછું તુને; વિક્રમ કેહે સુણ રામા રીત, તે પંડીતશુ માહારે પ્રીત, જે મારા માંળવમાં રેહે, તે નઉતમ માંડીને કહે; તે વિપ્રે કહી મુજને વાણ, તાંહાંથી થયું મુજને જાણ. મેં કીરતી સાંભળી તે તણી, તાંહાંથી પ્રીત વાધી મુજ ઘણી; મનમાં રાખી બાંધી મુઠ, જોઉ સમણું સાચુ કે જુઠ. તે વેળા ઘર કીધું તાજ, આવ્યો ઘર તમ જોવા કાજ; કાને સાંભળીતી જે હવી, મે નજરે દીઠી તેહવી. વીકટ ચાકી મુજને શું કરે, ખેદ રાખે તે નિશ્ચે મરે; બાળે અગ્નિ ન બોળે નીર, સીદ્ધ તણી વિદ્યા છે ધીર. માહાકાળેશ્વરનું છે નુર, હરસીધ હાજર છે હજુર; વૈતાળ વીર બાંધ્યો છે વીક, પછે પૃથ્વિમાં કોની બીક. રમો જમો તમે જોબન વેશ, અમે અમારે જાશુ દેશ; એવાં વચન રાયનાં સાંભળ્યાં, તારે અસ્રીનાં મન ગળ્યાં. જોઇતો હતો એવો આવીયો, ભુપત તે મનમાં ભાવીયો; એહ મરદ છે આપણી જોડ, એમાં નથી ખાંપણ કે ખોડ. અહીં બીજો આવી નવ શકે, ધીર વીર માહા દાતા પખે; આપણે હઇડે વર પ્રીછતા, તે ઘેર આવ્યાછે ઇચ્છતા. કરમ આપણામાં એ વળી, દુધ માંહે કાંઈ સાકર ભળી; તેહ દેશમાં એવી રીત, જેને જેશુ આવે પ્રીત. તે નાર તે નરને વરે, માબાપ કો વિવાહ નવ કરે; ઇચ્છાવર વરે કન્યાય, તેમાં કો નવ કહે અન્યાય. વિક્રમ સાથે હઇડુ ધરી, વરવા કરૂ મનજ કરી; બારે સખી સરખી વરણીએ, એ વરને બારે પરણીએ. વળી શોધવો જોવો ક્યાંહ, એથી અદકો મળશે ત્યાંહ; એવી વિચારી મનમાં પેર, રાજાને લેઈ આવી ઘેર. મા બાપ પાસે સહુ આવીયાં, વર રૂડો જોઈ લાવીયાં; ગામ નામનું પરાક્રમ કહ્યું, સહુકોનું મન સીતળ થયું. બધા

ગામનો શોકજ સમ્યો, વિક્રમ સહુના મનમાં ગમ્યો; સહુ સંગે દીધાં સનમાન, પાસે મુકયાં ફોફળ પાન. વિક્રમ માન પામ્યાછે ઘણું, હરખ્યું હઇડુ તરૂણી તણું; ભોજન કેરી વેળા થઈ; ત્યારે ના રાજાએ કહી. જાશુ અમો ઉજેણી તીર, ત્યારે મુખમાં લેશુ નીર. હરસીધ તણી તો પુજા કરૂ, અંન ઉદક તાહારે મુખ ધરૂ. સહુ સાથે સીમ્ર કીજીએ, કન્યાદાન કોડે દીજીએ; ધવળ મંગળનો માંડ્યો જંગ, બારે ઘેર વરત્યોછે રંગ. જેના ગામની જેવી ચાલ, કરી રીત આપણ તે વાલ; લગન તણીતો વેળા થઈ, તાહારે રાજા બોલ્યા સહી. જેકો વચન આપે મુજ હાથ, તે પરણે મુજ ખાંડા સાથ; વચન લોપ માહારૂં નવ કરે, જે કહીએ તે હઇડે ધરે. પરદુઃખ ભંજન હું કેહેવાઉ, કોનો વેચ્યો હું ન વેચાઉ; માહારી વેચી જે વેચાય,તે ખાંડાની અસ્ત્રી થાય. મેહેલ ગયા કેડે માહરી, આગળથી કહુછું જાહરી; વાટમાં ગરજુ પેદા થાય, નકાર મેંતો નવ કેહેવાય. ઓઝલ પડદે રહી જ્યાહરે, કરૂં સંગ સ્ત્રી તાહરે; તાહાર કેડે માહારી આથ, બોલી તે ઈશ્વરને હાથ; એ પરઠણ પ્રથમ હું કરૂ, તાહાર કેડે ખાંડાથી વરૂ; હું નવ ઝાલુ તેનો હાથ, વિક્રમે એવી કીધી વાત. પછે દોષ નવ દેશો કોય, આગળથી ચેતાવું સોય. દોહરો.—વચન દીધુ બારે સખી, રાય ન કરશો રીસ; વણ મુલે જો વેચશો, તમારે ચરણે શીશ. વચન તમારૂ પાળવું, અમ પ્રતિજ્ઞા એહ; આણ તમારી લોપીએ, કુષ્ટી થાજો દેહ. પ્રતિજ્ઞા એવી કરી, ધારણ રાખી ધીર; ગાંધ્રવ વીવાએ કરી, પરણ્યો વિક્રમ વીર. કંકણ મેંઢળ ચુડલો, પરણી ઉઠ્યા પાટ; હળહળ કરીને શીખ દો, જઇએ માળવ વાટ. દ્વાદસ શણગારી હસ્તની, તેપર બેઠી નાર; એક સખી એક સેહેચરી, રૂપ તણો અંબાર. ગજ ઉપર ગજ ગામની, ગજ ઉપર ગજરાજ; છત્ર ચમર રચના રચી, કરતીમ સરખાં કાજ. વાજંત્ર માદલ વાજે ઘણાં, ઓછવ મંગળ થાય; શંગલ દેશ સોહામણો, દેખી રીઝ્યો રાય. ચોપાઈ.—હસ્તી ઉપર અનોપમ ઝુલ, ભરચાં રત્ન મોતી અમુલ; સાસરવાસો કરોડજ તણો, ભરચો માલ ખજાનો ઘણો. કરી વળામણ માગી શીખ, ધીર ન આણે કોની બીક; મુક્યો ત્યાંથી શીગલ દેશ. માળવ પંથ કરચો પ્રવેશ. રાજા કહે કાંઈ ઘડવો ઘાટ, વસમી છે જાવાની વાટ; કાંઈક પેર કરો તે તણી,વીકટ વાટ ચોકી છે ઘણી. પદમની કેહે સ્થીર રાખો મન, બીક નથી એ વાટે વન; આવનારાને ચોકી દમે, જનારાને પગે નમે. આવનારો આવે માહા દુઃખે, જનારો વાટે જાય સુખે; દુષ્ટ ઠેકાણું મુકયું ત્યાંહ, આવ્યાં બેઠી કરકશા જ્યાંહ. રાજાએ ત્યાં દોધી આશ, લાવ્યો પદમની હું તુજ વાસ; સવાલ કહુ બે ચારજ વાર, આપ્યો એક અમુલક હાર. તુજ સમો કોઈ નહી ધીર, વીરજીત વિક્રમ તુ વીર; સુંઠ ખાધી તે તાહારી માય, બાકી તો બીજા નવ જાય. શીખ માગીને મારગ લીઓ, સીચાણાને આજ્ઞા દીઓ; અસ્ત્રી બેઠી જોતી વાટ, રાજા ઉતરચો તેની ઘાટ. એક એક દેખીને ઠરી, આગતા સ્વાગતા અદકી કરી; તે દઈત્યનો જોડ્યો રથ, ભરચો અસંખે સંખ્યા ગર્થ. ખાતાં ન ખુટે નોંડે નહી, એટલુ ધન ભરચું રથ મહી; આવ્યો માલખજાનો હાથ. તે અસ્ત્રીને તેડી સાથ,અહરનીશા હીંડે જેટલે, ક્ષીપ્રા ત્રઠ દીઠી તેટલે. માતાજી હરસીધ પરતાપ,આવ્યો અંધીપતી આપોઆપ; થયું નગર મધે તે જાણ, આવ્યા વિક્રમ વીર સુજાણ. પડો વજડાવ્યો છે પુર માંહે, પરધાન વજીર સહૂ સામા જાએ; હસ્તી દીઠા વિક્રમ તણા, અચરત પામ્યા લોકો ઘણા. લાવ્યો વિક્રમ એ કૈલાસ, સકે ઇંદ્રનો લુટ્યો વાસ; ઇંદ્રનો શકે ઉતારચો ગર્વ, સમરધ આણી એની સર્વ. શકે કુબેર તણો ભંડાર, અલખત દીઠી અપરમપાર; શકે માન સરોવર ગયો, શકે વરસાદ મોતીનો થયો. શકે ઈશ્વર ત્રુઠ્યા એહને, કીધો દેવાંશી દેહને; આંબળા પ્રમાણે મોતી મુલ, તેહ તણી ભરીછે ઝુલ. દીઠી પદમની ગુણવંતી ઘણી, એ સમરધ સુરનાયક તણી; એહ વીમાન વીમાસણ કરી, રઈયત જોવા તે તરવરી. પુષ્પ મોતીએ વધાવીયા, સભામાં રાજા આવીયા; કુમ કુમ ચંદન તે અરચ્યા પાય, તેડી બ્રાહ્મણ પુજ્યા પાય. સ્વપ્નામાંહ તમે જે વરી, તે આણી મેં હાજર કરી; ઓળખી તેમાંથી લીજીએ, હસ્તણી સહીત તેને દીજીએ. જેણીએ તમને સાહજ કરચો, તેને પરણીને પ-

રવરો; બ્રાહ્મણ જુવે ને કરે વીચાર, કન્યા તો દીઠી દસ બાર. અમુલક હમ્તણી અમુલક ધન, તે દેખીને ઠળકયું મન; ચીત્રામણ લખ્યો હોય જેમ, રહ્યો ઉભો વીમાસી તેમ. જેમ કળેવર નોહે પ્રાણ, જેમ બુડ્યાં હોય સાતે વાહાણ; જેમ વાંઝણીનો પુત્રજ મુઓ, જેમ વિજોગ વિનાનો હુવો. જેમ ધરે લુટાણું નેટ, પડ્યો ધરાસકો તેને પેટ; નવ બોલે મુખેથી તેહ, થરથર ધ્રુજે તેની દેહ. જાણે હવડાં જીવજ જશે, જાણે હવડાં ઘેલો થશે; જાણે હવડાં પડશે કુપ, એવું રૂષીનું દીઠુ રૂપ.

દોહરો.—વિક્રમ વાણી બોલીયો, સાંભળ વિપ્ર માહારાજ; આ તરૂણી તમ તણી, બળતાતા જે કાજ. રેહેવાનું નોહોતું અદઘડી, દહન કરતાતા દેહ; નેત્ર ઉઘાડીને જુવો, પરગટ તરૂણી તેહ. તોય વિપ્ર બોલે નહી, ન સુજે એક વિચાર; ગદગદ કંઠ તેના થયા, આંખે આંસુ ધાર. જાણે તન માહારૂં તજુ, દેખી ક્યમ ખમાય; નરપતને કહી નવ શક્યો, આકુળ બાકુળ થાય. નરપતે જાણ્યું નર મરે, તોતો હત્યા થાય; પુન્ય કરતાં પાતીક થશે, રૂદે વીચારયું રાય. મોહ ઉપન્યો છે મન વિશે, કે ગજ ઉપર હેત; કે અચરત છે એહને, એહ થયો અચેત. ચોપાઈ.— વિપ્રને કહે રાજા વાણ, જેને માને તેની આણ; તાહારી સંધ્યા નિશ્ફળ થાય, સુક્રિત સાત જનમનું જાય. તાહારા મનમાં હુંશજ હોય, કેહેતાં કેદ કરે નહી કોય; સાચુ કેહેતાં આણું રીસ, તો તાહારા સમ માહારે શીશ. કહે વિપ્ર સુણ વિક્રમ રાય, માહારા મનમાં ચીંતા થાય; સમ દીધા માટે હું કહુ, નીકર મનમાં જાણી રહુ. ગમે તો વચન હારજો, ગમે તો હવડાં મારજો; સાચુ કહુ તમ આગળ કથી, માહારૂં લુટવા કાંયે નથી. આપે જીવ છે તેતો જશે, સાચુ કેહેતાં માઠુ થશે; તમો મુજ ઉપર કોપશો, લાજ માહારી તો લોપશો. મેં દીઠી શમણામાં જેહ, આકારે ઓળખાવી તેહ; તમે ઓળખી મનમાં લહ્યું, તે દાહાડે મુજને નવ કહ્યું. મન માંહે રાખ્યો કાયદો, માસ તણો કીધો વાયદો; સાંભળતાં મોકલતા મુને, તો સત્યવાદી જાણત તુને. એમ એ નારી પરણત મને, સીદ સપાડુ કરત હું તને; જાગ્ય કરતાં હુંતો જાત, સર્વ તણો ભાગદારી થાત. તો તમને આશીશજ દેત, અસ્ત્રી સાથે લાહાવો લેત; મુજને રાખ્યો ઘેર છેતરી, કન્યા લાવ્યા કપેટે કરી. દુઃખ ભંજન એમ નવ થવાય, આપ વિચારો મનમાં રાય, પરદુઃખ ભંજન માહારૂં નામ, કીધુ રાજા તાહારૂં કામ. સકળ લોકના પુરણ તમો, તાહારા પરદુઃખ ભંજણ અમો; તને ન મળ્યો હોતે જામની, તો ક્યાંથી દેખત કામની. મેં તો કામ તમારૂં કરયું, અસ્ત્રીઓ ધન આણી ઘર ભરયું; રૂપ રંભાને કન્યા ધન, હાથણી ઉપર માહારૂં મન. હવડાં કરતા તે કરજો કાલ, સત્ય રાખે તો સઘળુ આલ; આ સર્વે છે માહારો માલ, ભુપત કહીએ તે મન ભાલ. એક પરણતે પરણુત બાર, અલખ્ખત પામત અપરમ પાર; બ્રાહ્મણ ના થાશો ભોગીયા, સાત અવતાર સુધી રોગીયા. ગરથ માહારાને કરશો ગરક, તો નરપત જઇ પડશો નરક; સઘળી સ્ત્રીને સઘળો ગરથ, એ સરવે તે માહારો અરથ. કષ્ટજ માહારૂં મહિપત કાપ, સત્ય પાળે તો સઘળુ આપ; રીસ કરો તો મનમાં સાંખ, આપ મને કે મારી નાંખ. દીધી પ્રતિજ્ઞા માટે કહુ, લક્ષણ લોકે સરવે લહ્યુ; પુછો આ લોકોને ન્યાય કોહોની એ સર્વે કન્યાય. એતો સાચુ બોલ્યા અમો, મન ગમતુ તે કરજો તમો; લોભીઆ થાઓ તો લેઈ જાઓ, નીકર આપી ઓશીંગલ થાઓ. દોહરો.—રાજા મન આનંદીઓ, સત્ય કહ્યું માહારાજ; તમ પ્રતાપ હું ત્યાંહાં ગયો, તો રહી માહારી લાજ. વગર વોળાવે હું ગયો, લીધુ તમારૂં નામ; એ રામા રીઝી સહુ, કરી આવ્યોછું કામ. તમ પ્રતાપ તમ પરાક્રમે, તમ કરમે તમ કાજ; તમ ચરણે તમ મંદીરે, માનુની એ માહારાજ. કૃષ્ણાર્પણ કામની કરી, હૈડે આણી હેત; અરથ ગરથ ને રતન રીધ, સ્ત્રીઓ સર્વે સમેત. અચરત પામ્યા અધીક જન, અલખત અપરમપાર; આપી તે ઉભો રહ્યો, ક્ષણુ ન લાગી વાર. ઉલટ હરખ આનંદ ભેર, દાન દલડાથી દીધ; નિત નિત એવાં કોટીધા, કામ પરમારથ કીધ. તતક્ષણુ તેડી તારૂણી, સુંપી વિપ્રને હાથ; બારે બોલી નવ શકી, એક બોલી રાજા સાથ. રીસ ન કરશો રાયજી, કહોતો કહુ એક વાત; આપણી સ્ત્રી આપવી, એતો મહા ઉતપાત.

દીઠુ નથી સાંભળ્યું નથી, કીધુ એકે કામ; મુજને સોંપો વિપ્રને, તેનું તે શું નામ. ભામની એકજ ભોગવી, થઇ તે નીરચે નાર; મોહોલે રાખી રાણીને, એક તે રમવા સાર. બાર ન પરણુ પ્રેમદા, દ્રષ્ટ ન જોયું ધીર; અભડાવ્યું અંગે નહી, માહારૂં શુદ્ધ શરીર. લક્ષ્મી ખરચે તેહની, મારે તેની તરવાર; આપે તેનું ધર્મ છે, ભોગવે તેની નાર. વિદ્યા ભણે તો તેહની, ભજે તેના ભગવાન; વરત કરેછે તેહનાં, દેછે તેનાં દાન. કાં સત્ય ચુકો સાધવી, કાં બોલ્યું અબોલ્યું કીધ; નારીઓ નીરખી જદા, તદા વિપ્રને દીધ. ભામની કહે રાજા ભલે, સુણી વાત મેહે સેલ; મનમાં જાણ્યું માણશુ, મહીપત કેરા મેહેલ. હીચોળા ખાટે હીંચશું. પોહોડ્યાં ચાવશુ પાન; રમશુ રમત જે સોગટાં, દેઇશુ રૂડાં દાન. પડી અમો પંડીત ઘરે, આખર ભુંડી ભીખ; વઇભવ શો એ વણજમાં, શાણાને શી શીખ. ભુંડુ કાંઇ નહી ભીખથી, માગ્યાથી રૂડુ મરણ; ભીખારી નામ ભલુ નહી, તુછ છેક તે તરણ. વિક્રમ કેહે વિનતા સુણો, દેહથી ટાળો દુઃખ; આશા પુરે ઇશ્વરી, શીવજી કરશે સુખ. મેહેલ જે મહીપત તણા, નવ ટુંકા નવ લાખ; શોભાવંત સુંદરી, સુરનાયકની સાખ. શામા હાથે સમરપીયા, પરવાળાની પાટ; અલખત ઇંદ્રાસન તણી, કનક હીંડોળા ખાટ.બાર બાર ગામ એક એકને,લખ્યાં ત્રાંબાને પત્ર; સમરપણ સખી સહીત, શીર શોભાવ્યું છત્ર. સુખ પમાડી સુંદરી, દુઃખ ટાળ્યું તે દેહ; પાળ્યાં લાડ પ્રજા તણાં, સદગુરૂએ કીધી સેવ. કેહે પુતળી ભોજ સુણ, કરેચાં એવાંપર કામ; તે નીરખ્યા અમો નેહશું, માનવંતી માહારૂં નામ. નીશા ચરચાએ નિકળ્યો, દીઠો દેવ તે દ્રષ્ટ; સ્વપ્ન હતું તે સાચુ કરચું, કોડે ટાળ્યું કષ્ટ. પવિત્ર કો નહી પુન્યથી, પાપીથી નહી પાપ; પુન્યવંત જે પ્રાણીયો, ઇશ્વર જાણે આપ. દાતા તેતો દેવલા, દાતા તેતો દેવ; દાતા સીખુ સેવતા, દાતા સકળજ સેવ. દાતાની કીરતી થઇ, દાતા રીઝે રામ; દુનીયાં જીવે દાતારથી, કેહે મોટા ભગવાન. ભોજે ભારથ સાંભળયું, વિક્રમ તણો વીલાસ; પુરાણ લક્ષણ તે પંડીતે, કવીતા કાળીદાસ. નીરમળ ગ્રંથ એ નીપન્યો, પટેલ તણો પરતાપ; સહીજ શીરોમણ ગામમાં, પૃથ્વી પ્રસાયત થાય. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વીરેશ્વરનો તન; સેવક શીવ શકિત તણો, નીરમળ રૂડુ મન. રાગ ન જાણું રાગણી, ભગવતનો નહી ભેદ; લઘુ દીર્ઘ લહુ નહી, વાંણી બ્યાકરણ વેદ. બ્રાહ્મણ ભાટ ચારણ સહુ, અન્ય કવિતા હોય; સેવક હું કવિતા તણો, ખોડમાં દેશો કોય. જે બુદ્ધ દીધી સારદા, સાંભળી જે વિક્ષાત; જેવું સંસ્કૃત સોધીયું, તેવી વાણી વાદ. જમણો કર જે ઉપરે, તેના ઉપર બોલ; જેવું પુન્ય કરૂ જશે, તેવું પરાક્રમ તોલ. વિક્રમ પરાક્રમ વખાણીયા, એક કેહેવાણો આપ; મુળ મહીમા એનો કહ્યો, પ્રૌઢા પુન્ય પ્રતાપ. શામળભટ કહે સાંભળો, દલથી કરજો દાન; આ લોકે જશ પામશો, પરલોકે હરી માન. ગાય શીખે ને સાંભળે, કરે પરમારથ પુન્ય; ઇશ્વર આશા પુરશે, નીમેખ ન રાખે ન્યુન. સાચાને સાચુ વસે, જુઠાને દલ જુઠ; ગરવાને ગુણનીધી વસે, અહંકારી મન ઉડ. સત્યવાદી મન સોહામણું, મોહોટાને મન મીત્ર; પાપી મન પાખંડ વસે, પુન્યવંતને મન પવિત્ર. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કરજોડ; શામળભટ સાચુ કહે, જેજે શ્રી રણછોડ, એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કેહે કવિ શામળદાસ.

ઇતી શ્રી શીંહલદ્વીપની વારતા ૪થી સમાપ્ત.

# વારતા ૫ મી પંચડંડની.

## હંસા નામની પાંચમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

**શ્રી** ગણેશાય નમઃ શ્રી સારદાએ નમઃ **દોહરો.**—શ્રી સરસ્વતીને હું નમુ, પ્રીતે પુજુ પાય; ક રૂણા દ્રષ્ટ જુઓ તમો, તો સકળ મનોરથ થાય. આદ્ય શક્ત તું ઇશ્વરી, આરાસુરપતી જેહ; ન વે ખંડ વ્યાપી રેહી, સ્થાવર જંગમ તેહ. જેને તુજ કીરપા હવી, થયું તેને કલ્યાણ; ન્યુનતા એકે રેહી નહી, જોતાં એહ પ્રમાણ. દસરથ નંદન નામ, નર્ક નીવારણ નામ; માહારાજ રાજ રાજેશ્વરે, રાજીવ લોચન રામ. ભોજ રાજ મન હરખીઓ, લાયક મુહુરત લીધ; શીંહાસન શુદ્ધ કરાવીયું, શો ભા વીધ વીધ કીધ. પંડીત પુરાણીક વેદીયા મળ્યા વિપ્ર સુજાણ; કીધી શોભા અવનવી, જાણે ઉ દયો ભાણ. શીંહાસન પર પગ ધરે ભુપતી ભોજ રાજાય; બોલી હંસા પુતળી, ભોજ ન ધરશો પાય. એ શીંહાસન ઇંદ્રનું, અતુલ તેજ માહા મુલ્ય એ ઉપર બેસો તમો, થાઓ વિક્રમ સમતુલ્ય પાળક ગૌબ્રાહ્મણ તણો, પરનાર સહોદર જેહ; એવો જે પેદા થશે, આસન બેસશે તેહ. એ આ- સન છે દેવનું, ઇંદ્રાસનનું સાર; આભુશણ એ સ્વર્ગનું, તેજ તણો અંબાર. કહે ભોજ સુણ પુત ળી. આસન એહ અમુલ્ય; વિક્રમ હાથ કયમ આવીયું, જે શ્વરગ સુખ સમતુલ્ય. પંચડંડ તેને જેડ્યા, તેણે તે શું થાય; તે કયમ જીતી લાવીયા, પોતે વિક્રમરાય. તે ડંડે પરાક્રમ કર્યું, પ્રતાપ ક રચો શી પેર; જીત્યા ડંડશા પરાક્રમે, હતા કોહીનેપેર. તે શુણવાઇછુ અમો, જેહ કર્યું પરકામ; તેવાં પ્રાક્રમ હું કરૂં, તો બેશુ એણે ઠામ. **ચોપાઈ.**—હંસા પુતળી બોલી વાંણ, સાંભળ રાજા ભોજ સુજાણ; ઉજેણીનું કરતો રાજ, અસત્ય અન્યાય તેને તાજ. તેણે પરાક્રમ કીધુ ઘણું, ચકવે રાજ તે પોતા તણું; ધરમવંત સહુ બધા લોક, નહી કોઇને વ્યાધા કે શોક. શીંહાસન સોનાનું પત્ર, મુસ્ત ક ધરે પંચડંડનું છત્ર; ઉતપત તે શીંહાસન તણી, વિશ્તારી કહુ શોભા ઘણી. કહુ વાત તેની વિ- સ્તરી, સુણ માહારાજા હેતે કરી; નગર ઉજેણી અતી અનુપ, રાજ કરે વિક્રમ નરે ભુપ. અતી પવિત્ર અષ્ટાદસ વરણ, ક્રમ કથા સુણે નીત કરણ; વિપ્ર સહુકો પ્રશ્નોતરી, વેદ પાઠીત તે અગનો તરી. ક્ષત્રી રણવટ કુદી પડે, ગૌબ્રાહ્મણની વાહારે ચડે; વૈશ કરે વેહેપારી હાટ, ધર્મ તણી ચલાવે વાટ. શીળવ્રત સહુ લોકજ અતી, પતીવૃતા ધર્મ પાળે સતી; એવો રાજા ચતુર સુજાણ. કોઈ કો ઇની નવ લોપે આણ. **દોહરો.**—એક સમે રાજા ચઢ્યો, દેઈ દદામે ઠોર; ધમકારે પૃથ્વી ગડગડે, વાજે વાજાં ઘોર. આગળ હાર હસ્તી તણી, મદઝરતા માતંગ; ધજા નેજા અતી શોભીતા, શીંદુર ઓપીત અંગ. અંબાડી અંકુશ ભલાં, અઇરાવત આકાર; બીજા ગજ તો અતી ઘણા, એવા શ- હસ્ત્રજ બાર. અરબી કચ્છી મુલતાની, ખુરાસાની કાસમીર; કુતલ કાળા કાબરા, સુરપુર રણ ધીર. ઉજવળ અબલખ ભુખરા, નીલા પીળા રંગ; જડીત્ર પલાંણ હીરે જડ્યા, અતી અતળીબળ અંગ અનેક રથને પાલખી, અનમી અતી અસવાર; ચઢ્યા વેડાગ વાંકડા, ઝુઝમ માહા ઝુઝાર. કઇ પાળા કઈ પાખરી, કઇ વાજાં ચેહેચાટ; કઇ નાટક ચેટક ભલાં, ભણતા ભુપત ભાટ. જશવંતાના જશ ભણે, પીંગળ પાઠ પુરાણ; ગુણ ભેદ ગણ બહુ ગણે, દે મન ગમતાં દાન. વિક્રમ વાડી સંચ ર્યો. રમવા કારણ આપ; શેષનાગ લાગ્યો સળકવા, દુશ્મન લાગ્યો તાપ. સામદ સાથે સંચરયા, તે ની શોભા દેહ; ચઢ્યા રાય દેઇ દુંદભી, જેમ અષાડો મેહ. જેમ ગાજે સીંહ વનમાં, જેમ પરાઠી પુર; વિક્રમ સંગ સેન્યા ચઠી, સામદ સઘળા સુર. જેવો ઘડ લંકાંપતી, જેવો અવનવો ઇંદ્ર; જેવો અરજુન હસ્તીનાપુર, તારામંડળ જેમ ચંદ્ર. પુન્ય તણો પરતાપ છે, ભલપણ કેરો ભાણ; એવે પ્ર- કારે નિસરયો, વિક્રમ વીર સુજાણ. આવ્યો વાડીએ. અતી સુખે, દીવસ ચડયો ઘડી ચાર; નરેત કરે નૌતમ ભલા, ઓપીત અપરમપાર. રંગ ઓછવ અદકો કરયો, સજ્જનને સનમાન; પુન્ય ક- રયાં બહુ પ્રીતશુ, દાંન પાત્રને દાન. તે શોભા સુખ નીરખતાં, દાતા હરખે મન; કરવી કલાઇ ખા

ઈ મરે, શોમૂ તો છંડે તન. દીવસ પોહોર રહયો પાછલો, પુર અસવારી પેર, કંચન મેહ વરસાવતે, જાવા માંડયું ઘેર. જાણ ઉજેણમાં થયું, આવ્યો રૂડો રાય; શોભા જોવા કારણે, ભુવન ભુવનથી જાય. કામ અધવચ્ચ કોનાં રહ્યાં, અધવચ્ચ મેહેલ્યાં અંન; વેહેપાર મુક્યો વેહેપારીએ, તરૂણીએ મેહેલ્યા તન. વણીક તોળતા ત્યાં રહ્યા, કરચા લાભ તે તાજ; બ્રાહ્મણ ભણતા ઉઠીઆ, નરપત જોવા કાજ. કોઈ મેહેલે કોઈ માળીએ. કોઇ ઘર કોઈ બાહાર; અટારીએ નારી ચઢે, નાહાનાં મોહોટાં નરે નાર. રાજાનું મુખ નીરખવા, ઉલટ અંગ અપાર; ઇશ્વરને વાહાલો ઘણો દાતાને જુઝાર. એમ વિચારી સંચરે, નાંહાંનાં મોહોટાં લાગ; મળી અસંખે મેદની, નહી પગ મેલણ માગ. કાંન પડયું સંભળાય નહી, વાજે ઘોર નીશાન; એ રીતે આવ્યો નગરમાં, વિક્રમ વીર સુજાણ. ગજ ઉપર વાહન કરચું, છત્ર ફરેછે શીશ; સનેહ સનેહ સહુ સંચરચા, પોહોર પાછલો દીસ. અંધવચ્ચ વચમાં આવીયા, ત્યાંહાં ઘાંચણનું બાર; ત્યાંહાં એક કઉતક નીપન્યું, કહુ સંક્ષેપે સાર. ચોપાઈ.— દેવદમની ઘાંચણનું નામ, તે અળ્ગી રહી તેણે ઠામ; મહીપત આવે મોહોલાં પાસ, તેણે ઘેર બોલાવી દાસ. જાઓ માળીએ વાળો છાર, કરો અજવાળુ ઘર ઘરબાર; કહે દાશી કાંઈ આણો લાજ, આવે છે મહીપત માહારાજ. હવડાં છાર તે ક્યમ વાળીએ, ઉડે રજ મોહોલે માળીએ;તો આપણે શીર ડંડજ થાય, ઘરબાર ખુંચી લે રાય. વચન સાંભળ્યું દાશી તણું, દમની મનમાં કોપી ઘણું; છાર વાળરે ભુંડી રંડ, મોહોટો રાય શું દેશે ડંડ. તને મારે તો દંડજ દેઉ, કહે તો સરવસ્ત ખુંચી લેઉ; કહેતો ઉરાડુ આકાશ, એટલુ જોર રાખુછું પાસ. તાહારો રાજા ક્યમ કહુ હું, માહારૂં વચન ક્યમ લોપે તું; જા ઉતાવળી વાળો છાર, રાજા જાય ને લાગે વાર. સુણી વાત વીમાસણ પડી, તતક્ષણ દાશી મેહેડે ચડી; ઉડાડી રજ દોહોદસ ઘણી, આવી અસ્વારી રાજા તણી. ઉડતી દીઠી અદકી ખેહ, રજ ભરાણી રાજાની દેહ; ઉડાડે રીસે બહુ છાર, અદકી છેહ થયો અંધકાર. ફટફટરે તું તો ગુમાર, શું ઉડાડે હવડાં છાર; અધીપતી આવે ઉદયો ભાણ, ક્યમ રંડા છાંટે અજાણ. તો વારી તેની નવ રહી, જેમ વારે તેમ બમણી થઈ; ત્યાં છુટયા દસ વીશેક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ. કોણે મુક્કી કોણે લાત, કોણે કુતકાં કેરી ઘાત; છુટી હાથથી નાઠી ત્યાંહ, આવી બેઠી દમની જ્યાંહ. તમારે કહે હું તો ગઈ, અદમુઈ મારંતાં થઈ; મારી લઠે ભાગ્યાં હાડ, તુજમાં બળ હોય તે દેખાડ. મુજને મારી મોહોકમપણું, તે પાણી ગયું તમ તણું; કોપી દમની સુણતાં વાત, લીધો ડંડ ઘરમાંથી હાથ. આગળ ત્યાંહાં હાથીની લાહાર, સામા આવી તેને હાર; કોપી વાત સુંણીને કરણ, મારગ રેખા કીધી તરણ. રસ્તા વચ્ચ રેખા ત્રણ કરી, ઘેર પોતાને પાછી ફરી; અકસ્માત ભીતો ત્રણ થઈ, અસ્વારી થંભી તે રહી. રોક્યો મારગ રૂંધી વાટ, જઈ ન શકે કો આગળ ઘાટ; સેન્ય સહુકો થંભી રહ્યું, જાણ રાય વિક્રમને થયું. કોઇક કામનીએ કીધો કોપ, મારગ વાટ થઇછે લોપ; રૂંધી વાટ જાવાની માપ, રાજા આવ્યો આપોઆપ. ખોદી ખોદાય ન પાડી પડે, અધીપતને મન અચરજ અડે; અનેક પેરે કીધા બહુ ભેદ, તોહે પાર ન પામ્યા ખેદ. અડાડ્યા હાથી તે સાથ, બેલદાર વળગાડ્યા હાથ; ટાંકે ટાંકી નવ ટંકાય, ખુંણો એક ઓછો નવ થાય. આવી પદમની ડંડજ હાથ, બોલી શ્રી વિક્રમની સાથ; બળ તણું નહી રાજા કામ, અભેદ ભીત છે એનું નામ; પંચડંડ ધરાવે જેહ, પાછી ભીત કરે જન તેહ.

દોહરો.—સુંઠ તણો એક ગાંઠીઓ, નથી ખાધો કો માય; નથી મુછ મુખ કો તણે, જે ભીતજ પાછી થાય. વચન સાંભળ્યું તે તણું, મનમાં થયો ઉચાટ; પાછો ફરીઓ રાયજી, બીજી લીધી વાટ. ઘેર આવ્યો માહા દુઃખમાં, નવ કીધુ ભોજન; પ્રાતુસકાળ સભા કરી, બેઠો તે રાજન. ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક; શત્રુને સુખ ઉપજ્યું, રાજાને મન શોક. રાએ તેડુ મોકલ્યું, તેડી દમની ઘેર; મેહેણું દીધુ પંચડંડનું, પ્રીત કહો તે પેર. પંચડંડ તે નામ શું, તે છે કોને દ્વાર; કેવું છે કારજ વડું, હું જાઉં તે ઠાર. તે મુજશુ બોલો તમો, સાચી જે સુભ વાણ; તેમાં ભેદ કરૂં અમો, તો ઈ-

ધરની આંણ. ચોપાઈ.—દમની કેહે સમ ન વદો તમો, હવડાં નવ કહીએ તે અમો; વગર સમજે કહુ જો વાણ, પૃથ્વીપત ખોશો કંઈ પ્રાણ. કન્યા માહારે ઘેર અનુપ, પ્રથમ તેને જીતો ભુપ; રમત સહુ કરો એકઠી, સેત્રંજ ગંજીફો સોગઠી. રમો તમો જે ઉપર કોડ, માહારી પુત્રી કેરી જોડ; એ જીત્યાનો જશ કાહાવશો, પંચદંડ જીતી લાવશો. નહી જીતો પુત્રીની પાસ, દંડ જીત્યાની મુકો આશ. દોહરો.—તેને જો તમો જીતશો, તો મુજને વિશ્વાસ; નહી તો કામ સરે નહી, મુકો તેની આશ. એવું કહી પાછી વળી, મંદીર તે તતકાળ; કુંવરીને તેડુ મોકલ્યું, રાજાએ સુખપાલ. શણગાર અંગે સોળે સજ્યા, મોતી પરોવ્યાં વાળ; પીતાંબર પટ પેહેરીઆં, ભલુ તીલક છે ભાલ, હામ કામ મ્રગલોચની, સીહલંકી સુજાણ; વીનતા સોળજ વરસની, ભ્રગુટી કામનું બાણ. દેવદમનીની દીકરી, નીરમળ દમની નામ; સશી વદની મ્રગ લોચની, રૂપતણું જે ધામ. શીખ લેઈ માતા તણી, ચાલી ચતુરસુજાણ; અહંકાર અતિ મન વિશે રાજા તૃણ સમાન. સુખપાલેથી ઉતરી, રાયે દીધાં માન; આદરભાવજ અતી ઘણો, મેહેલ્યાં ફોફળ પાન. શી શી રમત જાણો તમો, તે ઓચરીએ આજ; તમે કહો તે સાંભળુ, કરીએ રૂડાં કાજ. દમની કેહે તમને ગમે, રમત માંડો જે જોડ; હું કહુ તે પછે પરઠીએ, હાર જીતની હોડ. ચોપાઇ.—હરખ્યો રાજા મનમાં ઘાટ, માંડ્યો ત્રણ પાસાનો પાટ; રાજા કેહે જે તાહારે કોડ, તેની મુખથી બોલો હોડ. તેં કહી તે મારે મન ખરી, કોટી ઉપાય કરૂ નવ પરી. દોહરો.—દમની કહે હારૂ અમો, તો મુલ ખરીદી દાસ; પરણું તમને પ્રીતથી, રહુ તમારે પાસ. જો તમો હારો રાયજી, તો દેશ કરાવું તાજ; સેવક કરી રાખુ અમો, ભોગવું હું તમ રાજ. ચાર દીવસનો વાયદો, થોડે અદકી ઘાત; તેનો સુરજ સાખીઓ, ફરી બોલે જે વાત. ચોપાઇ.—રાજા બાંધ્યો કોલે કરી, રમત રાજ સભામાં ધરી; વાયુ વેગે વાતજ થઈ, બધા નગરમાં ચરચા થઈ. પરધાન પંડીત જોઇને રહ્યા. સુંણી વાત સહુ અચરત થયા; રમત રમે બે પોહોરજ હોય, નવ હારે નવ જીતે કોય. રાજાને નવ સુજે ઘાટ, અંતરમાં ઉપનો ઉચાટ; તે દીવસ રમત એમ રહી, દમની ઘેર પોતાને ગઈ. દેવાસન કીધુ રાજન, ભાવતાં કીધાં ભોજન; બીજે દીવસ થયો જેટલે, રમત જારી જારી તેટલે. કોઈ કોઇથી નવ પામે હાર, ઢાળે પાસા વારંવાર; બે પોહોર મધ્યાનજ થયા, રાજ મોહોલમા રાજા ગયા. ગઈ જુવતી પોતાને ઘેર, કરે કામ મનવાંછીત પેર; દુરાચાર બોલે સહુ લોક, રાજાને મન પ્રગટ્યો શોક. ત્રીજે દીવસ થયો પરભાત, નગર વિશે ચાલી વીખ્યાત; રાજ સભામાં નારી ગઈ, રમત હતી તે જારી થઈ. અનેક ઉપાય રાજાજી કરે, તેણે અરથ એકે નવ સરે; ખરા મધ્યાન થયા જ્યાહરે, રમત ઢાંકી મુકી તાહરે. દોહરો.—રાજાને દમની કહે, રહ્યો કાલનો દીસ; કાલે પેહેલા જીતશો, તો પાગ નમાવું શીશ. ચેતાવું હું ચતુરનર, સભા શુણતાં પરમાણ; વળતી કેશો કહ્યું નહી, પાળું પરઠણ વાણ. કાલ પેહેલા જીતો નહી, તો પાળુ માહારૂં વરત; શેવક કરૂ સહુ દેખતાં, રાજા તજાવું તરત. વિક્રમ કહે વનીતા સુણો, રેહેશે હુંશ તમ પાસ; તુજ સરખી લાખો કરી, તમથી અદકી દાસ. ચોપાઈ.—એવું કહી સ્વસ્થાનક ગઈ, રાજાને મન ચીતા થઈ; રખે રાંડ જીતીને જાય, તેનો કાંઇક કરૂં ઉપાય. નીચ ચરચા જોઉ બાધે ગામ, લોક વેહેવાર બોલે ને ઠામ; ગલી કુંચીને હાટે હાટ, ચોરે ચકલે વાટે વાટ. માનવી ટોળે મળીયાં બહુ, વાત કરે મુખેથી સહુ; જીતે કાલ ધાંચણની બાળ લેશે રાજાજીનો માલ. કોઈ કહે એ માઠુ થયું, રામ રાજ વિક્રમનું ગયું; કોઈ કહે એતો વીપરીત, નીચ સંગાથે જોડી પ્રીત. કોઈ કેહે રાજા ઘેલો થયો, હોડે બોલ કામનીને કહ્યો; કો કેહે થાશે બીજી વાત, એને માથે હરસીધ માત. કો કેહે એ વાચા ચુકશે, કામનીને કાહાડી મુકશે; કોઈ કહે માઠો કરશે મરમ, કહે મુકે નહી રાજા ધરમ. કો કહે હાથ દરપણ શું કરે, જે તે કાલ વાહાણામાં ઠરે; એવું સાંભળે વિક્રમ વીર, ઝીલે ભરે જ્યાં નિરમળ નીર. જુથ મળ્યાંતાં જુવતી તણાં, વરણવ થાય રાજાના ઘણાં; એક કહે એ રૂડુ થયું, માંન મોટપ રાજાનું ગયું. દાહાડી ઉઠી ચરચા જુવે, નર નારીના

પ્રાણજ ખુવે; કોઇએ છાની વાત ન થાય, ઘેર જઇને રૂકે રાય. કોઇએ હશી ન ગવાય ગીત, કોઇએ કોઇશુ ન થાયે પ્રીત; સખી સખીમાં સુખ કે દુખ, બોલી ન શકે કોઇએ મુખ. જાણે રાજા સુણશે કાન, એ સ્ત્રીએ ઉતારયું માન: ધાંચણ નીચશુ કીધો વાદ, ઉતરશે નરેપતનો નાદ. બહુ સુખે તે વાતો કરે, હસે તાળી દે પાણી ભરે; કોઈ માઠુ કોઈ રૂડુ કહે, લક્ષણવંતો મનમાં લહે. જ્યાં જ્યાં રાજા દ્રષ્ટે જોય, બીજી વાત કરે નહી કોય; લીધો ગામ બધાનો પાર. નવ સુજે એકે વીચાર. પડી પુર નિશા જ્યાહરે, મન વીચાર કરે ત્યાહરે: મોહોટા જન મન ભંગજ થાય,પ્રાણ તજે કે વીદેશ જાય. માટે પ્રાણ તજુ સરવથી, ઉપાય બીજો એકે તો નથી; કોઇને વાત જણાવી નહી, વાત આપ રૂદેમાં લહી. ભરી પુજન સામગ્રી સાથ, વઇતાળ વીર લીધોછે હાથ; જ્યાં છે હરસીધ મોહોટી માય, પાળો પંથ ગયો છે રાય. ચાચર દેખ્યા નગરજ તણી, આવ્યો મહીપતી માતા ભણી; ત્યાંહાં ધરણીપતે માંડ્યું ધ્યાન. ધુપ દીપને ફોફળ પાન. કુમ કુમ ચંદન અક્ષત ઘણા, પુજા બહુ વીધ નહી કંઈ મણા. પ્રથમ પોહોર એક નીશા ગઈ, પુજા પુરણ તાહારે થઇ; ખડગ પોતાની કોટે ધરયું, આવાહન ચંડીનું કરયું. પ્રસન થઇ છે મોહોટી માત, માં માં કહીને ઝાલ્યો હાથ; શા માટે તજે છે પ્રાણ, માગ માગરે વીર સુજાણ. માતા સરવે જાણો તમો, મુખથી શું કહુ આજજ અમો; અંતરમાં બેઠી છે રાજ, પાળો લાડ ને સારો કાજ. નીચ જાત ઘાંચણ છોકરી, મેહેણું દીધુ તે ડોકરી; પંચડંડ ધરાવે જેહ, રમે દુત દમનીશુ તેહ. તે સંગાથે પાડી હોડ, ઝીતાડો તો પોહોચે કોડ; દીગવજે તે સાથે કર, પંચડંડ શીર છત્રજ ધર. **દોહરો.**—તાહારે હરસીધ બોલીયાં, એની ઊતમ જાત; એમાં પરાક્રમ છે ઘણું, આગળ જોશો ખ્યાત. પરપંચ એ જીત્યા તણો, તે તમને કહુ આજ; તમે જાઓ ઇંદ્રાસને, ત્યાંહાં રેહેશે તમ લાજ. વૈતાળ સંગાથે પરવરો, માહારો તુજ શીર હાથ; ઇંદ્રાસન શોભા ઘણી, ત્યાં મળશે સઉ સાથ. કામ કરી ઘેર આવશો, પોહોચશે મનમા કોડ; એ જુવતીને જીતશો, હુંશ કરીને હોડ. છત્ર મળે પંચડંડનું, થાશે જુગમાં નામ; તુજને ઝીતી નવ શકે, એ નહીં સેહેલું કામ. પુન્યે ગ્રહ પીડે નહી, પુન્યે નાસે પાપ; ત્રીદસ વશ એક પુન્યને, ત્રૂઠે ઇશ્વર આપ. વચન શીશ ચડાવીયું. તેડયો વીર અનુપ; પવન પહેલો પરવરયો, વીરને વિક્રમ ભુપ. ત્યાંહાં ઓછવ છે અતી ઘણો. શોભા નઉતમ હોય, નાચ કરે દમની ત્યાંહાં, રાજા દ્રષ્ટે જોય. અચરત પામ્યો અતી ઘણું, જેશું પાડી હોડ; તે નૃત્યકરે તેતો અહી, ઉરવંશીની જોડ. દમની નહીં કોઈ દેવતા, નહી માનવીનું રૂપ; એ જીતે અચરત કશું. ભાગ્યો સંદેહ ભુપ. સભા સહુ ભરપુર છે, પછવાડે છે વીર; અદ્રશ રાજા ત્યાં રહયો, મનમાં આણી ધીર; રાય સુર રીઝ્યો ઘણું, દીઠી રમત અપાર; દમનીને ત્યાં આપીયો, એક અમુલક હાર. **ચોપાઇ.**—પાછળ હાથ દમનીએ કરયો, હાર વીર વૈતાળે હરયો; તે દમની નવ જાણે કોય, રહ્યા દેવ સહુ દ્રષ્ટે જોય. બીજી રમતે આપ્યાં પાન, પામી દમની મનશુ માન; પાછળપાન આપ્યાં તે ફરી, વઇતાળે લીધાં તે હરી. પછે કાનની લીધી ઝાલ, એવો વીર મોહોટો વૈતાળ; પછે પગનું લીધુ ઝેર, દમનીને નિંદ્રાની ઘેર. ઉગ્યો સુર ઉઠી સભાય, સહુકો પોતે સ્થાનક જાય; પરણ્યો સુરેનાયક બહુ પેર. વહાણે રાજા આવ્યો ઘેર. પુર મધ્યે પરીયાંણજ કરયું. સ્નાંન દાંન વ્રત પુન્ય આચરયું; આવી બેઠો રાજ સભાય. દમનીને ઘેર તેડુ જાય. **દોહરો.**—ક્યમ ઘેર સુખે સુઇ રહી, પ્રીત માને પાસ; રાજા તુજને જીતશે, મુશ ખરીદી દાસ. નોહે કામ નાઠા તણું, મોહોટાશુ પાડી હોડ; બોલ્યાં બોલ અહંકારનો, પોહોચાડો તે કોડ. **ચોપાઈ.**—બેઠી સુખપાલે તે નાર આવી રાજાને દરબાર; મહીપત મુખે નાંખ્યો હાથ, બોલ્યો વચન શામાને સાથ. ત્રણ દીવસ રમાડ્યા તમો, તેવાં પ્રાક્રમ જોઇએ અમો; છેલે દાહાડે જીતે હોડ, પોહોચે તેના મનના કોડ. ત્યારે દમની બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાંણ; મારાથી કંઇ હારી ગયા, તેતો મારા શેવક થયા. મુક્યો વાદ બેઠાં તે ડરી, રમત હતી તે જારી કરી; જોવા મળયું છે બધુ ગામ, અચરત બોલે ઠામો ઠામ બેમાં કોનું પાણી જાય, જોરાવ

રીની જીતજ થાય; ઘડી એક બે રમતજ થઈ, કામની સાથે વાણી કહી. સુપના કેરી કહુ એક વાત, દીઠુ શુભ વાતે સાક્ષાત; જોયો ઇંદ્રાસનનો તાય, નારી તું કરતીતી નાચ. રીઝ્યો નરપત તુજશુ. સાર, હેતે તુજને આપ્યો હાર; તે સાચી કે જુઠી વાંણ, સાચુ કેહે જે હોય પ્રમાણ. ત્યારે જુવતી ઝાંખી થઇ, જુઠી વાત રાજાએ કહી;આળ પંપાળ જુઠુ એ હોય,સુપનુ સાચુ હોય ન કોય. પ્રત્યક્ષત્યાં દેખાડયો હાર, દીઠો દમની નવ લાગી વાર; માંનભંગ થઈ જેટલે, ચુકી દાવ દેતાં તેટલે. મનમાં પેઠી અદકી ભીત, એક ભાગ રાજાની જીત; બીજી વાર બોલ્યા છે ભુપ, સાંભળ નારી વાત અનુપ. પાસે બેઠો તો ઇંદ્રત તણે, નરત્ય કરતીતી હેતે ઘણે; માનની તુજને દીધાં માન, તુજને ઇંદરે આપ્યાં પાન. દીઠાં પાન ઝાંખી થઈ ગઇ, બે બાકળ જોતામાં થઇ; બે ભાગે જીત્યો તે રાય, વીમાસણ વીનતાને થાય. ત્રીજી ઘડીએ વાણી ભણી, હું જોતોતો તેણી ઘડી; ઝાલ કાનની તાહારી પડી, તે માહારે હાથે તો ચડી. દમની કહે એ જુઠી પેર, ઝાલ ઉતારી મુકી ઘેર. રાજા કહે તું સાચી હોય, આપી ઝાલ પ્રગટ તું જોય; ત્યારે ઝાંખી થઈ તે નાર, ત્રીજી હાર થઇ તે ઠાર. **દોહરો.**—એ કયાંથી ઇંદ્રાસને, આવ્યો ખરાં એંધાંણ; પડી વીમાસણ માનની પરવશ પડીયો પ્રાંણ. કહે રાજા સુણ કામની, જુઠી જાતે ફેર; કહો નારી તે ક્યાં ગયું, તાહારા પગનું ઝેર. સ્ત્રી કહે મુકયું ઘેર વીએ, પડી એટલે ફાળ; મન થકી મહીપત વદે, તરૂણીશુ તતકાળ. મુકયું ઝેર તે આગળે, નીરમાલ થઈ તે નાર; પાણીથી થઇ પાતળી, ચુકી ગઈ તે ઠાર. પછે તે પાસા ઢાળતાં, થર થર ધ્રુજે હાથ; હારી હારી સહુ કહે, હસી પડયો સહુ સાથ. વાગી હાક હારયા તણી, જીત્યો વડહગ વીર; પ્રતાપ પુન્ય પોતા તણો, રાખે નારાયણ નીર. વીગ્યાં વાજાં જીતનાં, ગડગડીયાં નીશાન; હારી દમની હોડશુ, જીત્યો વીર સુજાણ. ગાંધરવ વીવાહ સહી કરયો, ક્ષણુ ન લાગી વાર; તે વીનતા વિક્રમ વરયો, પરાક્રમ અપરમપાર. સાસુને વિક્રમ કહે, જોડીને બે હાથ; વાત કહો પંચડંડની, જે બોલ્યાં મુજ સાથ. સુણો આપે સજ થઈ, ધીર વીર સજ થાવ; પ્રથમ કહુછું એટલું, કુંકણ દેશે જાવ. ધ્યાન ધરે ફરસરામજી, સોપારા ઘડ ગામ; તેમાં વિપ્ર એક વેદીઓ, શીવશરમાં એ નામ. રેહેજો વાસો ઘેર તે, જોજો એ એંધાણ; સ્ત્રી ઉમાદે તેહની, ચતુરા ચતુરે સુજાણ. ચરચા જોઇને આવજો, ગામ ઠામ ઘર એહ; જાગશો તો જીવશો, ઊંઘે ખોશો દેહ.

**ચોપાઈ.**—માહારાજા મન માન્યું સાચ,માન્યું સાચુ વીનતા વાત;વડા વજીરને સોંપ્યુ રાજ,ચાલ્યો કુકણ જોવા કાજ. વૈતાળ સાથે તેડયો વીર, ચાલ્યો મન ધરીને ધીર; અનેક દીવસ હીડંતા થયા, કોડ ધરી કુંકણમાં ગયા. દીઠુ નગર થયો થલ્હાદ, દીઠો શીવ સુંદર પરસાદ; હરખ્યો મહીપત પોતે મન, પ્રીતે કીધુછે પુજન. પામ્યો મોહોર પુજારો સાત, કર જોડીને પુછી વાત; શીવશરમાછે વિપ્રજ નામ, કોહોને ભાઈ વસે કુણ ઠામ. કહે પુજારો બ્રાહ્મણ ઘણા, શીવ શરમાની શી છે મણા; ઊંચા નીચા ને વામણા, કો ગોરા દેહ દામણા. કાંઈ તેનું એંધાણજ હોય, તે વીના પ્રીછે નહી કોય; શુભા એંધાણ રાખ્યુંછે સાર, ઉમાદે જેને ઘેર નાર. જાઓ ડાબી પોળ નિશાળ, બેઠો વિપ્ર ભણાવે બાળ; શીતળ છાયાને કારણે, વૃક્ષ આંબલીનું બારણે. તેનું વચન હઇડામાં ધરી, લઘુ લાઘવી વિદ્યા કરી; રાજવંશી રઠીઆાઊ રૂપ, શીવશરમા ઘેર આવ્યો ભુપ. ડંડવૃત કરૂણાએ કર્યા ચરણામૃત લેઈ મુખમાં ધર્યો; વિદ્યા ભણવા આવ્યા અમો, કીરપા કરી રાખોજી તમો. ગોરાંણી બાહેર નીસરી, જોઈ વિક્રમ દ્રષ્ટે ભરી; આનંદ અદકો મનમાં થયો, રીઝીને રાજા ત્યાંહાં રહ્યો. ઘેર વિદ્યારથી માહારે ઘણા, સુખે રહો અહીયાં શી મણા; માનુભવ મોહોટા જે સુખી, વિદ્યારથી થયો ત્યાંહાં સુખી. કરે ગોરાણી હીતજ ઘણાં, આપે સાકરીયા શેકયા ચણા; ઉદર તણો જેવા હોય તન, તેથી અદકુ રાખે મન. બાસઠ પેહેલા નાંહાના તન, ત્રેસઠમો વિક્રમ રાજન; રમે જમે ભણે મન મુહે, રાત દીવસ તે ચરચા જુએ. એક દીવસ ગઇછે મધરાત, સુતાં માંનવી જાતો જાત; સહુકોને છે ઘારણ ઘણું,જાગે રાજા વીક્રમ ઘણું. છઠી ઉમાદે પરયંડ,લીધો હાથમાં ઉડણ ડંડ;નીકળી બાહાર રાખી મન

ધીર, તેતો દીઠું વિક્રમ વીર. માઝમ રાત ને જાતે નાર, ક્યમ નીકળી એકલી બાહાર; અરૂપર જોયું અદબડી, વૃક્ષ આંબલી ટોચે ચઢી. આંબલી થડ પોસી ગફાય, અદ્રષ્ટ થઈ ત્યાં બેઠો રાય; ચઢી ઝાડ ઉભાદે નાર, કીધા ડંડના ત્રણ પ્રહાર. ઉડ ઉડ કહ્યું મુખથી વળી, ગયું વૃક્ષ બાધુ ઉચળી; ઉપર ઉમાદે હેઠો રાય, સો જોજન સુધી તે જાય. ત્યાંહાં એક પ્રાઢુ છે મશાણ, સઘળું ભુતાવળનું રાણ; ભુત પ્રેત અગ્નિ દવ બળે, સીધ લક્ષ ચોરાશી મળે. બાવન વીર ચોસઠ જોગણી, બારે ભોગ તણી ભોગણી; ચોસઠ બેઠી ચામુડ જ્યાંહ, દેવ.દુંદભી વાજે ત્યાંહ. તે ઠેકાણે શોભા હોય, વરણવ કરી શકે નહી કોય; જુહાર જુહાર ઉમાદે કહે, જોગણી સહુ સાંભળવા રહે. જુઠી જુઠી સહુકો કરે, ઉમાદે હેઠી ઉતરે; તું સાચી ન પડી એક દીસ, આવે દુખવા દાહાડી શીશ. દોહરો.—ઉમાદે કહે જોગણી, સાચી છું હું આજ; ચોસઠમાં આવી ભળુ, તો થાય આપણું કાજ. બાસઠ ઘેર પેહેલા હતા, ત્રેસઠમો મુજ કંથ; ચોસઠમો આવી મળ્યો, આનંદ ઉપન્યો ચંત. બત્રીસ લક્ષણા મલા નહી, તો શી કરીએ પેર; ભોગ આ વા ભવાનીને, થયા ચોસઠ મુજ ઘેર. તમો કહો તેમ હું કરૂ, ટાળે આપણો રોગ; મને કરો તમો જોગણી, ભરૂ ભરપુરણ જોગ. ચોપાઈ.—હરખ્યાં જોગણી પ્રીતે પાસ. ઉમાદે તુજને સાબાશ; અમો કહ્યું તે મનમાં ધરો, ચૌદશ દીન નૈવેદ્ય કરો. વડાં બાકળા લાડુ ખીર, કરો પાક મન આણી ધીર; ચોસઠને સ્નાન કરાવજો, હાર કરણના ધરાવજો. શીંદુર તીલક કરજો ભાલ, પાસે પાસે બેસાડી બાળ; ભાણા માંહે ભરજો ખંડ, હાથથી હેઠો મુકજો ડંડ. તે પાછળ પરદક્ષણા કરો, ઉદો ઉદો મુખ ઓચરો; ઉદક અંજલી ભરવી હાથ, લેજો ભોગ ભવાની માત. અમો હુંકારો અમો દેઇશું, એકેકો વેહેંચી લેઇશું; આવ્યાં અમો પાછા નહી ફરૂ, નહી તો તુજને ભક્ષજ કરૂ. એવી તેણે કીધી શીખ, વીદાય થઈ મન આંણી બીક; મારયા દંડ તેણે પ્રતક્ષ, ચઢી આંબલી કેરે વૃક્ષ. એક ઘડીમાં આવી ઘેર, નરપત નીરખે સઘળી પેર, ઉતરી હેઠી ઘરમાં ગઈ, રાજાને મન ચીંતા થઈ. દેખાડી સાસુએ વાટ, મોકલ્યો ઘડવા માહારો ઘાટ; વેઠું દુઃખ માહારી દેહને, ઉગારૂ ત્રેસઠ એહને. પરાક્રમ એમાંછે પરચંડ, કરામત સઘળી તે ડંડ; આવે હાથ તો જીતી લેઉ, નહી તો પ્રાણ આ શ્થાનક દેઉ. કરયો વિચાર પોતાને મન, પ્રાતુસકાળે ઉગ્યો દન; શીશ સરવ સુતા જાગીયા, ગુરૂજીને પાયે લાગીયા. સરવે નાહાવણ કરવા ગયા, વિપ્ર કર્મ કરી સુખીયા થયા; નરપત કહે જોડીને હાથ, ગુરૂ સંગ બેઠા સહુ સાથ. એક પ્રશ્ન જુઓ દુખી જન, આપણે માથે કાંઈ વીઘન; જુઓ ગ્નાન વિચારી કરી, સપનામાં ભેડ્યા મન ધરી, તાહારે સહુએ બોલ્યા બાળ, સુપનુ એ તો આળ પંપાળ; આજ કાલનો તું આવીયો, ડાહ્યો થઈ ડીંગજ લાવીયો. દોહરો.—ત્યારે ગુરૂજી બોલીયા, તમો ન સમજો કોય; હા ભાઈ કહે તું મુજને, સુપન તુજને હોય. આજથી ચોથે દાહાડલે, છે ચઉદસનો દન; ઉમાદે નૈવેદ વેહેંચશે, કરશે ચંડી પુજન. બેસારી ખંડ પુરશે, કંઠ આરોપશે માળ; ભોગ આપશે ભવાનીને, ચોસઠનો ખુટ્યો કાળ. બત્રીસ લક્ષણા સરવ છે, તેણે માન્યું સત્ય; ગુરૂ સમેત કળે સઉ, કહે તે કરીએ ગત. બીહીને નાશી નવ જશો, નહી દેવા દેઉ નામ; કહુ તે મારગ ચાલજો, થશે તમારૂં કામ. ડંડ લઈ નાસુ અમો, કેડે આવજો તરત; પાછું જોવા જે રહે, તેતો પામે મરત. ધીરજ રાખી સહુકો રહ્યા, થાશે શુભ કલ્યાણ; દેખો તો સાચુ માનજો, નહી તો કેહેજો અજાણ. કો કહે જુઠુ બોલીઆ, કો કેહે સાચુ પાસ; સાચુ માન્યું ગુરૂજીએ, કીધો દઢ વિસ્વાસ. પ્રતિજ્ઞા કરી આવીયા, કોઇનું નહેઠું મન; ત્રણ દીન એમ વહી ગયા, આવ્યો તેરશનો દન, ત્યારે ઉમાદે ઉચરી, સાંભળ મારા શ્યામ; માહારે બાધા નૈવેદની, કહો તો કરૂ શીર નામ. ચોપાઈ.—વારૂ કહીને દીધી આશ, સહુને આવ્યો દઢ વિશ્વાસ; દાળ પલાળી અડદજ તણી, સામગ્રી બહુ કીધી ઘણી. નોતરયા સરવ વિપ્રના તન, વાહાણામાં ચઉદશનો દન; રસોઈ સરવે કીધી સાર, તેડી વિપ્ર તણો કુમાર. તમો બેસજો સ-

રવજ સાથ. સંકલ્પ કરવો માહારે હાય; ચોસઠ જોગણી સંતોષ્યવી. પુરણ પ્રીતે તે પોષ્યવી. સમજાવ્યા પોતે રાજન, કોઈ બીક ધરશો માં મન; નાહ્યા સરવ તે ક્ષ્યારથી, પરવશ છે તે વિદ્યારથી. ગુરૂ પત્નીનું વચનજ જાય, વિદ્યા ભણી તે મિથ્યા થાય; કુમે કુમે ચંદન સુંદર સાર, ઘાલ્યા કંઠ કુશમના હાર. ભાણામાં પીરશ્યાં ભોજન, સ્વામી સહીત બેઠા છે જન; પંચામૃત લાડુને ઘૃત, પ્રાસી પાક સામગ્રી તરત. કાહાડી કુંકુ વચે આણીયા. બત્રીસ લક્ષણ જુગતે જાણીયા; ઉમાદે વચમાં આવીયાં, ઉડણ ડંડ કરમાં લાવીયાં. મંત્ર હ્રોં તે મુખમાં લીધ, જોગણીનું આવાહન કીધ; મેહેલ્યો ડંડ ને નીચી થઈ, પ્રદક્ષણા કરવાને ગઈ. ઉઠો ભવાની લેજો ભોગ, મન વાંછીત ટાળો મુજ રોગ. દોહરો.—એટલે રાજા ઉઠીઓ, મારી હાંક પરચંડ; નાઠો ચેતાવી સરવને, લીધો ઉડણ ડંડ. ગુરૂ સહીત તે દોડીયા, પાછું ન જુવે કોય; એટલે આવી જોગણી, કારમુ કઉતક હોય. ખાઉ ખાઉ કરતી ઉતરી, નર ન દીઠા તે ઠાર; વેંહેંચી ભાગ ચોસઠ કરેચા, ભક્ષ કરી તે નાર. હાહાકાર સઘળે થયો, કોપ્યા ત્યાંના લોક; ચોસઠ ખાધા ભવાનીએ, સન્જ્યમ પામ્યા શોક. નાઠા ચોસટ એક લા, કરચો મન વિચાર; વાહાણું વાતે નિસરચા, ત્યાંહાંથી જોજન બાર. ચોપાઇ.—થાક્યા ઘણી લાગીછે ભુખ, સહુ કષ્ટી વેઠે માહા દુઃખ; નગર સીમાડે આંબો એક, રાજા બોલ્યો કરી વિવેક. સહુ બેસો ઠરીને આ ઠામ, હું જઇને ઈ આવું ગામ; રહ્યા ત્રેસઠ ઠરી તે ઠામ. રાજા ચાલ્યો જોવા ગામ. વળ્યો નગર ભણી તે વાટ, નહી માનવી ઉઘાડાં હાટ; ભરેચા માલ ખજાના દ્રવ્ય,. મનુશ વીના સુનાંછે સરવ. હાટ ઉઘાડાં દોસી તણાં; ભરચાં વસ્ત્ર અમુલક ઘણાં; પારેખ સુખડી આ સોનારે, દુકાન હાટ છે અપરમપાર. ખોળ કરી પરાંને કોટ; નહી પશુ પંખી માનવી ઓટ; અચરત પામ્યો અદકુ રાય, જોતો આવો જાય. રાય ધીર મનથી નવ ડરે. કાયક નિશ્ચે બીહીને મરે; જોયું નગર ને લીધો પાર, એટલે આવ્યો રાય દરબાર. પેઠો મોહોલા ઉપર અડયો,, ઊંચી અટારી ઉપર ચઢ્યો; પાથરી છે સેજ્યા એક ત્યાંહ, બેઠી બીલાડી એક તે માંહે. જોઈ રહયો છે તેને ભુપ, નહી બીલાડી કારણ રૂપ; સુના મંદીરમાં બેશી રહ્યાં, નગર તણાં માણસ ક્યાંહાં ગયાં. હું ઉજણપત વિક્રમ રાય, આવ્યો તાહારા મોહોલજ માંહ; બોલો મન કાંઇ હોયે દુઃખ, ઇશ્વર તાહારી ભાગે ભુખ. બીલાડીએ સાનજ કરી, કાજળ કુંપલી આગળ ધરી; અંજન કીધુ છે જેટલે, નવ જોબના થઈ તેટલે. રાજા કહે તાહારૂં શું નામ, ઊજડ થયું કયમ તાહારૂં ગામ; ત્યારે અસ્ત્રી બોલી વાત, ચંદ્રશીખર તે માહારો તાત, દઇતે મારેચાં માણસ ઘણાં, નગર ઉજડ છે અમ તણાં; લોક સહુ તે દુઃખીયા થયા, કોઈ ખાધા કોઈ નાહાશી ગયા. મને એકલી ઝાલી બાંહ. રાખીછે કાળા ગ્રહ માંહ; અંજન કરી બલાડી કરે, ચારા અરથે વનમાં ફરે. આવેછે રાતે આહાર, બીજે અંજથી કરે નાર; મુજ પર રાખેછે બહુ મન, જેવી પેટની હોયે તન. હવડાં આવશે કરતાં વાત, જોતામાં કરશે તુજ ઘાત; તાહારો ડરાવ્યો તે નહીં ડરે. કોઇનો મારયો તે નહી મરે. એવું બળ છે માહા પરચંડ, અજીત એની પાસે ડંડ; તે ડંડ જારેવાગે શીશ. એ પાપી મરશે તે દીસ. તે ડંડની નીત્ય પુજા કરે; તે પાછળ પ્રદક્ષણા ફરે. હેઠો મુકે એટલી વાર, તેનો છે એને આધાર લીધી વાત એના મન તણી, વળતી બોલ્યો ઊજણ ધણી; છાનો રાખ મને તું પેર, હું કરૂં પાપીની પેર; સ્ત્રીએ જોઈ તેની સુજ, ઠામ એક દેખાડી ગુજ. દોહરો—અંજન આંજ્યું એહને, કરી બીલાડી તાંહ; રાજા જઈ છાનો રહયો, તેના મંદીર માંહ. એટલે પાપી આવીયો, સેજ હુતી જ્યાંહાં ઠાર; અંજન આંજ્યું તેહને, તતક્ષણ થઈ તે નાર. સ્નાન કરમ તેણે કરયું, પછે કરયુ સમરણ; ડંડ હતો જે હાથમાં, તેને મેહેલ્યો ધરણ. પરદક્ષણા પોતે કરી, નમીને લાગ્યો પાય; નીરખીને પછે નીસરયો, માહા બળીયો તે રાય. ચેત 'ચેત રાજા કહે, ચઢાવી બહુ રીસ; ડંડ હતો તે ઝાપટયો, તે પાપીને શીશ. ચોપાઈ.—તરફડી પડયો તે તરત, પામ્યો એક પલકમાં મરત; વાયુ વેગે વાતજ થઈ, ખબર દોહોદશાએ ગઈ, તરત લોક આવી તે વસ્યા, સુખ પામ્યા સહુ હેતે હસ્યા; સ્ત્રી

ને ઘેર આવ્યાં મા બાપ, ટાળ્યા સર્વે લોકોના તાપ. ન રેહ્યું દુઃખ કોને મન કશુ. તરત આવીને ગામજ વસ્યું; ત્રેસઠ જે પોતાના જન, મનવાંછીત આપ્યું ભોજન. રાએ જાણ્યા વિક્રમ રાજ, મન વાંછીત થયું તે કાજ; મુજને ઓશીંગણ કીજીએ, એ કન્યા રાજા લીજીએ. તે કન્યાને પ્રીતે વરી. કુકણમાં તે આવ્યા ફરી; પ્રકાશ થયું પોતાનું નામ, મળવા આવ્યું બાધુ ગામ. કુકણ રાએ મ્રુનોહર કરી, પરણાવી પોતે દીકરી, પ્રોહીતને ઘેર કન્યા એક. ગુરૂને પરણાવી વિવેક, વિદ્યારથીને ઘેર મોકલ્યા, આપ દેશ આવ્યા એકલા; ત્રેસઠનાં ત્યાંહાં ટાળ્યાં દુઃખ, ભાગી જનમ જનમની ભુખ. બે ડંડ બે કન્યા રૂપ, લઈ આવ્યો ઉજેણી ભુપ; ચતુરા લાવ્યા ચતુર સુજાણ, હરખે ગડગડીયાં નિશાન. મેહેલે ઉતારયાં તે નર નાર, સુંદર શોભા તેણે ઠાર. દોહરો.—દમનીને ચરણે નમ્યો, પોતે વિક્રમ રાય; ડંડ જીત્યા દેખાડીયા, મેહેલ્યા જઈને પાય. ધન અજીત ધરણીપતી, ત્રંબાવટીએ જાઓ;જોજો ચરચા મોહોલની, મહીસાગરમાં નાહો.કરે રાજ ત્રંબાવટી, ત્રંબક તેનું નામ;ત્રંબકસેન્ય તો બહુ થયા,પણ તેનું છે નામ. વચન લેઈ તે સંચરયો,સાસુએ દીધી શીખ; સાથે વીર વઇતાળ છે, મન નવ આંણી બીક. પોહોત્યો ઘડ ત્રંબાવટી, નીશા સમે તે ભુપ; અદ્રષ્ટ વિદ્યાએ કરી, દીઠું નગર અનુપ. મહીસાગરે નાહ્યા જઈ, જોયા ઘાટે ઘાટ; નગર નીરખ્યું નેહશુ, ગયા રાજની વાટ, જોયાં ઘર પુર મેડીઓ, જોયા મેહેલ અવાસ; ચઢયો ઊંચો અટારીએ, સ્ત્રી દીઠી તે પાસ. ત્રીયા તેર વરસ તણી, લક્ષણ ગુણ શુભ રૂપ; તે ઠામે ઠરીને રહયો, પોતે વિક્રમ ભુપ. ચરચા જુએ તેહની, નીશા ગઈ છે પોહોર; સાંઢ ઉપર વાહન કરી, આવ્યો દુત તે ઠોર. મેહેલી ઊંટને બારણે, આવ્યો ઘરમાં એહ; વાટ જોતીતી માનની, જમબપૈએ મેહ. તાહારી સાથે આવીયે, બેસો બાહારજ ઠામ; ગરથ બાંધુ કાંઈ ગાંઠડી, બીજાનું શું કામ. તેને બેસારયો બારણે રહયો ઘડી તે ઠામ; એટલે પોપટ આવીઓ, દામોદર તેનું નામ. કાગળ કોટે બાંધીઓ, આવ્યો સ્ત્રીની પાસ; પ્રણામ કરયો તે પોપટે, સ્ત્રીએ દીધી આશ. રાજા વિક્રમ તે જુવે. પ્રાક્રમ તેનાં પ્રૌઢ; પોપટ દીઠો પોતા તણો, થઈ રહયો દીગમુઢ. કાગળ ઉકેલ્યો કામની, તે વાંચીને જોય; પાછળ રાજા ઉભો રહયો, તે નવ જાણે કોય.સ્વસ્તશ્રી ત્રંબાવટી, રતનમંજરી નામ; લખીતંગ ઘાંચણ દમની, વાસ ઉજેણી ગામ. સમાચાર એક પ્રીછજો, પાડી વિક્રમશુ હોડ; મુજને જીતી તે વરયો, લાગી મુજને ખોડ. હુંશ ન પોહોતી આપણી, જે ધારીતી પેર; કાળાગ્રહે પડી કામની, વિક્રમસેનને પેર. ભલુ મુરખ દળીદ્ર દુઃખ, ભલી વેઠવી ભુંખ; તેથી અદકુ રાય ઘેર, સ્ત્રી માણસને દુઃખ. વાત કોઇશું થાય નહી, બાહેર નવ જવાય; રૂડુ ભુંડુ જણાય નહી, રેહેવું કાળા ગ્રહ માંય. વચને બાંધી હું રહી, જોડીને બે હાથ; આપણ રહીએ એકઠાં, વાત કરૂ તમ સાથ. તમ ભણી રાજા મોકલ્યો, આવ્યો છે તુજ પાસ; તેને તો વરજો તમો, પોહોચે મનની આશ. લખનાર નાર. પોતા તણી, અચરત મોહોટું એહ; પોપટ ઘરે પોતા તણો, મહીપત મન સંદેહ. ચોપાઈ.—રતનમંજરી વાંચે પત્ર, વિક્રમે વાંચ્યો તે તત્ર તેનો ઉત્તર લખ્યો ઓટ, બાંધ્યો તે પોપટની કોટ. ત્યાંહાં જઇને તો કેહેજો નાય, રતનમંજરી વરે કોઈ રાય; શુણી શુક ચાલ્યો જેટલે, કાગળ ફાડી નાંખ્યો તેટલે, ઘેલી રાંડ ઘાંચણ દીકરી, તાહારૂ પાપ તું એને વરી; માહારૂ રતનમંજરી નામ, નવ રાખુ વિક્રમ ગુલામ. એવા કંઈ આવે કંઈ જાય, વિક્રમ તો તુજને ગંધાય; હશી પડી તે સઈયર સાથ, જો આવે વિક્રમ મુજ હાથ. મહીપત બાંધુ માહારે પેર, કોઈ ન જાણે તેવી પેર; દાશીને હેઠી મોકલી, ઉપર રહી રાણી એકલી. આવ્યોતો જે પેલો દુત, તેડયો ઘરમાં ભંગડ ભુત, કોહો તમે ક્યાંથી આવીયા; સમાચાર શા શા લાવીયા; તમને નરપત તેડે આજ, સરચાં સરવ આપણનાં કાજ. લીધા ઘરમાંથી શણગાર, બીજો માલ તે અપરમપાર; રન પેટી લીધો અભિડંડ, આપ્યાં દુતને તે પરચંડ. જાઓ મુકો ઊંટ ઉપર જઈ, પછે આપણું બે જઇએ વહી; સાંઢજ ઉપર તેતો ધરયું, પછે વિક્રમે મન આચરયું. ડંડ પ્રતાપે નાહાશી જશે, હાથ ન રહી તો શીગત થશે; ડંડ પેટી ઊંટપર મુકીઓ, મુરખ મન તે

તો મુકીઓ. વેતાળ ગયો તે વસ્તજ હરી, બેઠો રાય ધીરજ મન ધરી; ચેતવ્યા વીન તો નવ મારીએ, ક્ષત્રી ધરમ તે કયમ હારીએ. રાત સમેતુ કયમ કરે જોર, દુત જાર કે સ્ત્રીનો ચોર; ત્યારે દુતને ચ ઢી છે રીસ, ગાળો દીધી ત્યાં દસ વીસ. મારયું ખડગ લીધા છે પ્રાણ, પડયો વાટમાં તેહ અજા ણ; પછે દુતનું લીધુ રૂપ, સ્ત્રી પાસે આવ્યો ભુપ જો ગમે તો આવો તમો, ચાલો ખોટી થાઉછુ અમો; ઉઠી નાર તે આગળ થઈ, ઊંટ ઉપર બેઠી તે જઈ. બીક ના આંણી કોની ચંત, બેઠી સાંઢ ને લીધો પંથ; પુરવ દશા હાક્યો જેટલે, સ્ત્રી વાત બોલી તેટલે, આપણે જાવું પશ્ચમ દેશ, કયમ કરો પુરવ પરવેશ; માહારે શુ પશ્ચમનું કામ, તેડી જાઉછું માહારે ગામ. વાંકુ વચન તે સાથે કરયું, રૂપ પોતાનું પ્રગટજ કરયું. ડંડ અને પેટીતો ગઈ, તે નારી તો નર વશ થઈ; પેટી ડંડનું ભાગ્યું જોર, થઈ ગઈ નારી તો ચોર. શું નામ તાહારૂં કયાંહાં રેહો, કયાં લેઈ જાઓ તે કહો; માહારૂં તો જુવારી નામ, વસવું માહારે માળવ ગામ; કરૂં કામ અણચીંતવ્યાં ઘોર, સ્ત્રી માણસનો હું ચોર.

દોહરો.—નિશ્વાસ મુકયો નારીએ, દૈવ ન પોહોતી આશ; મનનો માન્યો મુકીઓ, પડ્યાં જુવારી પાસ. જુવારી સાથે વાંકડાં, મરકટને જેમ હાર; ઘેલી માથે બેડલું, પોહોચે કેટલા કાળ. ભંગી વ્યસની આળસુ, લંપટ જુવારી આપ; એવો કંથ જે કામની, તેનાં પુરણ પાપ. નમેરો નીંદ્રાળુવો, દીન દયાહીન રોગ; એવો કંથ જે કામની, તે કામનીના ભોગ કાગળ પોપટ લાવીયો, માહારી સ- ધરનો મરમ; તે વિક્રમને નવ વરી, તો આ લાગ્યું કરમ. પરદુઃખભંજણ સુખ કરણ, અજીત અભેદી આપ; એવો પુરૂષ મેં પરભવ્યો, તે ભોગવું આ પાપ. નવખંડ જેની નામના, પવિત્ર જેનો દેહ; તેવો પુરૂષ મેં પરભવ્યો, તેનું ફળ આ તેહ. સુરજ દેવ સાક્ષી તમો, નીરમળ તાહારૂં નામ; મેળો કરજો મહીપતી, કરો કામનીનું કામ. અબળા આપ દેઉછુ તને, અબળા અસ્ત્રી જાત; કયમ લાવ્યો મને છેતરી, કીધી મોટી ઘાત. ચોપાઈ.—તાહારે તે બોલ્યો રાજન, તાહારૂં કોના ઉપર મન; ત્યાંહાં પોહોચાડી મુકુ તને, શાને રીસ કરેછે મને. તાહારા મનમાં જે હોય આપ, સત્ય ન કહે તો તુજને પાપ. દોહરો—ત્યારે નારી બોલીયાં, વિક્રમ ઉજેણ ભુપ; સકળ કળા ગુણ જાણ છે; શીળવંતછે સ્વરૂપ. રાજેશ્વર રાજા ગુણી, હરસીધ તેજ હજુર; તેને મળવા મન ઘણું, જે નારાયણ નુર. વચન પાળે તાહરૂ, તો મેળવ વિક્રમ રાય; તો સરે અરથ હમારડો, હઇડું શીતળ થાય. ત્યારે જુહારી બોલીઆ, કંઈ વિક્રમ એંધાણ; તેને તું કયમ ઓળખે, સાચુ બોલ સુજાણ. પગે પદ્મછે તેહને, ઢીંચણ સુધી હાથ; જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીપત નાથ. કમળ પત્રશાં નેત્રછે, તરૂણવત છે તેજ; ચંદ્ર વદન ચંચળ બુદ્ધિ, નારાયણશુ નેહ. છોડ્યો મણી ગાંઠે થકી, આપ્યો સ્ત્રીને હાથ; જાણે દીનકર ઉગીયો, દીઠો તે નરનાથ. પાગે લાગી પદમની, કેહો તમારૂં નામ; વીસ વસા વિક્રમ તમો, તેજ પુંજ માહા કામ. ચોપાઈ.—સાબાશ શામા ડાહ્યાં તમો, તમે કહ્યા તે વિક્રમ અમો; નગર ચરચા જોવા આવીયો, પોપટ કાગળ ત્યાંહાં લાવીયો. તે ઉપરથી મેં વાંચી ઓ, પેટી ડંડ મેંતો સાંચીઓ; દુત હતો તે મેં મારીઓ, ચેતાવ્યો જુવે હારીઓ. તમને બેસારી સાંઢ કરી, લાવ્યો પંથે તમને હરી; માહારા સમ તમને હોય મન, ત્યાંહાં પોહોચાડુ આણે દન. વચન સાંભળ્યું વિક્રમ તણું, હરખી નારી મનમાં ઘણું; ગાંધરવ વીવા હેતે કરી, રતનમંજરી વિક્રમ વરી. ચાલ્યાં આવેછે તે વાટ, મટ્યા મન તણા ઉચાટ; એ વાત અહીંયાંથી રેહી. પેલા પોપટની શી ગત થઈ. દોહરો.—કાગળ રતનમંજરી તણો, લેઇને ચાલ્યો પંથ; તેણે વિચારયું આવતાં, થઈ વીમાસણ ચંત. દીઠુ દમળપુર વાટમાં, જુગતે જોતો જાઉ; મળે જો માહારો બંધવો, સેહેજે સુ- ખીઓ થાઉ. મળવાને પરદેશડે, બંધવ કેરે કાજ; તે રેહેછે આ ગામમાં, ભાગુ માહારી દાજ. એમ કહી વળીયો ગામમાં, મળવા મીત્રજ પેર; બાંધ્યો રેહે તે પાંજરે, નીલી ગુણકાને ઘેર. બાંધ્યું પાં- જરૂ બારણે, ગંગારામ છે નામ; એટલે દામોદર આવીયો, બંધવ કેરે ઠામ. દ્રષ્ટે દ્રષ્ટ મળ્યા બેહ

પોહોત્યા મનના કોડ; ગુજ કરવા માંડી ત્યાંહાં, બાંધવ જુગતે જોડ. કોહો બંધવ કયમ આવીયા, ગયા હતા કુણ દેશ; સુખ દુઃખ કોહો ભાઈ તમ તણું, કયાં કરવો પરવેશ. ઉજેણીપત રાજીયો, પવિત્ર મન પુર પેર; પરણ્યો બ્રાંચણ દીકરી, હું છું તેને ઘેર. કાગળ લેઇને નિસરચો, ગયો ત્રંબાવટી ગામ; તે રાજાની બેટડી, રતનમંજરી નામ. માહારાજ વિક્રમ આવીયા, ચરચા જોવા કાજ; કરે રાજ શ્રી રામનું, મોહોટા છે માહારાજ. રતનમંજરી પરણશે, માહારા કાગળ માટ; વાહાણું વાતે આવશે, આ ગામ ગામની વાટ. શુભ અસ્વારી સાંઢછે, રતન પેટી પરચંડ; કન્યા છે તે પદમની, અભય અભીતી ડંડ. તે પેહેલાં હું નિસરચો, ખાઉ વધાઈ વરત; તે દમની મને આપશે. હાર અમુલક તરત. સુખ શાતા છે અતી ઘણી, આનંદ અદકો ચંત; મળ્યા ભેટ્યા હવે શીખ દો, લીજે માહારો પંથ. ચોપાઈ.—વારૂ કહી તે થયો વીદાય, એક એકની કહી કથાય; પેલે પોપટે વચનજ કહ્યું. તે ગુણકાએ સરવે લહ્યું. સુણ્યુ વચન તે માહારૂં ભાગ્ય. એવો હું પામું કયાંહાં લાગ; પરપંચ કરૂ હવે રૂડી પેર, પેટી પદમની આંણુ ઘેર. એવો મનમાં ઘડીયો ઘાટ, જઈ બેઠી રોકીને વાટ; પ્રાતઃકાળ થયો જેટલે. આવી સાંઢ નીકટ તેટલે. હેઠાં ઉતરચાં નરે ને નાર. તેણે મનમાં કર્યો વિચાર; ભક્ષ ભોજન અહીંથી લીજીએ, પછે પંથ આપણ કીજીએ. ગયા રાય તો ગામજ માંહ, નાર સાંઢ રહી રણ માંય; એટલે આવી ગુણકા પાસ, મળી ભેટી ને દીધી આશ. મજને તુજશું અદકુ હેત, તું તો માહારો સગી ભાણેજ; તું સગી ભગજાની દીકરી, વારૂ થઈ વિક્રમને વરી. વિક્રમ ઉતરચા માહારે ઘેર, તેડવા મોકલી તમને ઘેર; તેનું કપટ તો નવ જાણીયું, જ્ઞાન રૂદેમાં નવ આણીયું. મળ્યાં વળગ્યાં બાંહે હાથ. ગઈ નારી તે ગુણકા સાથ; રતન પેટીને સાંઢજ લીધ, કારજ ગુણકાનું તો સીધ. રતનમંજરી ગઈ ઘર માંહ. ચરચા ભુંડી દીઠી ત્યાંહ; કયાં ગયો માહારો ભરથાર, તે માહારા હઈડાનો હાર. તે નર પાખે દેહ ન ધરૂ, કરડી જીભ ને હવડાં મરૂ; તાહારા કુળમાં શો વેહેવાર, મુજને કયમ લાવી આ ઠાર.

દોહરો.—ત્યારે ગુણકા ઉચરચાં, આપ સજો શણગાર; જેવા તારે મન ગમે, ભોગવીલ્યો ભરથાર. ગુણકા જાત છે આપણી, મોહોટા જનશુ સંગ; નીત દીવાળી આપણે, નીત નીત નવલા રંગ. પલંગ પાનને હારડા, શુભ સકોમળ સેજ; નર રૂડા નીચે તવા, ભોગવ આણી હેજ. રાજાને અસ્ત્રી ઘણી, સંભવે નહી સંભોગ; વારો ન આવે વરસમાં, તેનો પુરો ભોગ. નીચ વાત નારે સુણી, અંગે ઉઠી ઝાળ; કે મારૂ કે હું મરૂ, આંણું માહારો કાળ. પરવશ પડી તે શું કરે, ધારણ રાખી મન; મોહોટાં મંદીર માલીયાં, ભામની રહી ભોવન. સોદો લીધો વિક્રમે, આવ્યો તેણો આપ; વનીતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટ્યો તાપ. વળ્યો ગામમાં વીર તે, ડંડ પોતાને હાથ; ગલી કુંચીએ ખોળતો, વિચાર કરે મન સાથ. એમ કરતાં નીશા પડી, દુઃખ પામી તે નાર; તે નાઠી ઘરમાં થકી, બુમ મારતી બાહાર. નળી બાહાર બહુ મેદની, માનવ જાતાં જાત; તે નગરના નરપતીને, તેણે જાણી વાત. કેહે બાઈ તું ક્યાં રેહે, શું દુઃખ તારી દેહ; વીજોગ પડ્યો પરણ્યા તણો, સાચુ કોને તેહ. કાષ્ટ ભક્ષિને હું મરૂ, એટલુ માહારે કામ; બીજાશુ બોલુ નહી, કોય ન લેશો નામ. કાષ્ટ ભરાવ્યાં સકટ, ચાલી સરીતા તીર; એટલે જોવા ત્યાંહાં ગયો, પોતે વિક્રમ વીર. ચોપાઈ.—પોતાનો પતી દીઠો દ્રષ્ટ, ગયું મન થકી તો કષ્ટ; દીઠી પ્રીત બે જણની ઘણી, પુછ્યું ગામ કેરે તે ધણી. ક્યાંથી આવ્યા કુણજ ગામ, પ્રકાશ કરયું પોતાનું નામ; દેવ રૂપ દેવાંશી એહ. અધીક પ્રથ્વીપત છે એહ. કહી પ્રતિજ્ઞા સાચી વરત, ઓળખીયો અવુનીપતી તરત; તેડ્યો ઘેર દેઈ બહુ માન, ખાન પાન મેવા પકવાન. કંગાલને કરૂણા કીજીએ, કાંઈ હુકમ મુજને દીજીએ; તાહારા નગરમાં નીલી નાર, તેને તેડાવો આ ઠાર. અણાવી સાંઢ પેટીને ગરથ, ઘેર બોલાવી સારચો અરથ; શીશ મુડી ખર વાહન કરી, બધા નગર માંહે ફેરવી. ઠરી રહ્યો ત્યાં વીરસુજાણ, ત્રંબાવટીએ થયું છે જાણ; પગલે પગલે કટકજ ચઢયું, પગલુ દમલપુર માંહે પડ્યુ. લાગી રાઢ આણીને ક્રોધ, માંહો માંહે વળગ્યા જોધ;

વઢતાં દીન વિત્યાછે ચાર, માંડણ રાયે કરયો વિચાર; આપણા ઉપર ત્રંબક ચેઢ, શી વાંકે સેન્યાએ ચંઢ; ગયા ભાટ નીવારણ કાજ, વઢયો કુણ દીવસની દાજ. તાહારા નગરમાં માહરો ચોર, તેણે કામ કરયું છે ઘોર; રતન પેટીને રતન દાકરી, તેતો ચોર લાવ્યો છેતરી; તેને કાહાડી આપો મને, તોતો જીવતો મુકુ તને. દોહરો.—રાજા શું જાણો નહી, મન વીચારો જાણ; રતનમંજરી લાવીયો, વિક્રમ વીર સુજાણ. સુણતે આનંદ ઉપન્યો, શીતળ થયછે કાય; પરદક્ષણા દેઇને નમ્યો, વિક્રમ કેરે પાય. ધન હું ધન એ દીકરી, ધન માહારો અવતાર; હેતે આવો નગરમાં, શોભો સહુ સંસાર. દમલપુરનો રાજીયો, માંડણ તેનું નામ; વરો બેટી એક માહરી, કરો અમારૂં કામ. ચોપાઈ.—એક પરણી તેની કન્યાય, પાછા ત્રંબાવટીએ જાય; રીત ભાત તે પુરણ કરી, બીજી વાર તે કન્યા વરી. હરખે વાગ્યાં ઢોલ નીશાન, આવ્યો વિક્રમ વીરસુજાણ; કન્યા પેટી ડંડ રતન, લાવ્યો ઘેર કરી જતન. સ્ત્રીઓ ઉતારી મોહોલાં પાસ, દેવ દમનીને દીધી આશ; વચન તમારૂં પુસ્તક ધરૂ, હવે હુકમ દો તેવું કરૂ; આણ્યા ત્રણ ડંડ તે દીશ, કોહો તે વાત ચડાવું શીશ. દોહરો.—કહે દમની કહુ તે કરો, આપ નગરે ભુપાલ; વીરભટ નામે વિપ્ર છે, તેડી ધન આલ, બાળક પુત્રી તેહની, તેનું સરસ સરૂપ; ચરચા જોજો તેહની, ભોળા થશો નહી ભુપ. ચોપાઈ.—પ્રાતઃકાળ થયો જેટલે, વીરભટ તેડ્યો તેટલે; માન દીધું રીઝીને રાય, કુમ કુમ ચંદન પુંજી પાય. રતન થાળ તે આગળ ધરી, હેતે હેમની મોહોરો ભરી; માહારાજ હેતે લીજીએ, પતીતને પાવન કીજીએ. લાગ્યું બ્રાહ્મણને અદકુ દુઃખ, રાજા ઉપર મરડ્યું મુખ; ભાઇ માહારે શો એનો અરથ, રાજદ્વારમાં જોઇએ ગરથ. માંસ રૂધીરનો ભુંડો આહાર, રાજપતી ગ્રહ ભારે ભાર; દસ ખાટકી કરે જેટલુ, દસ ચક્રીને ઘેર તેટલુ. દસ ચક્રી કરે જે આપ, તેટલુ એક ગુણકાનું પાપ; દસ ગુણકા તણો અઘ જેહ, એક નરપતીને ઘેર તેહ. નંદ્યા કરીને નાશી ગયો, કોડી એક લેવા નવ રહ્યો; એમ કરતાં પડી જવ રાત, રાયે વિચારયું રૂદયા સાથ. જોઉ ચરચા એના ઘર તણી, સમરથછે એને ઘેર ઘણી; વાળ્યો કાછડો ફેંટો કશી, આવ્યો તે બ્રાહ્મણ ઘેર ધશી. કોઇને વાત ન કહી તે રાય, છાના વીર ધીર બે ધાય; અદ્રષ્ટ વિદ્યા મનમાં ધરી, ઘર ચરચા જુએ તે ફરી. ઘટિકા બે નીશા વિસ્તરી, બ્રાહ્મણની પુત્રી નીસરી; સકળ કળા ગુણ જોબન સાર, લક્ષણ બુધવંતી છે બાળ. તેની પાસે ડંડજ એક, તેની શોભા વીવીધ વિવેક; નીકળી ઘર મેહેલી બારણે, રાય નીકળ્યો જોવા કારણે. ચૌટે જઇને ઉભી રેહી, પ્રધાન પુત્રી તે સ્થાનક ગઈ; ત્રીજી તનયા વણીકજ તણી, તે સહુની શોભા છે ઘણી. ચોથીછે ક્ષત્રીની નાર, થયાં એકઠાં ટોળે ચાર; મળી સહુ વિચારજ કરે, અરાં પરાં ચૌટામાં ફરે. લીધાં પાન ફોફળ ને આહાર, લીધા મેવા અપરમપાર; લીધી સામગ્રી પરણ્યા તણી, લીધો ચુડો ચુંદડી ઘણી. વસ્ત્ર તણો લીધો અંબાર. થયો મણ ઝાઝેરો ભાર; આપ માથે કોઈ નવ ધરે, તું લે તું લે તુ લે કરે. લાવો મજુરને આણે દીસ, આપે લેઇ ઉપાડે શીશ; એક આવી તેડવાને ગઈ, રહ્યો રાય મજુરો થઈ. ભાર ઉપાડવાનું છે મન, પેટ ભરી જમાડો અંન; ઉપાડ ગાંસડી તું અમ તણી, આપશુ અંન સામગ્રી ઘણી. કંગાલ સરીખુ દીઠુ રૂપ, નવ ઓળખાણો ભારે ભુપ; પોતાના મદમાં ચાલી જાય, ન ગણે કોને લેખા માંય. અલ્યા તું રહે છે કુણ ગામ, તાહારૂં શું કેહેછે સહુ નામ; માટકો મજુરો નામ માહરૂ, કામ કરૂ નિત્યે તાહરૂ. બોલ્યો બોલ ગરીબ કંગાલ, હસે સહુ લાગે છે વાહાલ; રાજાને શંર મેલ્યો ભાર, નિકળ્યાં નગર થકી તે બાહાર. વેહેળા પર્વત નદી ને પાહાડ, જે દેખીને ધ્રુજે હાડ; ચાલે ચારે ચતુર સુજાણ, જ્યાં હતું ગાંધ્રવુ મશાણ. તેમાં ગયાં આણી ઉલ્હાદ, જ્યાં હરસીધ તણો પરસાદ; ભુત પ્રેતને અંતર ઘણાં, ટોળાં જક્ષ કીંનર તે તણાં. અનેક જોગણી આકાશે ભમે, તે આવીને ચરણે નમે; જઈ હરસીધની પુજા કરી, નૈવેદ તણી તે થાળી ભરી. સંતુષ્ટ કરીને અંબે માત, પછે તેહને પુછી વાત; મળ્યાં એકઠાં આપે ચાર, ક્યમ આવ્યાં છો આણે ઠાર. ચારે બોલી ચારે જણી, પરણે

છે સઘયર અમ તણી; પાતાળે વસેછે તેહ, કુમ કુમ વરણી તેની દેહ. તેની આવી હશે ત્યાંહાં જાન, અમને દેશે ઝાઝાં માન; કુમ કુમવતી પરણે જેહને, અમે ચાર પરણુ તેહને. અમને જાવા આપો માગ, આજ વર વરવાનો લાગ; ડંડ તણી ત્રણ રેખા કરો, સુખે તે સ્થાનક પરવરો. માટકા તુ બેશી રેહે આંહ, અમો આવશું વાહાણાં માંહ; ત્યારે માટકો અદકુ રોય, મુજને મારી નાંખે કોય. હું તો નહી જવા દેઉ તને, હજી ત્યાંહાં મુકી આવો મને; અનેક ચરીત્ર એવાં બહુ કહ્યાં, સખી ચાર તે સુખીયાં થયાં. એક કહે એને માં છેડ, સુખે આપણી સાથે તેડ; ખાશે પેટ ભરીને ધાન, કહીશુ તે કરશે નીદાન. તે સ્થાનક મારચો એક ડંડ, પડી ગફા એક માહા પરચંડ; પેઠાં સહુકો વળગી હાથ, તેડ્યો માટકો પોતાને સાથ.

દોહરો.—નગર સમીપે જઈ રહ્યાં, દીઠુ સરોવર નીર; નાહાવા કેરે કારણે, જઈ ઉભાં તે તીર. ડંડ વસ્ત્ર ને ગાંઠડી, બીજા શુભ શણગાર; તે સોંપ્યું મજુરને, ક્ષણું ન લાગી વાર. થઈ નગ્ન નાહાવા ગયાં, જળમાં ઝાકમ ઝોળ; છાંટે નીર એક એકને, કરે આપ કલોલ. સમર્યો વીર વૈતાળને, પ્રતક્ષ પરગટ હોય; વસ્ત્ર ડંડ હરી ગયો, પાર ન પ્રીછે કોય. વર આવ્યો તો પરણવા, તીલક કરેયું તુ ભાલ; તેને વીર હરી ગયો, જાનમાંથી તતકાળ. જળમાં રહીને માગીયાં, માટકા લાવ શણગાર; હાથ ખંખેરી ઉઠીઓ, બોલ્યો મુખ ઉચ્ચાર. એ તો કોઈક લેઈ ગયું, ન રહ્યું માહારે પાસ, હવે કહો તે હું કરૂં, બોલો મુકી આશ. ફટ ભુંડા જા ગામમાં, કુમ કુમવતીને પાસ; બાહેર આવી ઉભાં રહ્યાં, થઇ મોહોટી ઉપહાસ. કરયું જાણ જઈ તેહને, મોકલાવ્યા શણગાર;થઇ પાંચે પેર એ કહી, ક્ષણું ન લાગી વાર. લગન વેળા તતખર થઈ, હું જોતીતી વાટ; ભલે આવ્યાં તમે આ તકે, થયો મન ઘોંઘાટ. લાવો વર ઉતાવળો, લગનજ વેળા જાય; વર તો ક્યાંઇ જડે નહી, આકુળ બ્યાકુળ થાય. વિક્રમ રૂપ પોતે ધરયું, ગયો આવી જ્યાંહાં જાન; દીઠો સુંદર મહીપતી, દીધાં ઝાઝાં માન. હવડાં એ પરણાવીએ, રીત ભાત કરી પેર; પછે હાંકી કાહાડશું. કન્યા લેશુ ઘેર, ચોપાઈ.—પીઠી ચોળી રાય શરીર, પંચરંગ પેહેરાવ્યાં ચીર; લગન તણી તો વેળા થઈ, બેસારયાં ચોરીમાં જઈ. દીઠો વર શરદનો ચંદ્ર, દીઠો અવનવો જેમ ઇંદ્ર; દીઠો જેમ ઉગમતો ભાણ, જેવો વિક્રમ વીર સુજાણ. હેત પ્રીત નારીને કરી, પાંચે કન્યા તે વર વરી; મંગળ વરત્યાં આપો કંસાર, સજન કેહે જીત્યો સંસાર. ગોત્રજ તણી જઇ પુજા કરી, વર જોઈ સહુની આંખજ ઠરી. દોહરો.—રાજા કેહે તમે બોલીયાં, પાળો તેહ વચન; હું તે પેલો માટકો, આપોને ભોજન. મુને ભાડે મોકલ્યો, જે આવી છે જાન; તેને ઘેર જશો તમો, શું દોછો મુજ માન. હું તો સમજી આવીયો, પેટ ભરવાને કાજ; શીખ દોતો અમો સંચરૂ, તમો કરોજી રાજ. સુણતે સહુ વીસમે થયું, નોહોય માટકાનું કામ, એતો ઉજેણપત ખરો, વિક્રમ સેન્ય તુજ નામ. પરદક્ષણા કરી પાંચે નમ્યાં, . કીધાં શીવ પુજન; અજાણે અધીપત વર્યો. સફળ થયા મુજ દન. ચોપાઈ.—વીર હરી ગયો જેટલુ, તરતજ આપ્યું તેટલુ; વિક્રમે ત્યાંહાં સાધી ગતી, નાહાની બેહેન એક તેની હતી. જાનવાળો વર ત્યાંહાં આણીયો, રાંક આપ રૂદે જાણીયો; બીજી કન્યા પરણ્યો અનુપ, માન દેઈ બોલાવ્યો ભુપ. ઓળખ્યો રૂડો તે રાજન, નગર હરખ પામ્યું સહુ મન; ધન ભાગ્ય ધરતી તણું, આવાગમન થયું તમ તણું, કન્યા પાંચ ને લાવ્યો ડંડ, કરયું કામ ભારે પરચંડ; ઘેર આવ્યો ઉજેણી રાય, જઈ દમનીને લાગ્યો પાય. વળી કહો તે હું આચરૂ, વચન તમારૂં મુસ્તક ધરૂં. દોહરો.—કેહે દમની સુણ રાયજી, જુઓ ઉજેણી ગામ; એક વૃધ વેહેવારીઓ, ધનવંત શેઠ છે નામ, ચરચા જુવો ઘેર તેહને, જાવજો શુભ પેર; ત્યાંથી કામ સઘળુ થશે, પછે બેશી રેહો ઘેર. ચોપાઈ.—સભા ભરીને બેઠો રાય, સૌકોને પુછે છે ત્યાંય; ધનવંત શેઠ તે કોહોનું નામ, વસે આપ ઉજેણી ગામ; એક વજીર કહે છે વાત, એ નામે વસેછે સાત. એક કહે નવ કરશો રીસ, ધનવંત શેઠ તો છે દસ વીસ, બીજે એક કહયો વિચાર, માહારી પાસે છે દસ બાર. નવત્રિરી ઉજેણી ગામ, ધનવંત શેઠ હજારો નામ;

નાત અડક કાંઈ એંધાણુ, શી છે પેર તેની પરમાણ. સર્વ તણી વાતો સાંભળી,ના આવ્યો મનમાં એકે વળી; આવ્યો એક જન પ્રીતે પાસ, કર જોડીને કીધુ હાશ. માહારી પાસે ધનવંતો સાર, થયાં વરસ એકસો ને બાર;વૃધ જરા ઝુરણ આંધળો, ગાત્ર સથળ છે ને માંગળો. દોહરો.—ધન અલખ તેહનં, પેટ નર્થી કાંઈ તન; શેવા કારણ ઇચ્છતો, પરણ્યા ઉપર મન. તેને કુણ દે દીકરી, ઘરડો વૃધ કરૂપ. દીપક હાથે લઇને, કોણ પડે જઈ કુપ. સોળ વરસની બેટડી,શામંકુંઅર છે નામ; ભર જોબનમાં ભામની, રેહે ઉજેણી ગામ. માહા સત્યવંતી સાધ્વી, સતી તણો અવતાર; વરત કુંવારે આચરૂ, રૂપ તણો ભંડાર. માબાપ પરણાંવા કરે, એહ ધરે નહી મન; ઘર સુતર માંડુ નહી, જોઉ નહી નર જન. વિશ્વ આવીને વીનવે, તોહે ધરે નહી કાન; શું કરૂ હું છું જોવનાં, નહી કર જાઉ રાન. નરનું મુખ્ય જોઊ નહી, નરશુ ન કરૂ પ્રીત; કુંવારી થઇને રહુ, રાચુ એણી રીત. પંડીતે બહુ પ્રીછવી, વીખાણ કરીને વેદ; શાસ્ત્ર વચન તમને કહુ, ખરી વાતે શો ભેદ. ન્યાય શાસ્ત્ર એવું કહે, કુંવારી શીર પાપ; ખાંપણ માથે તેહને, સતી તણોછે શ્રાપ. કુંવારી અબળા રહી, મુકે પૃથ્વી પાય; બ્રહ્મ હત્યા એક ડગ ભરે, નિત્ય પોકારે નાય. ભક્તિ કરે ભરથારની, નીત નીત ગંગા સ્તાન; પરદક્ષણા પૃથ્વી તણી, ડગે ડગે ગૌદાન. શાસ્ત્ર નારીએ સાંભળ્યું, માહારે મન નહી ભોગ; વ્રધ પુરૂષ મુજને મળે, કીજે શુભ સંજોગ. સાક્ષાત જોબન જીતીયું, સુખ્ય કરયું સઊ તાજ; તે વરી ધનવંત શેઠને, શેવા કરવા કાજ. ચરણ તલાસે તેહના, પીરસે તે ભોજન; ભક્તિ કરે ભલી ભાતશુ, માનની નિરમળ મન. અવિદ્યા એકે નહી, સતીશીરોમણ સાર; દરશન કરવા કારણે, આવે લોક અપાર. આભુશણ આ દેશમાં, દરશન દીવ્ય સરૂપ; એક ધનવંત તો એહ છે, માનો ભારે ભુપ.પોળને મોહોડે પીંપળો,તેની રૂડી છાંય;ત્રીજુ ઘર તોતે થકી, તે ધનવંત તો ત્યાંય. ચોપાઇ.—વારૂ કહી તે રાજા રહયો, તેનો બોલ રૂદેમાં ધરયો; શાને જોઉ હું બધુ ગામ, થાશે માહારૂં એથી કામ. રાજા ઉઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા; પડી ઘોર નીશા જ્યાહરે, જોવા સજ થયો ત્યાહરે. વાળ્યો કાછડો ઘાતડી ઘણી, ચાલ્યો વીર ધોરંધર ધણી; સાંભળ્યુંતુ ઘરનું એંધાણ, ત્યાંહાં જઈ બેઠો ચતુર સુજાણ. બેઠો બારણે સ્થાનક ઠરી, વીપરીત વેશ પોતાનો ધરી; અદ્રષ્ટ વિદ્યા આપે હોય, નવ દેખે તે માનવી કોય. જેવી કહીતી તેવી સતી, ચરચા જુએ પ્રથ્વીપતી; કરે ભરથારની આપે સેવ, જેવી દયાળુ દેવીદેવ. કંથ કેરા ચાંપે છે ચરણ, પછે આપ પોહોડે છે ધરણ; દીન બે ચારેક જોયું રાય; ચિત્તમાં લાવે છે ચરચાય. એક દીવસ જુવે જેટલે, કઉતક એક થયું તેટલે; રાત મધ ગઈ છે ઘોર, એટલે એક ત્યાંહાં આવ્યો ચોર. પાડી ખાતર પેઠો ઘર માંહે, બળે દીપક જોતજ ત્યાંહ; દીસે જાડો ને ફુટડો, તેવા સ્રીની દ્રષ્ટે પડ્યો. રકત ફેટો બાંધ્યો છે શીષ, સુંદર ગાતડી ભીડી દીસ; રૂડો કાછ પેહેર્યો છે પાય, જો બળવંત છે તેની કાય. જ્યાંહાં પોહોડીતી ઘરણે નાર, આવ્યો તસ્કર તેને ઠાર, તસ્કર તે નારીએ દીઠ, અમ્રતથી લાગ્યો તે મીઠ. રામા રૂદેમાં તે ઠામ, તતક્ષણ પ્રગટયો તેને કામ; અગ્નિ થકી ગળે જેમ ઘૃત, ગળી નાર તસ્કરથી તરત. વિચાર તેના મનમાં થયો, જન્મારો એળે મુજ ગયો; ભોગવ્યો નહી સંપુરણ ભોગ, વાત નહી સાધ્યો જોગ. કંથ સ્વાદ કાંયા નવ અડયો, એ જનમારો છુટી પડયો; એવો ઘડયો મન માંહે ઘાટ, દીઠો તસ્કરનો બહુ ઠાઠ. નીરખ્યું રૂપ તે તસ્કર તણું, હરખી નારી હઇડે ઘણું; કયમ આવ્યો છે અડધી રાત, સાચી કેહે તું મુજને વાત ત્યારે તસ્કર બોલ્યો વળી. દીઠી નારી ચિંતે ચળી; માહારે મન છે એટલો અરથ, આવ્યો ચોરવા ઘરમાંથી ગરથ, સીર સાટે આવ્યો અહીં હું, પુછેછે તો સાંભળ તું; પાડે બુમ કે બોલે વાણ, મારી ખડગ કાહાડુ તુજ પ્રાણ. . દોહરો.—તરૂણી તસ્કરને કહે; તું પ્રીત અમશુ જોડ; હેતે ધન આપુ તને, પોહોચાડુ મન કોડ. મુજશુ મન કરી રમો, ઓલવ વ્રહેની આગ; નિત્યે દાહાડી આવજો, જે ગમે તે માગ. ત્યારે તસ્કર બોલીયો, માનની સાંભળ મરમ; દેખે કંથજ તાહરો, તે નહી માહારો

ધરમ. લોપુ લાજ નહી એહની, જે નવ દેખે દ્રષ્ટ; એ સાનીધ તુજસુ રમુ, તો થાઉં ભ્રષ્ટ.

ચોપાઈ.—કામની કહે કંથ મારૂ હું, ફરી ફરી શું કેહેછે તું; તસ્કર કહે મારો એહને, તો સંગ કરૂ તાહારી દેહને. ઢીંચણ મુકી પાસા તળે, અંગુઠો દીધો જઈ ગળે; પલક એકમાં નીકળ્યો પ્રાણ, જુવે વિક્રમ વિર સુજાણ. હરખ ઉપન્યો એહુને ઘણો, સંગ કરયો પછે તસ્કર તણો: તેને આપ્યું અદકુ ધન, અમ્રત જેવાં કહ્યાં વચન. નિત નિત તમેં આવજો, સામગ્રી સહુ લાવજો, ચોર કાહાડી મુકયો બારણે, રહ્યો રાય જોવા કારણે. દીઠો તે તસ્કરને દ્રષ્ટ, મહીપતી મનમાં પામ્યો કષ્ટ; ખુની તશ્કર ત્રીજો જાર, એને મારવાનો વેહેવાર. મેહેલ્યું ખડગ કરીને રીસ, છેદયું તે તશ્કરનું શીશ; પડતાં ચીસ નાંખી તે ઠાર, સ્ત્રીએ ઉઘાડ્યાં બાર. દીઠો બારણે તશ્કર પડયો, સ્ત્રીને મન અચરત અડયો; દીઠી રાત અંધારી ઘોર, મારયો ચોકીવાળે ચોર. નારી મનથી મુકી મામ, મેં તો કુડુ કીધુ કામ. કંથની હત્યા માથે લીધ, પાડી બુમ પછે તો સીધ; અરે રાયના લોકજ ધાઓ, મારી જ નારાને તો સાઓ. મળ્યા એકઠા લાખેક લોક, શેઠ મારયો તે પામ્યા શોક; પૃથ્વીપતે જોઇ છે પેર, આવ્યો રાય પોતાને ઘેર. દોહરો.—પ્રાતઃકાળ જ્યારે થયો, સ્ત્રીએ વિચારયું મન; દાન પાત્ર મળ્યા ઘણા, લુટાવી દીધુ ધન. મેહેલ મેહેડી ને માળીયાં, વળી જે કણ કોઠાર; ક્રશ્નાર્પણ સરવે કરેયું, અંન વસ્ત્ર શણગાર.ચાલ્યો ફેલ એ નગરમાં, ફોગટ બાવે દેશ; સતી થાય છે સાધવી, જોબન બાળે વેશ.સતી થવાને નીસરી,સજ્યા સોળ શણગાર;ચોબાવેરે ચોહેદશા,અશ્વનીએ અસ્વાર.વાજાં વાજે અતી ઘણાં, શરણાઇઓ ચેહેચાટ; જોવા નગરે બધુ મળયું, જશ કહે ભારે ભાટ. માગણ જાએ માગવા, દક્ષણા લેવા દેવ; નમે લોક સહુ નગરના, બહુ કરેછે સેવ.મળ્યા દુઃખીઆને રોગીયાં, જુવન જુવનથી ધાય; નાહાના મોહોટાં નગરનાં, જુવતી જોવા જાય. થાપા દે કુમકુમ તણા, ઉડે અબીલ ગુલાલ; જે જે બોલે મુખ થકી, ભરી ફુલની થાળ. કોને કેહે સુત આવશે, કોને આવશે ધન; કોને કેહે જશ આવશે, એમ મનાવે મન.લોક મળીને આવીયા, જ્યાં બેઠા છે રાજ; સતી થાયછે સાધવી, હુકમ દો માહારાજ. રાજા કહે છે કયાં સતી, માહારૂં મન પરસન; છડી અસ્વારી આવશુ, કરવાને દરશન. શુભ કામ સતી કરે, દેહે વેઠે દુઃખ; ક્ષીપ્રા તીરે આવશુ, જોવા તેનું મુખ. પ્રધાન રાયે સાંભળી, કામ કરેયાં છે તાજ; ગયા મશાણે મહીપતી, સતી જોવાને કાજ. મળી છે ત્યાંહાં બહુ મેદની, થાય ઘણા કલોલ; થાપા દેછે હુંશથી, કરેછે કુમકુમ રોળ. રાખ્યા સહુને વેગળા, રાય આવ્યા તે પાસ; પ્રણામ કરીને પ્રેમશુ, દીધી તેણે આશ. રાજા કહે પાછાં વળો, જાઓ તમારે ઘેર; ખાઓ પીઓ બેલો જઈ, રમો જમો શુભ પેર.

ચોપાઈ.—બળ કરી તે બોલી નાર, હુકમ આપ લાગે છે વાર; માહારે કંથને છેટુ પડે; દેવ સતીને તેતો નડે. રીજુ તો પ્રસન થઉ આપ, જો કોપુ તો દેઉ શાપ; રીજુ તો ચાલે તુજ રાજ, કોપુ તો સુખ હોયે તાજ. ડાહ્યાને શું કહીએ કથી, તું સતી ઓળખતો નથી; માટે લાગ્ય તું માહારે પાગ. વરદાન જે ગમે તે માગ. દે હુકમ ખોટી થાઉછું.સ્વરગ ભોવન આપે જાઉછું; પુષ્પ વેમાન ખોટી થાય છે, દેવ દરશન માહારૂં ચાહાય છે. સતવાદી માટે સાંખીએ, નીકર હવડાં ઊંધો નાંખીએ; કદાચ કોપ હઇડામાં ધરૂ, તો તુજને હું પ્રલે કરૂં; સાંભળીઓ તે સતીનો બોલ, દીઠાં ફુલ રાયે અતોલ. દોહરો.—કેહે વિક્રમ સાંભળ સતી, જાણું સઘળો મરમ; કાલની સમી સાંજનો, જોઉછું તાહારૂં કરમ. ફોગટ ફુલ કરે ઘણી, દખે બાધુ ગામ; જા તું મંદીર તાહરે, રાખી મનની મામ. અંગુઠો દીધો ગળે, પ્રથમજ મારયો કંથ; પછે જાર વિદ્યા રમી, તેજ વિચારો ચંત. પછે તેને ધન આપીયું, કાંહાડી મુક્યો બાહાર; તેને મારી નાંખીઓ, જાણ્યો તસ્કર જાર. તેં દીઠો તસ્કર પડયો, સાંભળી જ્યારે ચીસ; ઘરમાંથી જઈ છેદીયું, ધનવંત કેરૂ શીશ. પછે માલ લુટાવીયો, સતી ધરાવ્યું નામ; ફેલ કરેછે તું ઘણું, દખે બધું ગામ. શીશ મુંડણ તાહારૂં કરૂ. ચુનો ચોપડુ તાંહ; ખર વાહન કરી ફેરવું, બધા નગરેજ માંહ. કાન નાક છેદાવશુ, છેદુ પોંચેથી હાથ; મારૂ મા

શે મોજડાં, જો બોલે મુજ સાથ. અધુરીં ડટાવું એટમાં, પંચ ઇટાળી માર; જીભ કઢાવું તાળવે, દ એ સહુ સંસાર. માનની સમજી મન વીએ, સાચાં સરવ એંધાણ; બાંધુ એ સાથે બાકરી, કરૂ હ સારથ હાણ. ચોપાઈ—ત્યારે વળતી બોલી સતી, માહારાજ સુણો મહીપતી; ફેલ કરચાંતાં તે જાણીયાં, માહારા મનમાં પરમાણીયાં. સારી પેરે જાણી મને, ફરી ફરી શું કહીએ તને; કરવા દો મુજને એ કાજ, લોક દેખતાં રાખો લાજ. ઝાઝુ ડાહાપણ નવ કીજીએ, નારીનો અંત નવ લીજીએ; ઘેર ઘેર નારી છે એહ, તેમાં રાખશો માં સંદેહ, સર્વ અજમાં સઘળી નાર, અંતર આ ણોમાં લગાર; લાખે એક કોઈ નારી નરી, કોડવાર શું કહીએ ફરી. મુસ્તક માહારે ચરણે ધરો, મા ણસ દેખતાં મોહોટી કરો; સહુ સરખી તે ક્યમ કેહેવાય, રાજા કહે કયમ સંદેહ જાય. નારી કહે પ્રી છો તે પેર, જાઓ કુઓ કંદોયણને ઘેર; ત્યાં સંદેહ તાહારો ભાગશે, કામ કરી પગે લાગશે. રાએ તે નું માન્યું વરત, સ્ત્રીને બળવા દીધી તરત; રાખ્યો તે નારીનો ભાર, વળ્યો રાય આપે દરબાર. રા ખ્યો જશ સની તે થઇ, મળી મેદની તે ઘેર ગઇ; એમજ કરતાં ગઈ છે રાત, રાયે વિચારચું રૂ દયા સાથ. કુઓ કંદોયણ રેહે જ્યાં, ગયો એકલો રાજા ત્યાં; અદ્રષ્ય વિદ્યા આપે કરી, રહ્યો કુઓ ના ઘરમાં ઠરી. કુઓને મન અદકુ જ્ઞાન, મહીપતને દીધાં બહુ માન; ધન ભાગ્ય અમારૂં આજ, આવ્યા છો નરપત શા કાજ. અદ્રષ્ટ વિદ્યા મનમાં ધરે, તેતો અરથ એકે નવ સરે; કપટ કાજ આવ્યાછો તમો, તે સરવે જાણુંછું અમો. રાજાએ બે જોડ્યા હાથ, બોલ્યો તે શામાને સાથ; મોહોટી વિદ્યા જે માહરી, તે ક્યમ દ્રષ્ટ પડી તાહરી. પૃથ્વીમાં નવ પ્રીછે કોય, તે કારણ તજમાં ક્યમ હોય; કુઓ કેહે જાણું હું પેર, જ્ઞાનડંડ છે માહારે ઘેર. મજ આગળ ચાલે નહીં ચોર, ભુત પ્રેત કરે નહી જોર; ઘડી એકમાં બધે ફરૂ, કામ ચીંતવ્યાં કોડે કરૂ. આવ્યા છો માહારે દરબાર, મોકલ્યા ધનવંતશાની નાર; પ્રથમ નારી નરને નમી, તસ્કર સાથે રંગે રમી. પછે તેણીએ મારયો પ તી. સવારે થાવા ગઈ સતી; તે કઉતક સઘળાં તેં લહ્યાં, કામની આગળ માંડી કહ્યાં. સરખી ના રી સરવે કહી, ત્યાંથી ચાનક તમને થઈ; તેણીએ પારખુ જોવા કાજ, મોકલ્યા છે મહીપત માહારાજ.

દોહરો—ત્યારે રાજા બોલીયો, ખરી તમારી ખ્યાત; આગળથી તમે ઓળખી, વીગત કેરી વાત. અદ્રસ્ય વિદ્યા કેમ ઓળખી, દીઠો માહારો દેહ; માહારા સમ સાચુ કહો, પુછું એહ સંદેહ. કંદોયણ તવ ઉચરી, કહુ એક તુજને ગુજ; તપાસુ ત્રણ લોકને, એવી માહરી સુજ. પ્રતાપ ડંડ મુજ પા સછે, તે દુર્લભ છે દેવ; તેથી જાણ જશ છે મને, સદા કરૂછું સેવ. રાજા કહે તું છે ભલી, પ્રથમ સંદેહ ભાજ; સ્ત્રીઓ સરવે એકછે, તેની મોહોટી દાજ. દેખાડો તે પારખુ, માને માહારૂં મન; સંદેહ ભાગો માહરો, આવ્યો આણે દન. વચન સાત પરીયા તણું, આપો મુજને હાથ; દેખો તે દાટો અહીં, તો ઉચરૂં તમ સાથ. વચન દીધુ તે વિક્રમે, કુઓ કરમાં આપ; જો કોપે કો ઉપરે, સ્ત્રી હત્યાદીક પ્રાપ. ચોપાઈ.—કુઓ કહે સાંભળરે રાય, કઉતક જો મુજ મંદીર માંય; ઘરમાં બેઠાંખાયે પાન, એટલે ત્યાંહાં આવ્યો પરધાન. સાંભળ કુઓ માહારી વાત, આજ રાણીએ કાહાવી વાત; સ્ત્રી હ- ત્યાદીક બાધા સમ, માટે મોહોલ જોઉ નહી કયમ. મજુસમાં ઘાલ્યો તે રાય, પરધાનને દીધો પસાય; આવો બેસો સુખે રેહો, કામ હોય તો મુજને કહો. મહીપત કેરો મોહોલજ જ્યાંહ, હવડાં મુજને મોકલ તાંહ; વડી રાણી જે વિક્રમ તણી, તેસુ પ્રીત માહારે છે ઘણી. જાવાનો નવ પામુ લાગ, મનુશ આગળથી ત્યાં માગ; મોકલ્યાં તેડાં વારજ સાત, મેળવવાની કરને વાત. દોહરો.— કહે કુંઓ મજુસપર, આપ અસ્વારી થાઓ; કેરો પ્રહાર ત્રણ ડંડના, સુખે મોહોલમાં જાઓ. તાળુ દીધુ પેટીએ, પોતે રાજા પાસ; પ્રધાન બેઠો ઉપરે, મોહોલે મળવા આસ. ચોપાઈ.— ઉડી મજુસ તે પ્રીતે કરી, જઈ રાણીને મોહોલે ચઢી; મનસા શીધ દીધાં બહુ માન, આસન બેસાડ્યું પુરણ પાન. આજ તાપ હઇડાનો ગયો, સફળ જન્મ અમારો થયો; દાહાડી ઉઠી જોતીતી વાટ, આજ થકી ભાગ્યા ઉચાટ. પ્રધાન રાણી પાસે રહ્યો, પ્રીતેથી પ્રભાતજ થયો; વનીતા કહે

વેહેલા આવજો, વધાઈ આગળથી કાહાવજો. વજીર જઈ મજુસે ઠરચો, પ્રહાર ડંડનો ઉપર કરયો; આવ્યો પ્રધાન કુમ્ભીને ઘેર, નીરખી રાજાએ સઉ પેર. વાટ જોશે શ્રી વીક્રમ રાય, એવું કહીને થયો વીદાય; નિકળ્યો નરપત ત્યાંહાંથી તેહ, મન તણો ભાગ્યો સંદેહ. સતવાદી તે સાંખી રહ્યો, પ્રતી ઉતર કોને નવ કહ્યો; કુમ્ભી કહે સાંભળરે રાજ, સફળ થયાં તાહારાં મન કાજ. પ્રતી ડંડ છે માહારે ઘેર, તુજને આપુ પ્રીતે પેર; બીજા ડંડ જીતે જેહને, પ્રતાપ ડંડ આપુ તેહને. મૃત્યુ લોકમાં શોભા જેહ, પંચડંડમાં વશીછે તેહ; માહારે મન હતુ એક વરત, તે મેં તમને આપ્યું તરત; સકળ દુઃખ દેહનાં વાંમીએ, પંચડંડ પુન્યે પામીએ. દોહરો.—માનજ દીધાં મહીપતે, કહી દમનીને વાત; જીતો જશ પૃથ્વિ તણો, વાધીછે જુગ ખ્યાત. વાગ્યાં જંજીર જીતનાં, ભારે હુતી ભીંત; કરી નાંખી તે કરકડા, આપે થયો નચીંત. અખીલ રાજ તેણે કરયું, અજીત રહ્યો નહી કોય; શક ચાલ્યો છે શાસ્ત્રમાં, જોતીક લખીએ જોય. પંચડંડ પ્રતાપથી, થયું ઈંદ્રને જાણ; કરામત બાધા કલ્પની, પામ્યો એ પરમાણ. ઉણમ એકે નવ રહી, થયો ઈંદ્રવત તેહ; માનવ પણ કોઈ મહીપતી, થયો દેવરૂપ દેહ. દઈજત ઈંદ્રાસન તણું, ઈંદ્ર તણું આસન; મન રીઝીને મોકલ્યું, ભુપતને ભાવન. અંતરીક્ષ વીમાને ઉતરયું, શુભ સભા મધ્ય સાર; પાછળ જડીત્ર પુતળી, પુરણ વીસને બાર. સાક્ષાતકાર કંચન તણું, જડ્યાં રત્ન અમુલ; વ્રતુલ આકાર છે તેહનો, જેવું કમળનું ફુલ. ફરતુ ગજ બતરીસનું, અતુલ્ય તેજ અપાર; હાથ હાથ છેટે પુતળી, સણગાર સહીત તે સાર. વાજાં તેના હાથમાં, વસ્ત્ર વિવેકે અંગ; શોભા કોણ કહી શકે, રાજસ રૂડો રંગ. પંચડંડ તેણે જડ્યા, પુંઠળ શોભા પત્ર; સ્ફટીક મણી હીરે જડ્યું, શીર સોહાવ્યું છત્ર. માહા પુન્યથી પામીયો, દેવને દુર્લભ એહ; સ્વરગપુરીથી ઉતરયું, શુભ આસન તો તેહ. અધીપત આસન ભોગવ્યું, બેઠો એ આસન; પછે સ્વરગ રાજા ગયો, મહીપત પોતે મન. શાલીવાહન શક કરયો, સ્વરગ ગયો ભડ ભુપ; પ્રથવીમાં આસન ગયું, જેનું રૂડું રૂપ. કહે પુતળી ભોજ સુણ, એવો થયો તે રાય; તેવાં જો પરાક્રમ કરો, તો ધરો સીંહાસન પાય. વિક્રમ મહિમા સાંભળે, આણીને મન ભાવ; વ્યાધી શોક પીડે નહી, સ્વપ્ને ના આવે તાવ. હરસીધી કીરપા કરે, માહાકાળેશ્વર નાથ; ગાયંશીએને સાંભળે, નવનીધ ઉપર હાથ. પરમારથપર પ્રીતડી, સાહાસીકને સુર; દાતા જનને દલ વસે, નીરગુણ જનને નુર. ચરીત્ર એ ચિત્તમાં ધરે, કરે પુન્ય માહા દાન; આ લોકે સુખ ભોગવે, પરલોકે જશ માન. એવું કહીને પુતળી, આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કેહે કવિ સામળદાસ. શ્રોતા વકતા સાંભળો, કેહે કવિતા કર જોડ; શામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

ઈતી શ્રી પંચડંડની વારતા સમાપ્ત.

# વારતા ૬ ઠી અબોલા રાણીની.

**ચીત્રાંગના નામની છઠી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

**દોહરો.**—શ્રી સારદાને નમુ, ગણપત લાગુ પાય; સિંહાસન બત્રીસમાં, વરણવું વિક્રમ રાય. ચુક્યો ન્યાય ગોવાળીએ, થયું ભોજને જાણુ; તે હેઠળથી કાહાડીયું, શીંહાસન પરમાણ. રત્ન જડીત કંચન તણું, પ્રીછે કો નહી પાર; તે પાછળ જડી પુતળી, પુરણ વીસને બાર. લાવ્યો ભોજ સભા વિશે, મળ્યા રાણાને રાય; ધજા બંધાવી ધરમની, ઓછવ અંગ ન માય. ઘેર ઘેર વાજાં વાજીયાં, જેમ હોય વીવાહ અંગ; તોડે તોરણ બાંધીયાં, નવલી શોભા રંગ. જોતીશ પુરાણી વેદીયા, મળ્યા વિપ્ર અનેક; શીંહાસન બેઠા તણું, મુહુરત આવ્યું એક. દાન દીધાં કાંઈ વીધનાં, આસન બેસે જેમ; માં માં બોલી પુતળી, ચીત્રાંગના કહે તેમ. રખે બેસો રાયજી, બેઠે સુખ ન થાય, એ સ્થાનક છે ઇંદ્રનું, બેસે વીક્રમ રાય. પરદુઃખ ભંજન સુખ કરણ, વીરજીત શુભ નામ; તે સરખો દાતા થશે, તે બેસે આ ઠામ. ભોજ પગ ખેંચી રહ્યો, જોડ્યા છે બે હાથ; કહો ચરીત્ર વિક્રમ તણાં, મન મુકી મુજ સાથ.

**ચોપાઈ.**—ચીત્રાંગના તવ કહે વચન, સભા સમેત સાંભળ રાજન; ઘડ ઉજેણી નગરજ ખરૂ, તીરથ માહાદેવનું સ્થળ ભરૂ. રાજ કરે ત્યાહાં વીક્રમ વીર, ગંગા સમ છે ક્ષીપ્રા નીર; શ્રી માહાકાળેશ્વર માહારાજ, શક્તિ હરસીધ પુરે કાજ. ગામ ગાંધરવ મશાણજ માંહ, વસે સીધ ચોરાસી તાંહ, શીળવંત વસે સહુ લોક, નહી દુઃખ બાધી કે શોક. જ્યાં વિક્રમની આણજ ફરે, ત્યાં દુઃખ તેને શું કરે; બ્રાહ્મણ જે અઢારે વરણ, હરી કથા સુંણે નીત્ય કરણ. લોકો કરેછે શુભ કરમ, કોઈ કોઇનો નવ ચુકે ધરમ. **છપો.**—સાત જોજન વિસ્તાર, તેર જોજન લંબાઈ; શોભા તેની સાર, દીસેછે રૂડી ભાઈ; વસે બાર ઘડ પાળ, ઓળા ઓળ શોભે હાટે; વર્ણાવર્ણ વિશેષ, એક એક જુજવી વાટે; જાણે ફુલ વાડી ખીલીઓ, રાજદ્વાર રંગ મેહેલ ઘણી; શામળ કહે શોભા બહુ બની, રૂડી રાજ્ય વિક્રમ તણી. લક્ષ બેતાળીસ ગજ, શેજ સહીત ને ઝાલ; વીશ લાખ વેડગિ, વાગે તુમર ઝાલ; બાર લાખ સમરથ, રથ અવનીએ ફરતા; પાંચ સહસ્ત્ર પરધાન, માન મન માંહિ ધરતા; દસ સહસ્ત્ર દીવાન, દાન ધન દીક્ષા દાએક; નવ કોટી અસ્વાર, છે પંચ કોટી પાએક, સોળસે સામતદાઓ રાસલો, એક અયુત ગણીજે; પાંચ સહસ્ત્ર ભણે વેદ, ભેદ નહી મન ભણીજે; જોશી સોળ હજાર, સાર આગમનો ગુઝા; પંડીત પાંચ હજાર, સાર અષ્ટાદસ બુઝા; શામળ કહે શોભા પુરશુર, મહીમા સુરનાયક જશો; વિક્રમ તેતો અજીત છે, વીર ધીર શોભે તશો. સાત સહસ્ત્ર સંગીત, પ્રીતશુ વાજાં વાજે; નૃત્ય નવ હજાર, ભાટ ગુણીજન ગાજે; કવીજન જાચક ભાટ, ડાડ કરે કઇ વીધના; માગણ જાટ અમોલ, બોલ વખાણે શીધના; નાટક ચેટક કરોડ, જોડ જોઇને રાચે; અપછરા અપરમપાર, શુર શું ગાંધરવ નાચે; મેના પોપટ મોર, શોર શરૂઆ સુણાવે; જેમાં જે વિદ્યાય, આપ ગુણ ગાઇ જણાવે; પાળે રાજા ઘર સુત્ર, પુત્ર પરેજા નવ ગાજે; આવે ધરતા દુઃખ, સુખ કરી બાવટ બાજે; કવિ શામળ સાચુ વદે, વખાણ કરીએ શું ઘણું; પાતીક જાયે તેહનાં, સુણે વખાણ વિક્રમ તણું. **ચોપાઈ.**—રૂપવંતુ રઢીયાળુ ગામ, વીરજીત રાજાનું નામ; રાજ ચલાવે રૂડી પેર, સહુ પ્રજા સુખી છે ઘેર. મધ્ય બજારે કેહેવાએ વાટ, ત્યાં તંબોળીનું એક હાટ; ત્યાં છે વિક્રમ કેરો ચોક, પુજાએ ભઇરવનો ગોખ. સુંદર તંબોળી શુભ વાણ, વકરો કરે નિત વેચે પાન; મોહોટા જનથી સોદો કરે, હોરે પાન ઘણાં ઘર ભરે. કેવળીયાં ઉજવળ તંબોળ, જેવાં લે તેવાં તંબોળ; સંધ્યાકાળ થાએ જ્યાહરે, એક સ્ત્રી આવે ત્યાહરે. દુકાન તંબોળીનો ઠોર, નીતે આપે તેને મોહોર; આપે મોહોરને બીડાં લે, મોંઘાં સોંઘાં નવ તે કહે. એમ કરતાં વીત્યા કઇ દન, વિચારે તંબોળી મન; છે રાણી કે કોઇની દાસ, દ્રવ્ય ઘણું દીસે છે પાસ. બાવન જો એની જાંગશે,

તો હીસાબ મારો માગશે; માટે જોવું એનું ઘરબાર, એ કોણ ને કોની નાર. તુટતા પેહેલું તો સાંધીએ, સાજે પાળ આપે બાંધીએ; ઉપની ચીંતા મનમાં ઘણી, જોઉ નારી એ કોણજ તણી. તેડયો ગોર પોતાનો બ્રહ્મ, સંક્ષેપે કહ્યા સહુ મરમ; બીડાં આપ્યાં અગ્ની હાથ, મોકલ્યો વિપ્ર તે નારી સાથ. અગ્ની પુંઠે પુંઠે જાઓ, રખે તમો છતાજી થાઓ; ઘર તેનું જોઇ આવજો, નામ ઠામ પુછી લાવજો. તે મુજ આગળ કેહેજો કથી, બીજું કામ તો અટકુ નથી; બીડાં લેઇને નારી જાય, બ્રાહ્મણ તેની કેડે થાય. મુક્યું ચઉટુ મુકી પોળ, મુકી હાટ દુકાનની ઓળ; મુકયો ઘડ દરવાજો ગામ, ગઇ મહા રણને તે ઠામ. અઘોર વન છે મોહોટો પાહાડ, તે દેખીને ધ્રુજે હાડ; વાઘ સીંહ બોલે તે માંહ, કોઈ ન જાએ માનવ ત્યાંહ. જમણી લતા પર્વત ગંભીર, ડાબી વહે ક્ષીપ્રાનાં નીર; નીશા ઘોર અંધારી રાત, ત્યાંહાં નહી કો માનવ જાત. નથી જાણતી નારી મરમ, આગળ પોતે પાછળ બ્રહ્મ; કોનો ભય મન નથી આણતી, પાછળ બ્રહ્મ નથી જાણતી. મોહોટા પાહાડમાં એક ગુફાય, ઉઘાડી પેઠી તે માંહે; પાછળ વિપ્ર પણ પેશી ગયો, તેનો મરમ સ્ત્રીએ નવ લહ્યો. ગુફા દેઇને તેતો ગઇ, પોતાને સ્થાનક જઈ રહી; વિપ્રે દીઠા મોહોલ અવાસ, જેવી શીવ તણી કઇલાસ. જેવું હોયે ઇંદ્રાસન, જેવું હોયે અશોક વન, દીઠી બાડી વેલો ઘણી, રેહેટ ઘેહેડો છે કનકજ તણી, ઠામ ઠામ વાગે મરદંગ, રાગ આલિપે નવલે રંગ; જેવા રવી મંડળ ઉદ્યોત, તેવી દીપક ઝગમગ જોત. રહ્યો વિપ્ર વિચારજ કરે, જ્યાંહાં કનકની ઘેડો ફરે; સોળસેં સરખી સાહેલડી. રમે રંગ વળગે બેલડી. કેટલીક ભરવા આવી નીર, ફરે ઘુદડી પેહેર્યાં ચીર; અબોલાની આણજ કરી, ઘેડ પોતાની મેળે ફરી. અનેક કઉતક બીજાં હોય, તેતો બ્રાહ્મણ દ્રષ્ટે જોય; ભરી નીર નારી ચાલીઓ, તે બ્રાહ્મણ દ્રષ્ટે ભાળીઓ. તે નારીની શોભા ઘણી, જાણે અપછરા ઇંદ્રજ તણી; વાટે જવા માંડી અળગીઓ, જઇ બ્રાહ્મણ તેને વળગીઓ. તમો જાઓ મુને સાથે લેઇ, તમ સહુમાં અબોલા કેઈ; પાણી ભરતાં દીધી આડ, તે અબોલા મને દેખાડ. પામી અચરત દીઠો બ્રહ્મ, ક્યાં લાગ્યું વળી આપ કરમ; કેમ આવ્યો તે આપણ સંગ, વાટે જાતાં વળગ્યું વંગ. કહ્યુ પ્રીછવીને માહારાજ, બોલતાં મન આણોને લાજ; અબોલા જુવો આ ઘડી, નથી વાટમાં તેતો પડી, અમો સહુકો તેની દાસ, કરૂ કામ રહુ તે પાસ. બ્રાહ્મણ માટે કહીએ પેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર. ઉદેકાળ થાશે જ્યાહરે, કાળાગ્રહે પડશો ત્યાહરે; તે અબોલા છે માહાસતી, પુરૂષ તણું મુખ જોતી નથી. મુખ આગળ છે પડદા ચાર. વરત આચર્યું અપરમપાર, ચાર વાર બોલાવે જેહ, તે સંગાથે કરે સનેહ, મન રંજિ પોતે બોલશે, ત્યારે આપ પડદો ખોલશે; માટે હોંશ જોવાની હોય તે ઇચ્છા નવ કરશો કોય. ન સમજ્યો બ્રાહ્મણ વિચાર, રોકી રાખી સઘળી નાર; અબોલા દેખાડો મને, નીકર હત્યા આપુ તને. એવું સાંભળી ચીંતા થઇ, એક અબોલા પાસે ગઇ; બાઇ આવ્યો છે બ્રાહ્મણ એક, નથી જ્ઞાન કાંઇ રૂદે વિવેક. કેહેછે અબોલા હુંતો જોઉ, નહીતર પ્રાણ અમારો ખોઉ, વિપ્ર તણું વચન સાંખીએ, એને ન કાળાગ્રહે નાખીએ. જાઓ નવરાવો કુંડ મોઝાર, આ પુગે જાશે રણ બાહાર; એમ સુણીને આવ્યાં ત્યાંય, વિપ્ર રહ્યો રોકીને જ્યાંય; માહારાજા તમે કુંડમાં નાહો, પછી અબોલા પાસે જાઓ; સાંભળતાંમાં આવ્યું હેત, પડયો કુંડમાં વસ્ત્ર સમેત. જળ મધે બુડ્યો જ્યાહરે, કાહાડી બાહાર નાંખ્યો ત્યાહરે; નેત્ર ઉઘાડી જોઇ વાટ, દીઠુ તંબોળીનું હાટ. જે દીઠુ તે સરવે ગયું. સમણાની પેરે તે થયું; જાગે ત્યારે પડે જેમ ફાળ, તેમજ અંગે ઉઠી ઝાળ. વળી નેત્ર ઉઘાડી જોય, દીઠુ તુ તે છે નહી કોય; ચઉટુ નગર પોતાનું ગામ, જ્યાંહાંથી ગયો આવ્યો તે ઠામ. પડ્યો પૃથ્વીમાં જંપા પાત, ઘોર અંધારી છે મધરાત, કરે રૂદન અતીશે ઘણું, નવ હરખ્યું હઇડુ તે તણું, નહી જાવું હવે હું નેટ, એમ કહી હણેછે પેટ; તે સમે વિક્રમ માહારાજ, આવ્યો ગામની ચરચા કાજ. રૂવે વિપ્ર રૂદેથી ચડયો. તે સ્વર વિક્રમ કાને પડયો; આળોટે મુકે નિશ્વાસ, રાય આવ્યો છે તેની પાસ. વીપરીત આપ લીધો છે વેશ, માથુ ઉઘાડુ

છુટા કેશ; ખોલુ ખડગ પોતાને હાથ, નથી દાસ પોતાની સાથ. બ્રાહ્મણ પાસે ઉભા રેહ્યો, અમરત બોલ રાજાએ કહ્યો; કર જોડી કહુછું માહારાજ, સુણીને ઉત્તર આપો આજ. દોહરો.—રૂદન કરોછો રાતમાં, આળોટોછો ધરણ; કાયા કરો અળખામણી, મન માગોછો મરણ. કે ધન કોણે લુટીયું, કે ગઈ પરણી નાર, કે વાહાણજ તુજ બુડીયું, કે કંઈ માહા વીકાર. કે વણ વાંકે કોઈ નડયો, કે દેહે વાધ્યો રોગ; કે દળીદ્ર તુજને નડે, પુત્ર મીત્ર વીજોગ. કોહો મન મુકી મુજને, લેઉ દુઃખનો પાર; સાચુ હોય તે બોલજો, કરીએ આપ વિચાર. જોઇએ દુખ છે કેટલુ, કરીએ તેનું તોલ; પછે જઇએ વિક્રમ કને, કહીએ જે બે બોલ. ઉજેણીમાં જે વસે, તુજને શી ચંતાય; જે દુઃખ હોયે તે કહો, ભાગે વિક્રમ રાય. અન્ય દુઃખ ભાગી શકે, તેને એવું વરત; પ્રભાતે જઇને કહો, સુખ થઇ જાશે તરત. વચન રાયનું સાંભળી, વિપ્રે ધુણાવ્યું શીશ; આપ રૂદે કોપે કરી, પ્રહાર કર્યા દસ વીસ. ચોપાઇ.—રાએ ઝાલ્યો તેનો હાથ, દુખીઓ બોલ્યો તેની સાથ; પડયો પોકારૂછું માહરે, બાઈ તુ જા મારગ તાહરે, તું વિક્રમનું કરે વખાણ, મુજ હઇડે વાગેછે બાણ; વિક્રમ તો તુજને ગંધાય, ભારે દુઃખ એથી નહી જાય. ભુખ્યો તરસ્યો કોઇક જાય, આટો આપી ઓશીગલ થાય. કે વળી આપે કોઇને ધન, જેમ તેમ કરી મનાવે મન. માહારૂં દુઃખ છે સાગર ભરેયું, તેતો માહારે હઇડે ધરયું; સ્ત્રી વીરહે આવ્યોછું આજ, તેણે પ્રાણ કરૂછું તાજ. હવડાં આ ઘડીએ મરેશ, તુને સાચી વાત કરેશ; અંત કાળ સાચુ બોલીએ, માટે મન પડદો ખોલીએ. માહારે હુતો એક જજમાન, કામ સોંપીને દીધું માન. કોઇક નારી સાથે ગયો, તે મારગનો નથી ભામીઓ. તે નગરે મેહેલીને ગઈ, હું ચાલ્યો તે સાથે વહી; તે પેઠી મંદીરમાં જેમ, તેની કેડે પેઠો તેમ; ત્યાં રચના મેં દીઠી નવી, કહી ન શકે કો મોહોટા કવી; બધો વાસ સ્ત્રીનું ગામ, અધીક એક અબોલા નામ. નથી ગયો હું તેની પાસ, મેં દીઠી છે તેની દાસ; દાશી છે એવી જેહની, રાણી હશે તેની કેહવી. તેની સાથે માંડી રાઢ, અબોલા મુજને દેખાડ; કહ્યું મને તું કુંડે નાહા, પછે અબોલા પાસે જા. સાચુ માની બોલ સાંખીઓ, કાહાડી ચઉટામાં નાંખીઓ; તે દુહેથી રેહેવાતું નથી, તજુ પ્રાણ માહારો સરવથી. એ તો સાચુ બોલ્યા અમો, કારજ સીધ કરોને તમો; પરવશ ચાકર છો કે ચોર, લંપટ જાત હરામીખોર. કે પ્રાછે કેઇ ગામજ તરૂ, તાકોછો શત્રુનુ પુરૂ; નથી બીજો કોઇ પાસે સાજ, વીકટ છે વિક્રમનું રાજ. અમથી વાત કરોછો ડાહી, વાહાણું હવડાં જાશે વાહી, ખોટી થઇ કારજ હારશે, કોઇ જાગે કુટી મારશે. કરવું હોય તે કરોને કામ, અમો પ્રાણ તજુ આ ઠામ; મરવા હરખ મુજને છે ઘણુ, મોહોટું દુઃખ છે દીઠા તણું. દોહરો.—વિક્રમ કેહે વિપ્રજ સુણો, મુકો દુઃખની પેર; જે દીઠી તે કામની, આણી દઊ તુજ ઘેર. પ્રતિજ્ઞા મન માહરે, કરવું માહારે કામ; મન વિસ્વાસ આણો તમો, વિક્રમ માહારૂં નામ. ચોર લંપટ જે કહો, તે સરવે મુજ પાસ; જે જોવા ઇચ્છો તમે, તે કરૂ તમ દાસ. ટુંકારો મુજને કર્યો, રખે ધારો શોક; તેનું દુઃખ હોયે મુને, તો સુક્રીત મુજ ફોક. આપુ અબોલા તુજને, ત્યારે પીઉ નીર; વાચા હું ચુકુ નહી, જાણે વિક્રમ વીર. ચોપાઈ.—ત્યારે બ્રાહ્મણ હરખ્યો ઘણું, વચન સાંભળ્યુ વિક્રમ તણું; પરદુઃખ ભંજનને દ્વીજરાશ, બહુ જણ આવ્યા રાજ સભાય. ત્યાં આવી બ્રાંહ્મણને સુઝ, માંહો માંહે માંડી ગુઝ; જે નારીની સાથે ગયા, દીઠી રચના સુખીઆ થયા. તે નારી દેખાડો આજ, સદ્ય સરશે તમારૂં કાજ; વાત કરે તો દીન વહી ગયો, અરૂણ અસ્ત તે વેળા થયો. ખડગ ખાંડુ કરમાં ધરયું. વિપ્ર સાથે પ્રયાણજ કરયું; કોની પાસ ન ભાગ્યો ભરમ, આવ્યો મનમાં જાણી મરમ. પેલા દીનની વેળા થઈ, રહ્યા ઉભા બજારે જઈ; નારી આવી લેવા પાન, ત્યારે વિપ્રે કીધી સાન. એ આ કહી દેખાડયો હાથ, ચાલ્યો રાજા તેની સાથ; બ્રાહ્મણને કીધો વાયદો, નવ કેહેશો કોને કાયદો, ચાલી જાય આગળ કામની અંધારી નીશા જામની; ગામ નગર વન ખોળ્યા પાહાડ, આવ્યા તે પર્વતની આડ. ગઈ ગુફામાં નાર અનુપ, તે પાછળથી પેઠો ભુપ; કહીતી તેવી રચના જોઇ, રહ્યો રાય મનડામાં મોહી. કરી શકે

નહી કોઈ વખાણ, ન્યાએ વિપ્ર તજતોતો પ્રાણ; આ રચના કોઇ દેવે રચી, ભરી જુવે નયણાં નરપતી. કામ જાણે વૈકુંઠ આપકુ, ફરતું દીઠુ ત્યાંહાં દાવકુ; જઇ ઉભો રાય તેને તેડ, કનક તણી ફરે છે ઘેહેડ. ચંપક વરણાં ચરણાં ચીર, આવો નારી ભરેવા નીર; આગુ દીથી અબોલા તણી, ફરેચું દાવકુ આપજ ભણી. વળી નારીએ પાણી ભરેચું, દેખી નારને હઇડુ ઠરેચું; તે સ્ત્રીએ દીઠો રાજન, થયો ઉલટ ને હરખ્યુ મન. બેઠાં રાણી આણી ગરવ, ગઈ પાસે સાહેલી સરવ; રાણી જેવું તમારૂં રૂપ, તેથી અદકો આવ્યો ભુપ. નથી મુખથી તે બોલતો, આપ હઇડેથી ડોલતો; કોહેતો આ-સ્વાગત કીજીએ, હેતેશુ આસન દીજીએ. અમુલખ ત્યાં પથરાવ્યા ઘાટ. બેસણ માંડયો સોના પાટ; રાજા બેઠો આસન જઇ, મુખથી વળતી વાણી કહી. અરે દાશીઓ દો છો માન, આપોછો આસન જે પાન; નારી અબોલા રાણી જેહ. કયમ બેઠી છે ઘરમાં તેહ. કેહે વિક્રમ આવ્યા છે ઘેર, કર સજાઈ રૂડી પેર; બાંધી બેઠી પડદા આજ, આવ્યોધું છોડાવા કાજ, સખીઓ સહુ જોવાને મળે, પડદેથી રાણી સાંભળે; નગુર ઉજેણી તાહારૂં જોર, અહીં આવ્યો તે માહારો ચોર. સુંણી વાત ચડી છે રીસ, પગની ઝાળા લાગી શીશ; રાણી કેહે હર્શાને વાણ, તાહારા દેશમાં તાહારી આણ, નગર ઉજેણી તાહારૂં જોર, અહીં આવ્યો તે માહારો ચોર; ચાર પોહોર તો વાધી લેશ, બાતે કાળા ગ્રહે દેશ. બાંધી ગત તમારી હોય, ગંથ બરેડો નહી લે કોય; જાણ્યુધું સતવાદી રાય, જેમ આવ્યો તેમ પાછો જાય. હું નહી ભાગુ માહારૂં વરત, વાહાણે દેઉ કાળા ગ્રહે તરત; રાજા કહે સાંભળરે સતી, તાહરો કોણ પીતાને પતી. વચન બોલ બોલે જેટલા, કાળાગ્રહે નાંખ્યા કેટલા; ત્યારે દાશી તેડી ગઈ, રાયને કાળા ગ્રહમાં લેઈ. વિક્રમે જોયો તેનો કેર, દીઠા અષ્ટાદશ પર તેર; મોટા હતાંતે દુઃખના કુશા, વિક્રમ સામુ જોઇને હસ્યા. પરદુખભંજન તમો કેહેવાઓ, અમને મુકાવીને જાઓ; રાજા કેહે તપ ચુકાવશુ, અમો તમને મુકાવશુ. દેઇ વચન નિકળીયા બાહાર, આવ્યા પડદાં કેરે ઠાર; રાજા જઇને બેઠા પાટ, કેહે પડદા બાંધ્યા શા માટ. કાળા ગ્રેહેમાં તું કેમ રાખ, સત્ય વાત મુજ આગળ ભાખ; રાણીની બોલી સહચરી, માનો વિક્રમ વાતજ ખરી. મોહોટા છો અવંતી ધણી, સુણો ઉતપત અબોલા તણી; સુર્ય પરબ હતું એક દીસ, મળી જોગણીઓ દસ વીસ. ભદ્રકાળીનું સ્થાનક હતું, રૂડે પરવે મંગળ થતું; સહુ મળી આ કુંડે નાહાય, શોભા નઉતમ રૂડી થાય, જોગણીઓએ મનમાં ધરી, રમત રમતાં પુતળીઓ કરી; કોઇએ પાંચ કોઇએ દસ બાર, સહુએ માંડયો તે પરકાર. સહુ થકી એક નાહાની ઘડી, એકજ તેમાં કીધી વડી; રમત રમી જ્યારે ચાલીઓ, પુતળીઓ દ્રષ્ટે ઘાલીઓ. અમ્રત દ્રષ્ટે જોયું ફરી, જડ હતી તે ચઇતન કરી; શોભા સ્થાનક કરી આપીએ, અહીંયાં સ્થીર કરી થાપીએ. લઘુ દીર્ઘ કરી તે બે, સહુ શીરોમણી કીધી તે; બીજી સખી કરે સહુ શેવ. નહી આવે માનવ કે દેવ. જે કોઇ અહીંયાં આવી ચડે, તેતો કાળાગ્રહમાં પડે; એમ કરતાં ઝીતે જો કોય, તો અનો વશ તેને હોય. વસ્ત્ર મેવા વીધ વીધ ભંડાર, આપ્યા ભોગ તે અપરમપાર; દેઇ વરદાન તે જોગણી ગયાં, તે દાહાડે અમે અહીં રહ્યાં. રાણીએ આપ મનમાં ધરયું, અબોલા વૃત તે આચરેચું; પુરૂષ સંગ રાણી નવ કરે, સતીવ્રત પોતે આચરે. પુરૂષ નામ ન ઝાલે હાથ, ન બોલે કો નરની સાથ; ભુલ્યો ચુક્યો આવે સોય, આગળથી ચેતાવી જોય. જાઓ પાછા આવ્યા ત્યાંહ, પડશો કાળા ગ્રેહની માંહ; હોંશ કરી બોલાવવા અડે, વાહાણામાં કાળાગ્રહે પડે. પડે હોડથી રાયને રાંક, તેમાં શો અમારો વાંક; સંક્ષેપે કહયો ઉપદેશ, સાંભળો જો વિક્રમ નરેશ. મન ગમે તો મારગ લહો, જો ગમે તો અહીંયાં રેહો; મનમાં કરી જુઓ વિચાર, એક રાત રેહેશો આ ઠાર. જો રાણીને બોલાવશો, પડદા ચારે ખોલાવશો; તો પોંહોંચે તમારી આશ, જો આવી બેસે તમ પાસ. કરશો પરપંચ અદકો ભેદ, પણ રાણી બોલશે નહી વેદ; જો નવ બોલે તે તમ સાથ, ત્યારે ઘસશો બેઉ હાથ. જોઇ આવ્યા કાળા ગ્રહ હશે, તેવી ગત તમારી થશે; એવી સ્ત્રીએ વાણી ભણી, એક ચિત્ત વિક્રમ મન ધરી. દોહરો.—કેહે વિક્રમ સુણ માનની, સમજ્યો હું મન માંહ;

નાઠે કોઈ છુટે નહી, હીંમત ધરી તન તાંહ. ગોઠવણી મંનશુ કરી, કરયો એક વિચાર; ગડબડ જે મનડા તણી, તે રહી ઠારો ઠાર. રેહેવું રાત માહારે અહીં, શીદ દુખાડુ શીશ; વાહાણું વાશે તે થશે, જે કરે જુગદીશ. અમને તો નીંદ્રા નહી, સુણીએ નીત નીત તાન; કહીએ રૂડી વારતા, ધરીએ હરીનું ધ્યાન. મળ્યો એકદા માનવી, ધન તમારી ખાત; ઇહાં આવ્યા શું જાણશુ, કોહો કાંઈન વળી વાત. તમ દાશી આગળ કહુ, તે નહી માહારો તોલ; રાણીદે હુંકારડો, કહુ અલોકીક બોલ.

ચોપાઇ.—કેહે દાશી સાચું કહુ અમો, ઘેલા દીસો રાજા તમો; એમ રાણી હુંકારો દે, પડદા ચાર કેમ બાંધ્યા રહે. કેહે વાત રાણીને જઈ, રાજા કેહે તે સાંભળ સહી; કેહેવડાવું રાણીને હું, થવાય એવી થાજે તું. હોયે તાહારી માની દીકરી, પ્રતિજ્ઞા પાળે દ્રઢ કરી; વાત કહુ તે મનમાં લેશ, પણ હુંકારો તુ નવ દેશ. કાને ઝાલ શોભે છે તુને, તે હુંકારો દેશે મુને; કહી વાત રાજાએ જશી, ખડખડીને સહુએ હશી. અમો જાણતાં ચતુર સુજાણ, કહી વાત એતો અજાણ; ઘડી ઝાલ જે હેમજ તણી, તે વાત સાંભળશે ઘણી. વિક્રમ હરખ્યો મનમાં ઘણું, ધરયું ધ્યાન વૈતાળજ તણું; બેઠો ઝાલ ઉપર તે જઈ, ખબર કોને તે નવ થઈ. દોહરો.—વિક્રમ વાણી બોલીઓ, સુણ રાણીની ઝાલ; કહુ વાત જે હું તને, મુજ હુંકારો આલ. બોલી ઝાલ ધન વીર તું, પરદુઃખભંજન હાર; સહોદર પરનારનો, પરાક્રમ અપરમ પાર. રાણી મુરખ માહરી, ચિત ચોર કેહેવાય; તુ સરીખો ક્યાંહાંથી મળે, આવી લાગે પાય. અવતારી તુ ઈંદ્રનો, સહુ માનવનો દેવ; તે રાણી નથી જાણતી, નહી તો કરે તમ સેવ. પ્રયાગ ગંગાને ગોમતી, તે તણું ફળ લેશ; વાત કરો વિક્રમ ભલે, હું હુંકારો દેશ. અચરત પામી નાર સહુ, બોલી ઝાલ વચન; હું ક્યાં સાંભળવા રહુ, મુખ બોલે રાજન. ચોપાઈ.—અબોલા આદ સહુ નાર, બેઠા છે સહુ ઠારો ઠાર; જેમ હોય ચિત્રામણ લખી, તેમ બેઠીઓ છે સહુ સખી. રાણીની ઝાલ હુંકારો દે, વારતા રાજા વિક્રમ કહે; શ્રીમેલાપુર પાટણ ગામ, ચંદ્રદીત્ય રાજાનું નામ. વસે નગરમાં વરણ અઢાર, શોભા સઘળી ઠારો ઠાર; પુન્ય તણી સઉ પાળે પરવ, કરમ અનુસારે વરતે સરવ. રાજા ચાલે રૂડુ કરમ, પાળે પ્રજા પોતે ધરમ; તે નગરમાં બાળક ચાર, એક બ્રાહ્મણ વેશ ત્રીજો સોનાર. ચોથો સાળવી કેરી નાત, ચારે મીત્ર તે જુજવી જાત; માંહો માંહે અદકો નેહ, જીવ એકને જુજવી દેહ. ન કરે કામ કુળ ઘરની રીત, રાત દીવસ તે સાંભળે પ્રીત; ઘડીએ ઘડીએ એકઠા મળે, માબાપ સઉનાં રીસે બળે. બ્રાહ્મણને કહે મુરખ રહ્યો, સુતારને કહે ઘેલો થયો; સોનીને કહે આશે શું, સાળવીને ઘેર મારે સહુ. કરે રીસ સહુનાં માબાપ, ચારે મળી વિચાર્યું આપ; એકાંતે મળીઆ ચારે જણા, રહ્યા મુરખ કાંઇ નહી ભણ્યા. અણ સમજણમાં દીન વહી ગયા, શીખીએ વિદ્યા મોહોટા થયા; એમ વિચાર કરો ઉપદેશ, જણ ચારે જઇએ પરદેશ. કોઇએ ના જણાવ્યું ઘેર, ચાલ્યા પંથ વિચારી પેર; વીસ જોજનનો મેહેલ્યો ઠામ, ત્યાંહાં દીઠુ એક ઉતમ ગામ. રાંધી જમીએ રહીએ રાત, પંથ ઉઠી જાશુ પરભાત; વિપ્ર રસોઈ કામે થયો, સોની અગ્નિ લેવા ગયો. પોળ પાસે દીઠુ એક હાટ, સોની ઘડતા હુતા ઘાટ; લીધો અગ્નિ ક્ષણ એક રહી, હકીકત પોતાની કહી. હું જાતે સોનારી કહું, શીખવો ઘાટ તો પાસે રહુ; હા ભાઈ સુખે રહો જમો, શીખો કામ અમ ઘેરજ રહો. કરી વાયદો આવીશ ઇહાં, મીત્ર જણ બેઠા ત્રણ ત્યાંહાં; આવ્યો તુરત તેહ સોનાર, મનમાં હરખ્યો અપરમપાર. દોહરો.—રસોઈ કરી ચારે જમ્યા, પડી જ્યાહરે રાત; ત્યારે સોનીએ કહી, સહુ મીત્રને વાત. જો કોહો તો હું અહીં રહુ, શીખુ મુજ રોજગાર; કરયો વાયદો ગામમાં, ઈહાં રહે સોનાર. ચોપાઈ.—ત્રણે હા કહી નીરધાર, તે ગામમાં રહ્યો સોનાર; ત્રણ જણ ચાલ્યા જેટલે, એક નગર આવ્યું તેટલે. ભોજનનો માંડ્યો વિચાર, ગયો ઈંધણા લેવા સુતાર; નાત નાતનું હેતજ ભલું, વાતજ કરતાં મનડુ મળ્યું. રાખો મને આણીને પ્રીત, શીખવો કામજ કુળની રીત; કાષ્ટ લેઇને આવ્યો ફરી, મીત્ર પાસ તે વાતજ કરી. જે કહો તે કાને હુંધરૂ, અહીયાં રહુ તો વિદ્યા ભણુ; મુક્યો વેશ તે

નગરની તીર, પંથ પળાયા બંને વીર. અઢાર જોજન આઘા ગયા, થાક્યા ચરણ ક્ષુધાતુર થયા; કરી રસોઈ ભોજન કરયું, પથે પડવા મનડુ ધરયું. રાત વાસો રેહેવાને પેર, ગયા ભલા માણસને પેર; રેહેવું રાત નીશા ગાળવી, તે ઘરધણી જાતે સાળવી. વાત કરતાં નાતજ મળી, ગયું એક એકનું મન મળી; માહારા કુળની વિદ્યા ભણું, વસ્ત્ર અમુલક અહી રહી વણું. સુખી થઇને ત્રીજો રહ્યો, વિપ્ર પ્રભાતે પંથે ગયો; વીસ જોજન ગયો જ્યાહરે, નરમદા દીઠી તાહરે. માહા ઉજ્વળ છે તેનું નીર, વસતુ ગામ દીઠુ તે તીર; ગયો ગામમાં ક્ષુધાંરથી, ભણતા દીઠા વિદ્યારથી, તેનો સંગ પોતાને ગમ્યો; જઈ પંડીતને ચરણે નમ્યો; આચરણ જોઇને પ્રીતજ કરી, વિપ્ર રહ્યો તે સ્થાનક ઠરી. નિત્યે સ્નાન નરમદા કરે હેત ધ્યાન રૂદેમાં ધરે; ગુરૂજીના તલાસે પાય, દીન કેડે એમ દીન વહી જાય. ચારે પેર વાસીદાં કરે, ગુરૂને પેર જઇ પાણી ભરે; ગુરૂ પેટ કાંઈ બાળક નથી, વિદ્યારથી વાહાલો સર્વથી. શેવા કરે નિત્ય અપરમપાર, વરસ વિત્યાં છે ત્યાંતો બાર; ગુરૂ એક દીન પરસન થયા, શિષ્ય ઉપર આણી છે દયા. વિદ્યા ભણીને સફળજ થાઓ, સુખે ગામ તમારે જાઓ; મોહોટો રેવા જળ પ્રતાપ, વિદ્યા પામ્યો છુટ્યો પાપ. હવે માહારે દેશ જાઉ, સર્વ કુટંબને ભેગો થાઉ. **દોહરો.**—માગી શીખ ગુરૂ તણી, પંથ પળ્યાં દ્વિજરાય; જ્યાં રહ્યો છે સાળવી, ગયો તેજ ગામમાં જાય. તેણે તેના ગુરૂ તણી, વેગે લીધી શીખ; મળ્યો મીત્ર જઈ વૈશને, કામ પોતાનું કીધ. ચાલો મિત્ર સ્વદેશમાં. મળીએ માત પીતાય; હા કહીને સાથે થયો, લીધી ગુરૂ રજાય. **ચોપાઇ.**—ત્રણે જણ ગયા તે ઠાર, જ્યાંહાં વસે મીત્ર સોનાર; તેને પણ સાથે તેડીયો, પંથ મળી ચારે એડીઓ. ઘેર ગયાનો હરખજ ઘણો, ગણે ન ભય મનમાં કો તણો; અરણ્ય વનમાં જઇને અડ્યા, દેશ ન સુઝી ભુલા પડ્યા. ભુલા પડ્યાને શુધજ ગઈ, નીશા ઘોર અંધારી થઈ; બુધ વિચારી મન આપણી, તે સ્થાનક કીધી તાપણી. આ સ્થાનકમાં રહીએ રાત, જાશુ પંથ થશે પરભાત; પોહોર ચારે જાગે ચાર જણા, ભય નહીં ગણે કો તણા. એક પોહોર વારો માગશુ, વારા ફરતી સહુ જાગશુ; ત્રણ જણ સુતા તે ઠાર, પ્રથમ પોહોર જાગ્યો સુતાર. એ ત્રણે નીંદ્રાવશ થશે, મોહોટો પોહોર તે કેઇ પેરે જશે; સાધી વિદ્યા લીધી સુતળી, કાષ્ટ તણી કીધી પુતળી; સુંદર હાથને સુંદર ચરણ. મેહેલી ઘડીને પાસે ધરણ. જ્યારે પુતળી પુરણ થઈ, નીશા પોહોર એક ત્યારે ગઈ; વૈશ સુતો જાગ્યો સાળવી, જાગી પોહોર નીશા ગાળવી. દીઠી પુતળી તેણે ઠાર, તેણે મન કર્યો વિચાર; પોતે હઇડે બુધજ ધરી, તે પરમાણે સાડી કરી. ચરણાં ચોળી પેહેરાવીયાં, ભોમી ઉપર પધરાવીયાં; વસ્ત્ર પેહેરાવ્યાં તેણે ઠામ, નીશા ગઈ જવ અડધી જામ. પછે સોનીને જગાડીઓ, આપે જીવ સુખ પમાડીઓ; જણ ત્રણ તે સુખે સુવે, સોની બેઠો પુતળી જુવે. ઘડી હશે વૈશે જાળવી, વસ્ત્ર પેહેરાવ્યાં છે સાળવી; હવે હું માહારૂં પરાક્રમ કરૂ. વસ્ત્ર તેવાં આભુશણ ધરૂ. નેપુર વીંછુવા ચરણ અપાર, કરણે ઝાલ ને કોટે હાર; નાહાનાં નાહાનાં સરવ સેધાણ, કરી આભુશણનાં એધાણ. પુતળી બેઠી સજી તે ઠોર, એમ રાત રહી એક પેહોર; સુતો સોની જાગ્યો બ્રહ્મ, ઉઠો માહારાજ કરો ખટ કરમ. જાગી બેઠો આસન અડી, એવે પુતળી દ્રસ્ટે પડી; ત્રણે કરયું પોતાનું કામ, સહુથી મોહોટું માહારૂં નામ. વીમાસણ મન કીધી ઘણી, સ્તુતી કીધી નરબદા તણી; ગુરૂ વિદ્યા સાધી મન ધીરે, ભરી અંજળી પોતે નીર. ગૌયત્રીનું સમરણ કરયું, નીર લેઈ પુતળી પર ધરયું; પરતક્ષ દેવ પુજા મન ધરી, જંડ રૂપને ચઇતન કરી. એમ કહી જળ મુકયુ શીશ, જાગ્યા સહુને ઉગ્યો દીશ; કાષ્ટ પુતળી પેહેલી હતી, તેતો થઈ મનોહર સતી. દીવ્ય વસ્ત્ર સુંદર શણગાર, રૂપ અલોકીક અપરમપાર; ચારે તેતો જોઈ રહ્યા, માંહોમાંહે રાડે થયા. સુતાર કહે ઘડીછે અમો, તેને કેમ લેશોજી તમે; પછે સાળવી બોલ્યો વાણ, વસ્ત્ર પેહેરાવ્યાં મેં પરમાણ. બની એસતી જતને કરી, તે કેમ લે બીજો સુંદરી; સોની કહે કીધા શણગાર, કેમ થાય બીજાની નાર. બ્રાહ્મણ કહે મેં સજીવન કરી, તે કેમ થાય મુજથી પરી; દેખી નારીને ચારે વઢ્યા, ન્યાય કરાવા લોકમાં

અડ્યા. કોની નારી થઈ સરવથી, તેતો હું જાણતો નથી; અરે ઝાલ હું પુછું તુને. જે જાણે તે કહે તું મુને. સાચુ બોલજો મનમાં ગણી, આંપ છો અબોલા તણી; તાહારૂં બોલ્યુ જો મીથ્યા થશે. તો સનમાન રાણીનું જશે. જુઠું બોલે આણે દીસ, તો તે ભાર રાણીશુ શીશ. દોહરો.—ત્યારે ઝાલજ બોચરી. ખેદ ન કરશો કોય; જેણે એ સજીવન કરી, તેની અસ્ત્રી હોય. ત્યારે અબોલા કોપીઆં, ધરણ પછાડી ઝાલ; તું કેહેવાઈ માહરી, સાચો ઉતર આલ મેં તો જાણ્યું તે કહ્યું, કેહેછે ઝાલ વચન; જે તમે જાણો તે કહો, જેમ સુંણે રાજન. સત્ય જાણોને કહો નહી, મન થકી જો આપ; તો સરવ નિષ્ફળ થજો, બ્રહ્મ હત્યાદિક પાપ. ત્યારે અબોલા બોલીઆં, જે કહ્યો સોનાર; બીજા તો જોઈ રહ્યા, સ્ત્રી તેની નીરધાર. ચોપાઈ.—જેણે ઘડી તેતો છે તાત, વસ્ત્ર કરચાં તેતો થાય ભ્રાત; આપ્યો જીવ તે ઇશ્વર કહ્યો, પહલું કરચું તે પુરૂષ થયો. દોહરો.—ભલે નાર તેની થઈ, ભાગી મનની હોડ; પોહોર નીશા પેહેલી ગઈ. પેહેલો પડદો છોડ. બીજો પડદો. પેહેલો પડદો ખોલીઓ, અચરત પામી સરવ; રાજા વિક્રમ ઓળખ્યો, મેહેલ્યો મનનો ગરવ. વિક્રમ કેહે તું સુણ સતી, કહુ એક બીજી વાત; અહંકાર મુકી અમ થકી, વદો વચન મુજ સાથ. કેહે દાશી સુણ રાયજી, વિક્રમ ચતુર સુજાણ; કોટી ઉપાય કરો તમો, બોલે નહી મુખ વાણ. વિક્રમ કહે સહુ સાંભળો.નહી બોલ્યાનું કામ; બોલ હાર રાણી તણા, તાહારૂં સુંદર નામ. વૈતાળ જઈ અડ્યો હારમાં, બોલે મુખ રસાળ. ધન્ય દુઃખભંજણ સુખ કરણ, ગોબ્રાહ્મણ પ્રતિપાળ; આશાના વિશ્રામ છો, નોધારા આધાર; સહોદરે પરનારના, દુસ્મન ગંજનહાર. રાણીમાં તો શુધ નથી, નથી અક્કલ આ દીશ; નહીતર બોલે તુજશુ, પગે નમાવે શીશ. ચોપાઈ.—વાંત તે વિક્રમ રાજા ભણે, સહુકો બેઠાં કાને સુણે; સહુ પોતાના મનમાં લે, કંઠે હાર હુંકારો દે. રાજવતી નગરી અનુપ, રાજસેન તેનો છે ભુપ; અસ્વ ગજ રથ પાયક બહુ, સધળી સમરધ ઓપે સહુ. સધળી લીલા છે ઘેર સુત્ર, પેટ નહી પોતાને પુત્ર; સત્યવંતા રાણી સરદાર, રાજાને મન હેત અપાર. અંતઃકરણ ઝુરે નીશ દીન, પુત્ર નહી આપ્યો ભગવંન; પછે આપ વિચારચું મન, મંદીર મુકી ચાલ્યો વન. મુકયું ઘરને સરવે રાજ, એક પુત્ર માગવા કાજ; નીરભે થકો ચાલ્યો તે ધીર, ગયો જાન્હવી કેરે તીર. ગંગાજળનો કીધો સંગ; માહારૂદ્ર સ્થાપેલુ લીંગ; પુજા કરી પુરા ખટ માસ, આવી આપ તુઠ્યા અવિનાશ. ઉઠ રાય આપુ વરદાન, પ્રગટ થશે તાહારે સંતાન; નીતે શીવની પુજા કરે, ધ્યાન રૂદેમાં તેનું ધરે. પામ્યો વર આવ્યો છે ઘેર, પુજા કરે શીવની બહુ પેર; દસ માસ થયા જેટલે, પુત્ર પ્રગટ થયો તેટલે. વગડાવ્યાં ત્યાં ઢોલ નીશાન, થઈ શોભા જેમ ઉદીયો ભાણ; અષ્ટ માહાદાન અધીક આપીયાં, જાચીક કેરાં દુઃખ કાપીયાં. નિત્યે બાળક મોહોટો થાય, શીવ પુજન નીત્ય ચાલુ જાય; પુત્રને વરસ થયાં છે બાર, રાએ મન કર્યો વિચાર. કહ્યું પુત્ર સુણ માહારા તન, હવે કર તું નિત્ય પુજન; હુંતો વ્રધ થયો સરવથી, માહારૂં મન સ્થીર રેહેતુ નથી. તમ કારણ કરીએછીએ અમો, આજથી આચરજોજી તમો; પીતા બોલ તે પુત્રને ગમ્યો, પ્રદક્ષણા દેઈ ચરણે નમ્યો. આજથી માહારે કરવું કામ, ક્ષણુ નહી મુકુ શીવ નામ; પ્રતિગ્ના પાળીએ સહી, નીત્ય શીવ પુજન મુકુ નહી. સોંપ્યું કામ પુત્રને એહ, શીતળ થયો રાજાનો દેહ.

દોહરો.—શીતળપુરનો રાજીયો, શંભર તેનું નામ; તેને કન્યા એક છે, રૂપાવંતી નામ. તેહ તણો વીવાહ કરયો, શીવદત રાય સંગાથ; ઓછવ મંગળ વરતીયો, શોભા નવલી ભાત. પોતાને કરમે કરી, બીજો શીવ પ્રતાંપ; કન્યા પામ્યો પદમની, મનમાં હરખ્યો આપ. વાજાં બહુ વીધ વાજીયાં, પરણી ઉઠ્યો પ્રીત; ઓછવ ત્યાંહાં અદકો થયો, રાજકુળની રીત. પંચ રાત પુરણ થઈ, પામ્યા જશ બહુ માન; કન્યા વળાવી સાસરે, વદાય કરી સહુ જાન. ત્યારે જોશી ઓચરયો, મુહુરત જોઈ બહુ પેર; માસ પુંઠે મુહુરત મળ્યું, કન્યા જાશે ઘેર. રાજા પરણી આવીયો, સકળ જાન સમેત; કન્યા રહી ઘેર તાતને, અંતઃકરણથી હેત. ચોપાઈ.—ઘેર આવ્યા થયો એક માસ, મનમાં સ્ત્રી

તેડ્યાની આશ; અવજોગ ગયો ને મુહુરત થયું. તે રાણીને તેડુ ગયું; રાજ ગોર જે પોતા તણો, તેહને અધીકાર છે ઘણો; ગોર સંગાથે કન્યા વદે, સાંભળી દુઃખ ન ધરશો રદે. વાત કહુ જોડી બે હાથ, હું તો નહી આવું તમ સાથ; રાય આપે તેડવા આવશે, તો માહારે મનમાં ભાવશે. ત્યારે હું સાથે આવેશ, નહી તો રહુ પીતાને દેશ; કહીએ રાય એકલા આવજો, મીત્ર એક સાથે લાવજો. જો તેડવાની ગરજજ હોય, સાથે નહી લાવશો કોય; સુણી વચન તે બ્રાહ્મણ વળ્યો, આવીને રાજાને તે મળ્યો. ત્યાં કરી હતી વાત જેટલી, માંડી વાત કહી તેટલી; સાંભળી કારણ મન જાણીયું, તેનું દુઃખ હઈડે આણીયું, પ્રધાન કેરો છે એક તન, તેશું આપ મળયું છે મન; જીવ થકી વાહાલો છે ઘણું, નથી ભ્રાંત દીલમાં તે તણું. દોહરો.—એક રથ જોડીઓ, બેઠા રથમાં તેહ; નહી કોઈ ત્રીજો સારથી, એવો ઓશુ નેહ. માગી શીખ તે સંચરેચા, મનમાં અતી ઉલ્હાદ; બે જોજન જ્યારે ગયા, દીઠો શીવ પરસાદ. સુંદર દેરૂ શીવનું, સમીપ સરોવર નીર; તેમાં કમળ ખીલ્યાં ઘણાં, આવ્યો તેને તીર. રાખી રથ તે ઉતરેચા, કરયું સ્નાન નિત્ય કરમ; ચુંટયાં કમળ હેતે કરી, જે શીવ પુજે ધરમ. પ્રધાન રહ્યો તે વાટમાં, ગયો દેશમાં રાય; કરી પુજા પરીબ્રહ્મની, અરધાંગે ઉમીયાય. પંચામ્રત જળ ધારશુ, કુમકુમ ચંદન તેલ; કમળ પુષ્પ આગળ ધરેચાં, કીધી છે રંગ રેલ. નૈવેદ અમ્રત આરતી, ધુપ દીપ પુજન; એક ચિતે સ્તુતી કરી, હરખે તે રાજન. એક કમળ ચડાવીએ, તો લક્ષ પુજા થાય; રાણીને તેડી આવશુ, તો કરશું કમળ પુજાય. ચોપાઈ.—કમળ પુજાની બાધા કરી, રાજા રથમાં આવ્યો ફરી; તે વાત ન કહી અન્યાય, ઇચ્છા રાખે તે મન માંહે. વળી મીત્ર સાથે તેડીઓ, અરૂણદેવ અસ્તાંગત થયો; સસરા ગામે બેહુએ ગયા, સગાં મેળાપી ભેગા થયા. નગર માંહે કરાવ્યું જાણ, હરખે વગડાવ્યાં નીશાન; પ્રધાન સહોદર સાથે થયા, જામાત્ર જાણી સામા ગયા. મળી માન દીધાં બહુ પેર, પધરાવ્યા પોતાને ઘેર; ઉત્તમ મેવા અમરત પાક, રસોઈ બતરીસે અટરસ શાક. નિત્ય નવાં આરોગે અંત, આનંદ વીનોદ રમે રાજન; નદી નવાણે રમવા જાય, મનમાં ઉલટ અદકી થાય. આજ કાલ કરતામાં શહી, પક્ષ ત્રણ એમ કરતાં ગઈ; કરો ઉતાવળ જાશું અમો, વીદાય કીજે અમને તમો. દોહરો.—સાસરવાસો સજ કરયો, શણગારી તે નાર; પ્રધાને રથ જોડીઓ, ક્ષણુ ન લાગી વાર. અશ્વ પાસ નહી સારથી, નહી સાહાય કે શરણ; આવ્યા ત્યારે બે હતા, વળતાં થયાં છે ત્રણ. ચોપાઈ.—પ્રધાને પરૂણો લીધો ત્યાંય, અસ્ત્રી ભરથાર બેઠા રથ માંય; બેડી રથ આવે જેટલે, શીવ સ્થાનક દીઠુ તેટલે. સરોવર પાળે રાખ્યો રથ, ઉતરચાં હેઠાં બંને, સમરથ; સરોવર જળ ઠેકાણે થયાં, કમળ હતાં તે સુકઇ ગયાં. તવ રાયે કરયો વિચાર, રહ્યો શીવ પુજનનો ભાર; દેવ રણ તેનું બહુ પાપ, ના પાળે તેને દે શ્રાપ. તેત્રીસ ક્રોડ દેવ તેને નડે, કરોડ વરસ તે નરકે પડે; તેથી મોહોટું રણ તે બ્રમ, બોલે સુકૃત કેરૂ કરમ. બ્રાહ્મણ કેરી જે ભાગીઓ, સાત અવતાર સુધી રોગીઓ; અપુત્રવંત દરીદ્રી હોય, બ્રહ્મ રણ રાખે નહી કોય. દેવ રણ રાખે જે કોય, તેતો ભવ ભવ દુઃખીઓ હોય; પીત્રી રણનું મોહોટું દુઃખ, તે પ્રાણી પામે નહી સુખ. દોહરો.—રાએ મન વીમાસીયુ, દેવ રણ માહા મુખ્ય; તે અવની છુટા તણું, કરી વિચારી શુલ. અસ્ત્રી પ્રધાન તે ત્યાં રહ્યાં, ગયો રાય શીવ પાસ; પ્રણામ કરયો માહારૂદ્રને, મન આણી ઉલ્હાસ માહારાજ કમળ સુકાઈ ગયાં, આવ્યાં નહીં તુજ હાથ; વચન કરયું તે પાળવું, જે બોલ્યો તમ સાથ. મુખનું નામ તે કમળ છે, મુખ કમળ જે શીશ, તેઅરપુ હું તુજને, માની લ્યો જગદીશ. કાહાડી ખડગ કોટે ધરેચું, પાછું પોતે વરતા થયો ઓશીંગલ ઇશને, શીશ સમરપ્યું તરત. ચોપાઈ.—આપ હાથે મસ્તક છેદીયુ, શીવ સાનીધ જઈ ભેદીયુ; વહી ગઇ ઘડી બે ચાર, પ્રધાને મન કરયો વિચાર. હજી કેમ ના આવ્યા રાજન, જોઉ ખબર લાવું હુઆજ; ક્યાં સુધી જોઉ હું વાટ, સીઘ્રં ના આવ્યો તે શા માટ. દોહરો.—વિચાર મન માંહે કરી, રાણી મુકી સ્થાન; મરત થઈ રાજા પડયો ત્યાંહાં આવ્યા પરધાન. દીઠા મસ્તક સામો પડયો, આશા થયો ઉતપાત;

કોણ શત્રુ આવી મળ્યો, કોણે કીધો ઘાત. શું કરૂ કોને કહુ, કેમ જાઉ મુજ દેશ; બોલ બહુ લોકો તણા, તે દુઃખ કેમ. ખમેશ. રાણી હમણાં જાણશે, ઉપજશે બહુ દાઝ; કેહેશે એણે મારીઓ, મુજને લેવા કાજ, એકે વાતે નહી છુટકો, નહી જીવ્યાનું કામ; છેદુ મસ્તક હાથથી, મુકી માનની હામ. ચોપાઈ.—પડયો પ્રધાન તે શીવને ઘાટ, રાણી રહી જુવેછે વાટ; જોઇ વાટ ઉચાટ જ થયા,બેઉ જણા બેશી કેમ રહ્યા. એમ વીમાશી ચિંતા થઈ, સ્ત્રી જોવા માટે ગઈ; બંને પડેલા દીઠા દ્રષ્ટ, રાણી મનમાં પામી કષ્ટ, કોણે મારયા તે કેમ પડ્યા, કોણ દુશ્મન તેને નડ્યા; લોક વાત કરે બહુ સુખી, મેહેણાં દેશે માહારી સખી.કેહેશે કોઇશુ પ્રીતજ કરી, મારો નંખાવ્યા છેતરી; એમ બોલશે સહુએ આળ, બેઠી માહારે માથે ગાળ. કયાંહાં જાઉ હવે શું કરૂ, છેદુ શીશ એ સાથે મરૂ; એમ કહીને છેદે શીશ, પ્રગટ થઇને બોલે ઇશ. દોહરો.—સ્ત્રીએ ખડગ હાથે ધરયું, મુકયું મનથી માન; સ્તુતી કરી સુલપાણની, ધરયું હેતથી ધ્યાન. પ્રાણ તજુ હું માહરો. તે મન ધરજો આપ; વણ વાંકે મરવું પડે તે શીવ તુજને પાપ. ચોપાઈ.—એમ કહી જેવું પાડે તન, ઇશે આપ વિચારયું, મન; મુજ દેરે તજે કેમ પ્રાણ, સ્ત્રી હત્યા બેસે નીરવાણ. માહા યોગીનું લીધુ રૂપ, પ્રગટ થયાછે ભોળો ભુપ; વણ ખુટે શા માટે મરે, રખે દેહની હત્યા કરે. માગ્યુંતુ કમળ પુજન, કતળ સાટે આપ્યું તન; પ્રધાનને ભય લાગ્યો ઘણો, દેહ પાડયો છે પોતા તણો. ત્યાયે મુવાશી ચિંતાય, સ્ત્રી મુવાથી હત્યા થાય; એ કારણ સંભળાવું તને, શાને દોશ મુકે છે મને. શીવ શું સ્ત્રી બોલી વાત,કરીશ હું મુજ દેહની ઘાત;એકલી ઘેર પાછી નહી જાઉ,એની સાથે હું પણ થાઉ. શીવ કહે શોક કીજે ત્યાગ,વરદાન મુજ પાસે તુ માગ;સાંભળીને બોલી સુંદરી,ભોળાનાથની વિનતી કરી

છપો.—ધન્ય શીવ માહારાજ, લાજ રાખો તમ માહારી; આપો સુખ વીલાસ, આશ કરે સહુ તાહારી; વૃખભ વાહન આરૂઢ, પ્રોઢ વરદાનજ આપો;જે જપે તુજ જાપ,આપ શરણાગત થાપો; માહારૂદ્ર ઇશ સમાન છો, અવર નહી કો દેવતા; શામળ કેહે ચિત્તમાં ધરો, કરો મરતકને જીવતા.

ચોપાઈ.—સ્તુતી કીધી જોડી હાથ, પ્રસન થયા તે ભોળાનાથ;જે કહું તે નારી કરો, ધડ ઉપર મસ્તક લેઇ ધરો. ઉપર ઓરાઢો એક ચીર,તે ઉપર સમરપો નીર; એમ કરતાં એક પલકજ જશે, બેઉ ઉઠીને બેઠા થશે. બોલ સુણ્યો સંભુજી તણો, સ્ત્રીને હરખ થયોછે ઘણો; રાણીના તે શોકજ ગયા, તરત ઇશ અલોપજ થયા. દોહરો.—હરખ ઘણો તે વાધીઓ, સફળ થયો આ દીશ; પ્રધાન કેરા ધડ પરે, ધરયું રાયનું શીશ. રાજાનું જે ધડ હતું, તેપર શીશ પરધાન; હરખે મન જાણ્યું નહી, રહ્યું ન મનમાં જ્ઞાન. ચોપાઈ.—શંભુએ કીધું જેટલુ, અસ્ત્રીએ કરયું તેટલુ; મરત ઘાતથી તે છુટીઆ, આળસ મરડીને ઉઠીઆ. ધડ પ્રધાનને માથુ રાય, પ્રધાન શીશ રાજાની કાય; તે વાતનો મન વિચાર, પેલી સ્ત્રી તે કોની નાર. દોહરો.—વિક્રમ તો વાણી વદે, સાંભળ અબોલા હાર;કે ધડની કે શીશની, કેહેવાય કોની નાર. સત્ય વચન બોલે નહી, હું દેઉ તુજને શ્રાપ; સ્ત્રી હત્યાદિકનું, તુજ રાણી શીર પાપ. ચોપાઈ.—ત્યારે એવું બોલ્યો હાર, રાજા વિક્રમ આપે ધાર, જમણો કર જેણે ઝાલીઓ, કૃષ્ણાર્પણ કરી આલીઓ. ઉઠ મણની કાયા દેહ, સ્ત્રીનો પતી કહીએ તેહ; શેરેકનું માથુ શું કરે, સ્ત્રી તો કાયાને વરે. દોહરો.—અબોલાએ કાને સુંણ્યું, ચડી ઘણેરી રીસ; પગ થકી જ્વાળા ચડી, તેતો વસ્તી શીશ. નાંખ્યાં હાર કટકા કરી, જુઠુ બોલે આજ; અસત્ય તું ભાખે ઘણું, તેતો મુજને લાજ. ચોપાઈ.—હેત કરીને બોલ્યો હાર, સાંભળ તું અબોલા નાર; મેં જેવું માહારે મન લહ્યું, તેવું રાયની આગળ કહ્યું. તમો તમારા મનમાં લહો, વિક્રમ આગળ તેવું કહો; તવ રાયને કહો વિચાર, સ્ત્રી હત્યા તુજ શીર ભાર. દોહરો.—ત્યારે રાણી બોલાવ્યાં, સાંભળ વિક્રમ રાય; શાસ્ત્ર વિશે એવું કહ્યું. સ્ત્રીતો શીરની થાય. મોહોને જોઇને ઓળખ્યો, રતનજ શીર અનુપ; કન્યા તો તેની થઈ, સાચુ માનો ભુપ. વિક્રમ તો મન હરખીઓ, નહી ચતુર તુજ જોડ; મધ રાત પુરણ થઈ, બીજો પડદો છોડ. બીજો પડદો છોડીઓ, મુકી મનનો ગરવ;

શામળ કહે સાચુ કહયું, સખીઓ હરખી સરવ. બીજો પડદો ખોલીઓ, નીશા ગઈ બે પોહોર; અભોલા પ્રતે બોલીઆ, વિક્રમ રાય તે ઠોર. તું છે રાણી શુભ સતી, તાહારી ઉતમ જાત; જો તું દે હુંકારડો, તો કહુ રૂડી વાત. રાય પ્રતે દાશી કહે, તમ આણો મન લાજ; એમ અભોલા ઓચરે, તો પડદા શે કાજ. રીસ કરી કહે રાયજી. નહી તાહારૂં મુજ કામ; બોલ નેપુર રાણી તણા, તાહારૂં ઉત્તમ નામ. વૈતાળ ત્યાંથી ઉઠીઓ, બેઠો નેપુર પાસ; ધન સત્યવાદી રાયતું, રાણી તે તુજ દાસ. નથી સાન એને રૂદે. નહી સાન જરાય; એને તમ સરખો મળે, આવી લાગે પાય. માહારાજ વાત તમો કહો, હુંકારો આપેશ; કેદાર કાશીને ગોમતા, તેહ તણું ફળ લેશ. ચોપાઈ.—તે નેપુર હુંકારો દીધ, રાજા વિક્રમ કહે છે સીધ; અચરતૃ પામી સઘળી નાર, બેઠી સાંભળે ઠારો ઠાર. શોરઠ દેશમા છે એક ગામ. તારથ ભોમી રૂડો ઠામ; સદા નીરમળ છે તેનું મન. સકળ સીધ પણ એક નહી તન, ચંડી પુજન કરે બહુ નીત, માહાકાળી ઉપર બહુ પ્રીત, નિત્ય ધ્યાન માતાનું ધરે, હોમ યજ્ઞ બ્રહ્મ ભોજન કરે. તેની પુજા મનમાં ધરી, પ્રસન થઇ આવી દીકરી, નૈવેદનો ચર ભક્ષ જ કરો, ત્યાંથી ભક્ષ ઉદરમાં ધરો. દસ માસ થયા જ્યાહરે, પુત્ર પ્રગટ થયો ત્યાહરે; માહા સ્વરૂપ સુંદર બહુ તેજ, માત પીતાને અદકુ હેત. સાત પુત્ર ઠામે છે એહ, શીતળ થયો રાજાનો દેહ; વાંઝીઆનું મેહેણું ભાગીયું, પુરવ કૃત સુકૃત જાગીયું. હરખ ધરે મન દીન વહી જાય, મોહોટી થાય ઓપે કન્યાય; ભરે જોબનમાં થઇ તે નાર, પુર્ણ વરસ થયાં છે બાર. દોહરો.—વરસ બાર પુરાં થયાં, મળ્યા સહોદર જન; વર ખોલો કન્યા સમો, જેથી રીઝે મન. જેને જેના મન વિશે, રૂડો સુખીઓ હોય; તે વર ખોળી લાવજો, ભ્રાંત ન કરશો કોય. એવો વાલ કરીશ હું; કામ પોતાને જાય; વર રૂડો ખોળ્યા તણો. માંડયો છે ઉપાય. ચોપાઈ.—દેશ જીતવા મોકલ્યો પરધાન, રાયે દીધાં ઝાઝાં માન; ત્યાંથી શીખ માગીને ગયો. સેન સુંઠાડી પંથે થયો. તે વજીર ગયો એક ઠાર, સુવેશ દીઠો રાજકુમાર; રૂડી જાતને રૂડુ ઘર. સ્વરૂપવંતછે આપે વર. તે સંગાથે જોડી પ્રીત, વીવાહ કીધો કુળની રીત; લગ્ન લીધુ શુભ દસમી તણું. મન હરખ્યું રાજાનું ઘણું. વળી રાયનો સાળો હોય, તે કન્યાનો મામો જોય; તે ગયો પોતાને ગામ, વર રૂડો જોવા એક ઠામ. તેને લગ્ન દસમીનું ધરયું, કરી ચાંલ્લો તઇયારેજ કરયું; રાજા આપ ગયો શીકાર, વીવાહ કીધો તેણે ઠાર. લગ્ન નીરધારયું દસમને દીશ, કરતા હરતા છે જગદીશ. દોહરો.—જુજુવા વર ત્રણે કરે, કોઈ નવ જાણે મરમ; કન્યા તો ઘેર એક છે, રઘુપતી રાખે ધરમ. ચોપાઈ.—ઘેર આવ્યો પોતે રાજન, આવ્યો સાળો ને પરધાન; એકાંતે મળી ગુજ્જે કરી, જાન આવી ત્રણે ઉતરી. ત્રણે વરનાં જોયાં રૂપ, સરવે સરખા દીઠા ભુપ; કીયા વરને પરણાવશુ, કીયાને પાછા વાળશુ. એમ કરે ચિંતા જેટલે, લગ્ન વેળા થઈ તેટલે; ત્રણેને મન હરખજ થાય, જાણે પરણીશુ કન્યાય. કન્યા નાહાવા બેઠી આપ, ખાળમાંથી નિકળીયો સાપ; પુર્વ જનમના વેહેરે વસી, નાગે નાર અંગુઠે ડસી. મુખથી બોલી ન શકી વાણ, સદ્ય ગયા તે સ્ત્રીના પ્રાણ; સગાં સહોદર આવ્યા લોક, ઓછવ મટીને થઈ ગયો શોક. સહુ આર્વીને દ્રષ્ટે જુવે, તેતો તેના હેતને રૂવે; માત પીતાને અદકી પ્રીત, કરી મનુશારની રીત. ત્રણે જાનમાં જાણજ થયું. કન્યા રૂપી રતનજ ગયું; સહોદર શોકાતુર થયા, સબને બાંધીને લઈ ગયા. અગ્નિદાગ દેછે જ્યાહરે, ત્રણે વર આવ્યા ત્યાહરે; હઈડામાં ઉપન્યો વૈરાગ, રાજરીધ કીધી સહુ ત્યાગ. પોત પોતાના મનમાં લહયું, કોને કોય આગળ નવ કહયું; એકે મનમાં ધારેયું વસ્ત, ગાંઠે બાંધવા તેના અસ્ત. બીજે વિચારયુ રૂદયા સાથ, જળ મુકુ સ્ત્રીને હાથ; અડસઠ તીર્થ કરીશું અમો, તેનું ફળ ભોગવજો તમો. ત્રીજે બુધ એવી આચરી, સીતા તણી રજ ભેળી કરી; કરયું એકઠુ અસ્તી સમેત, એવું કન્યા ઉપર હેત. કરી મઢુલી બેઠો ત્યાંહ, હરીનું ધ્યાન ધરે મન માંહ; સ્મરણનું ફળ તુજને હોય, તાહારા જીવને આણંદ હોય. જાન તો સરવે પાછી વળી, વર ત્રણે રહ્યા અહીં મળી; એક અસ્તી કાશી લઈ ગયો, બીજો ને ઠેકાણે રહ્યો. ત્રજો અડસઠ તી

રથ કાજ, ગયા ત્રણ જણ મુકી રાજ; ગયો કાશીએ તે જવ ચરે, બીજો તીરથ કરતો ફરે. અ- ણવાણે પગ જતીનો વેશ, દસે માસે દક્ષીણ દેશ; મધ્યાન કાળ થયો જ્યાહરે, ક્ષુધા પુરણ થઈ ત્યા હરે. આપ વિચારે મનમો પેર, ગયો એક સતીને ઘેર; ભીક્ષાનદેહી કહ્યું જે બાર, આસીરવાદ દી ધી તે ઠાર. બેસો માહારાજ ભીક્ષા લીજીએ, સીગ્ર પાક અમો કીજીએ; પાક કરવા જે બેઠી સતી, ઘ્રૃત લેવા ગયો તેનો પતી. ક્ષુધાવંત બેઠો પગ ધોઈ, ઘરની ચરચા સરવે જોઇ; હતુ બાળજ પોતા તણું, તે રૂદન કરેછે ઘણું. **દોહરો.**—વીપત પાડી કરી આકળી, રંજાડે ઘણું બાળ; નાંખ્યું ચુ લાને વીષે, અગ્નિની બહુ ઝાળ. **ચોપાઈ.**—તે જતીએ દીઠુ દ્રષ્ટ, મનમાં પામ્યો અદકુ કષ્ટ; એ હત્યારી છે પાપણી, બાળક વધ કીધો શાપણી. એ ઘેર ભોજન કેમ કીજીએ, બાળ હત્યા મસ્ત ક લીજીએ; એમ વિચારી પાછો વળ્યો, ઘરનો સ્વામી સામો મળ્યો. ભુખ્યા તમો જાઓ શા માટ, તેનો મુજને બહુ ઉચાટ; અતીથી જો ભુખ્યો જાય, તો વરત ભંગ હમારૂં કહેવાય. જાચક આવે માન ન દીધ, તેના પીત્રી પીંડ ન લીધ; નીત રૂધીરના પામે આહાર, તેની હત્યાનો શીર ભાર. મા ટે ઘેર આવો માહારાજ, લ્યો ભીક્ષા રાખો મુજ લાજ; પુરવ પુન્યે આવ્યા આજ, કેમ જાઓ ક રીને ત્યાજ. **દોહરો.**—ત્યારે તે જતી બોલીઓ, કેમ લીજે તુજ આહાર; બાળકની હત્યા કરી, પાપણી તાહારી નાર. **ચોપાઈ.**—માહારાજ રખે દુઃખ તેનું ધરો, ચાલો સીઘ્ર ઘેર પાછા ફ રો; મુજમાં તો વિદ્યા છે ઘણી, પોથી મ્રત સજીવન તણી. તે બાળક જીવાંડુ અમો, ત્યારે ભીક્ષા લેજો તમો; એવી વાત કરી બહુ પેર, બંને જણ આવ્યા તે ઘેર. **દોહરો.**—કાહાડી છાર ચુ લે થકી, કરેચો અભીશેક વરત; ભણી મંત્ર જળ સીંચીયુ, બાળક જીવ્યો તરત. અચરત દીઠુ અ તી ઘણું, આનંદ અદકો થાય; પ્રદક્ષણા પોતે કરી, લાગ્યો તેને પાય. એ મંત્ર આપો મુજને, તો રીઝે મુજ મન; ત્યાર પછે હવે માહરે, લેવું જળને અંન. મંત્ર હતો તે શીખ્યો, કરીને હેત વીશે ક; જા ભાઈ તુજથી જીવશે, મરતક માનવ એક. **ચોપાઈ.**—હેતેશુ કીધું ભોજન, માન્યું આ પે બેઉનું મન; વળ્યો પાછો વિદ્યા લાવીયો, સ્ત્રી બાળીતી ત્યાં આવીયો. મઠી ઘાલી બેઠો છે જ્યાં હ, એટલે બીજો આવ્યો ત્યાંહ; થયું વરસ પુરૂ જ્યાહરે, નાખી અસ્તી આવ્યો ત્યાહરે. ત્રણે જ ણ ત્યાંહાં એકઠા થયા, માંહોમાંહે બોલજ કહ્યા. **દોહરો.**— બેઠાતો શ્થાનક કરી, સાચવ્યાં જે ણે અસ્ત; બીજે તેને પાસથી, માગી લીધાં અસ્ત. મંત્ર ભણી જળ છાંટીયું, ક્ષણ ન લાગી વાર; ઉઠીને બેઠી થઈ, સુંદર હતી જે નાર. **ચોપાઈ.**—એક કહે નાખ્યો હું ગંગ, તેથી સજી વન થયુંછે અંગ; એક કહે મેં વિદ્યા કરી, તેણે જીવી એ સુંદરી. એક કહે હું બેસી રહ્યો, સાચ વ્યાથી એ અર્થજ સરેચો; તે ત્રણે વઢીઆ તે ઠાર, કેહે નેપુર એ કોહાની નાર. સાચુ કહે નહીજો આ દીસ, કન્યા વધ રાણીને શીશ; જો તું જુઠુ બોલે ઘણું, તો વ્રતભંગ રાણીજી તણું. ત્યારે નેપુ ર કહે સુણ રાય, કન્યા તો વિદ્યાની થાય; જો મરત સજીવન વિદ્યા ભણી, તે નારી જીવી તે તણી.

**દોહરો.**—નેપુર કાહાડી નાંખીયું, કરેચા કડકા સાત; લાજ લગાડે તું મને, કેહેછે જુઠી વાત. મેં જાણ્યું તે મેં કહયું, માહારે મોહોડે વાણ; તમો જાણો ને કહો નહી, ઇશ્વર કેરી આણ. અસ્તી નાંખ્યાં તે સુત થયો, જીવ આપ્યો તે તાત; જે બેઠો તે વર થયો, એતો સાચી વાત. મન હરખ્યું સહુ કો તણું, મટી મનની હોડ; રાણીને રાજા કહે, ત્રીજો પડદો છોડ. ચોથો પડદો. **ચોપાઈ.**— પડદો ત્રીજો છોડયો ઠોર, રહી જામની એકજ પોહોર; રાજા કહે કહુ એક વાત, જો કંકણ બોલે મુજ સાથ. હરખ્યાં મન હરખ્યાં માનની, પાછલી પોહોર રહી જામની; રાયે કંકણ બોલાવીયો, વૈતા ળ ઉઠી તેમાં આવીયો. ધન વિક્રમ ચતુર સુજાણ, અમોલા છે આપ અજાણ; પુરણ પુન્યજ કી ધાં હોય, હેત કરી તમ સામુ જોય. વ્રત સઊ એનું એળે ગયું, તમ દરશન એને નવ થયું; જો ડા હી થાશે આપ, તોતો એનાં પુરણ પાપ. રાજા કેહે તાહારૂં શુ જશે, હરીને ગમશે તેવું થશે; ઘર વાદો માંડી આંબળો; વાત કરૂ તે તો સાંભળો. મરતદેશ મુંજેશ્વર ગામ, સુંદરપાળ રાજાનું નામ;

વરણ અઢારે ત્યાંહ વસંત, આપ આપ કુળ કામ કરંત. એક શુદ્ર કેરો છે તન, છે અપંગ નહી લોચન; નીર ભાગી તે નાહાનો બાળ, થયા માત પીતાનો કાળ. કાકાને ઘેર તે ઉછરે, દુઃખે પાપે પેટજ ભરે; તેના ઘરની પાસે છેક, રેહેતો શુદ્ર પાડોશી એક. તે નીરભાગીને નહી ચરણ, જનક જનુની પામ્યાં મરણ; જ્યેષ્ટ ભ્રાત તેને ઘેર જમે, તેની ઘરણી અદકુ દમે. દુઃખે દુઃખીઆં મળી આ એહ, એક એકની આગળ કેહ; ભાઇ આપણે અદકુ દુઃખ, નથી વેઠાતી ભારે ભુખ. આપણ બેના ભુંડા વેશ, નહી તો જઇએ બેહુ પરદેશ; હીંડાય નહી તે મોહોટું કષ્ટ, આંખે ના દેખુ તે દ્રષ્ટ, અંધ કહે ઉપાડુ હું, જો મારગ દેખાડે તું; એમ વિચારી તેતો સુજ, બે જણે કીધી છાની ગુજ. ધન રળવાને પરદેશ ગયા, તેતો બંનો પંથે પળ્યા; ઉપાડી ચાલ્યો આંધળો, મારગ દેખાડે પાંગળો. મુકે ગામ એક બીજુ લહે, નીશા પડે તાંહાં વાસો રેહે; એમ કરતાં પુરવમાં જાય, તે સ્થાનકે અચરત થાય. દોહરો.—તે નગરનો રાજીયો, તેને કન્યા સાર; રૂપવતી રંભા સમી, તેમાં ખોડ અપાર. લાંબો મસ હઇડા વિશે, તે દીસે વીકરાળ; તેને કો પરણે નહી, રહી કુંવારી બાળ. તે રાએ મન વીચારીયું, મેળવી વરણ અઢાર; કળસ ઢોળે જો હાથણી, તેને પરણે નાર. જોવા ઉભા આંધળો, પાંગળો ખંધ વીશાળ; ફરતી આવી હસ્તની, જેને કર વર માળ. ડાબા જમણા મુકીઆ, સહુ લોક તે દીસ; પાસે બે પેલા રહ્યા, કળશ ઢોળ્યો તે શીશ. રાય વાચા ચુક્યો નહી, જે બોલ્યોતો મુખ; કન્યા પરણાવે એહને, દુઃખ ભોગવે કે સુખ. યથાયોગ ચોરી રચી, પરણાવી તે સંગ; મંગળ વરતાં આંધળે, અપંગ ચડ્યો છે અંગ. રેહેવા આશ્રમ આપીયો, ભરીઆ કણ કોઠાર; ખાવપીઓ ખુશીરહો, રહો બંને આઠાર. ચોપાઇ.—પાંગળે પ્રીત નારીશુ કરી, અંધને મારવાને છેતરી; એ ખટપટ કરીએ જો તાજ, પછે આપણે ભોગવો રાજ, ઝેરી નાગના કટકા કરી, મુકયું ચુલે માટજ ભરી; ઉકાળી પાતાં મરશે અંધ, આપણે બે કરશુ આનંદ. આપણે બે જણ રાખો ભેદ, ત્રીજો કો નવ જાણે ભેદ; અંધ કહે માગુ તુજ કને, લાગી ભુખ કાંઈ આપો મને. વારૂ કહીને બેસી રહયો, લાગી ક્ષુધા તે વ્યાકુળ થયો; હળવે ચુલા પાસે જાઉ, એ બે જણથી આગળ ખાઉ; મોહો ઉઘાડ્યું છે જેટલે, ઝેહેરી ઝાળ ઉઠી તેટલે. દોહરો.—ઉઠી ઝાળ તે ઝેહેરની, જોયું આંધળે માંહ; નેત્ર પડળ ફાટી ગયાં, થયો દેખતો ત્યાંહ. જુવે તાંહાં તો અંન નહી, દીઠુ તેમાં ઝેહેર; એ બે જણ કપટે કરી, મુજ મરણની પેર. રીસ કરી તાંહાંથી ધસ્યો, ઝાલ્યા ચરણ તે વાર; કન્યા ઉપર ઝાપટ્યો, પ્રહાર કરયા બે ચાર. છુટ્યા પગ પંગા તણા, ટળી ખોડ હતી જેહ, મસ તુટ્યો નારી તણો, વાધ્યોતો જે દેહ. દઇવ ગતી અનેરડી, કળી શકે નહી કોય; આરંભ્યાં અમથાં રહે, અણ આરભ્યું હોય, અંધે કામ અદકુ કરયું, ચડી હતી બહુ રીસ; અવળાનું સવળુ થયું, જેહ ગમે જુગદીસ.

ચોપાઇ.—ત્રણે જણની ખોડો ગઈ, તે ત્રણેને શાતા થઈ; અસ્રીને કાજે આથડ્યા, બંને માંહો માંહે વઢ્યા. કોણ તેહનો કહો વિચાર, એતો સાચી કોની નાર; જુઠુ કોહો તો દેઊ શ્રાપ, અસ્રી વધ રાણીને પાપ. કંકણ કહે વિમાસણ કશી, એતો વાત માહારે મન વશી; ફર્યો આંધળો મંગળ ચાર, તેથી તેની થઇછે નાર. રાણીએ મન નહી સાંખીયું, કંકણ તે ભાંગી નાંખીયું; જુઠુ બોલે પાપી તુંય, તેથી તો લાજુંછું હુંય. કંકણ કેહે કહો રાણી તમો, હું જાણું તે કહછુ અમો; જાણો તે ન કહો આ દીસ, રાએ સમ દીધા તુજ શીશ. દોહરો.—થયો અશ્વ તે આંધળો, પંગો થયો અસ્વાર; વાહન તેને શું અડું, ઉપર તેની નાર. સતી સત્ય બોલ્યાં તમો, નહી તેમાં કશી ખોડ; જીત્યો હું સહુ દેખતાં, ચોથો પડદો છોડ. અહંકાર તજીને બોલીઓ, આવી બેઠી પાસ; હું હારી તમો જીતીયા, મુલ ખરીદી દાસ. ચોપાઈ.—જીતી આજ અબોલા દીસ, આવી આપ નમાવ્યું શીશ; અમને તો આજ્ઞા દીજીએ, જે કહો તે અમો કીજીએ. મુજ અબોલા બાંહે ધરો, આપ હેતથી મુજને વરો; રાજા કહે સાંભળરે સતી, તાહારૂં માહારે કારજ નથી. બ્રાહ્મણને તુજને

આપવી, પુન્ય ઠેકાણે તું થાપવી; ચાલો સાથ તજો એ ઘાટ, બેઠો બ્રાહ્મણ જુવે વાટ. વચન આપ હઇડામાં ધરૂ, પ્રતિજ્ઞા પાળી સીધ કરૂ; નાહાની બેનને સોંપ્યું રાજ, પોતે ઠામ કરેચો તે તાજ. પાડ્યું અબોલા તેનું નામ, પડદા ચાર માંડ્યા તે ઠામ; પોતે હતી તેમ રાખી તેહ, સદા સતીનો એ છે દેહ. બંધી પડેલા રાજા સરવ, ઘેર વળાવ્યાં મુકી ગરવ; તે સહુકો દીધી આશીશ, જીવે રાય તું કોડ વરીસ. રત્ન જડીત શણગારેચો રથ, ભરેચાં વસ્ત્ર ને મેવા ગરથ; બીજા અમુલખ અપરમપાર, ખાતાં ના ખુટે ભંડાર. પંચ દસ પોતાની સાહેલ, પોતા સાથે રમવા ખેલ; સહીયરો સાથે તેડીઓ, ઉજણ દેશે રથ ખેડીઓ. નીશા પોહોરને લાધી ધીર, ઉજેણ આવ્યા વિક્રમ વીર.

દોહરો.—પડો વજડાવ્યો પુર વીષે, રચ્યો માહા ઓછવ રંગ; ખરચ્યો ગ્રથ ઘણો ત્યાંહાં, રાય આરંભ્યો જંગ, ચોરી ચીત્રાવી હેમની, લખી આપ્યાં વીસ ગામ; એવા વિક્રમ ભુપતી, કરેચાં પરાયાં કામ. આપ સરીખો તે કરેચો, રાખ્યો પોતા પાસ; ખાન પાન સુખ સેજનું, ભોગવી લીલ વીલાસ. એવો તે દાતા થયો, કરેચાં ઘણાપર કામ; માહા પાપ પ્રલે કરે, લેતાં વિક્રમ નામ. રામે કથા રસ અતિ ભલો, મોક્ષ દાયક પવીત્ર; તે બરોબર જાણજો, વિક્રમ રાય ચરીત્ર. સુણે શીખે ને સાંભળે, ભણે ગણે જે ગાય; દરીદ્ર જાય તેહનાં, પ્રાયશ્ચિત પ્રલે થાય. સ્મરણ વિક્રમનું કરે, મહા રોગ દુઃખ જાય; સદાય તે સુખી રેહે, મન વાંછીત ફળ થાય. પર કારજ જેકો કરે, એવા થાય દાતાર; તે શીંહાસન બેસશે, ધન તેનો અવતાર. વિક્રમ મહીમા સાંભળી, જે કોઈ કરશે દાન; આ લોકે જશ ઉપજે, પરલોકે ઘણું માન. એવું કહીને પુતળી, આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કેહે કવિ શામળદાસ.

ઈતી શ્રી અબોલા રાણીની વારતા સમાપ્ત.

---

# વારતા ૭ મી. નાપીકની.

**સ્યામા નામની સાતમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાય નમઃ ચોપાઈ.—પ્રથમ સારદા કરૂં પ્રણામ, મુજ મુખમાં દ્યો રૂડી વાણ; ગાવું હેતે વિક્રમ ચરિત્ર, સાંભળશે તે થશે પવિત્ર. ઉજેણી નગરીનો ભુપ, જેનું કંદ્રપ સરખુ રૂપ; તેહ તણું શીંહાસન સાર, લાવ્યો ભોજ ન લાગી વાર. દેખંતામાં દુઃખજ જાય, મુહુરત લીધુ રૂડુ રાય; ઓછવ મંગળ ઠામે ઠામ, જોવા મળીયું બાધુ ગામ. ધ્યાન ઈશ્વરનું મનમાં ધરે, બેસવાની મન ઇચ્છા કરે. દોહરો.—ભોજ શીંહાસન પગ ધરે, જોઈ સમુરત લાગ; બોલી શ્યામા પુતળી, રાય માં ધરશો પાગ. આ શીંહાસન દેવનું, ઈંદ્ર રાયનું સાર; તેતો વિક્રમ લાવીયા, પરાક્રમ અપરમપાર. તે સરખો હોય પરાક્રમી, તે બેસવાને યોગ; અવર બીજો કોઈ બેસશે, દેહે વાધે રોગ. સુણ ભોજ કેહે પુતળી, વિક્રમ મહિમા જેહ; યથારથ મુજને કહો, સુણુ કાન ધરી તેહ. કેહે રામા સુણ રાયજી, પાંચે પ્રાયશ્ચિત જાય; જ્ઞાન જીવથી સાંભળે, કોટી કોટી પુન્ય થાય. ચોપાઈ.—ભોજ પ્રતે સ્યામા કહે વાત, રેહો સાંભળવા જોડી હાથ; નગર ઉજેણી અદભુત ઘણી, શું કહુ શોભા તેહજ તણી. નવતેરી નગરી છે અનુપ, રાજ કરે ત્યાંહાં વિક્રમ ભુપ; કરમવંત સહુ બાધા લોક, નહી કોને વ્યાધી કે શોક. પાળે ધરમ રૂડો આચાર, સહુ સત્યે ચાલે સંસાર. વાજે પંચ શબ્દ નીશાણ, નગર ઉદયો જેમ ભાણ. ફરે છત્ર રાજાને શીશ, જેને પ્રસન ઉમીયાપત ઇશ; એટલે ત્યાં આવ્યો એક સીધ, તેની પાસે છે નવનીધ, માથે છે ગોરખનો હાથ, તેનું નામ માણેક મણીનાથ; કાંનફટો મુદ્ર છે કાન, શીંગી સેલી પરમ નીધાન. ભગવાં વસ્ત્ર કંથા ધરી અંગ, શીષ્ય ગુરૂ કોઈ નહી સંગ; કોઈક સમે ત્યાં આવી ચડયો, વિક્રમ રાયને દ્રષ્ટે પડયો. સભા સમેત ઉઠ્યા રાજન, ગોસાઇનું ક

રવા પુજન; સામા આપ ગયા છે રાય, કરી દંડવત લાગ્યા પાય. સીધ આપ શીંહાસન ઠરે, રા જા પોતે ચમર કરે; ખાન પાન મેવા પકવાન, લવીંગ સોપારી એળચી પાન. કરી ખીજમત પોતે રાજન, માણેકનાથનું માન્યું મન; રહ્યા પરૂણા દીવસ સાત, અરધ જામની ગઈ છે રાત. એક નાથને બીજો રાય, ત્રીજો નાપીક ચાંપે પાય; કરે ગુજ બેઠા બે ત્યાંહ. નાપીક બેઠો લે મન માંહ.

**દોહરો.**—માણેકનાથ કહે રાયજી. વાહાણામાં જાશુ પંથ; કાંઇક માગ તું મુજ કને, જે ઇચ્છા હોય ચંત. ભક્તિ ભલી કરી માહરી, હું ઓશીંગલ થાઉ; વળી કોઈ દીન આવશુ, કાલે સવારે જાઉ. વિક્રમે સ્તુતી કરી, તમો ઇશ્વરનું રૂપ; પ્રતાપ તમારો છે મને, એમ કેહે વિક્રમ ભુપ. ઉણમ એક માહારે નથી, સીશ તમારો હાથ; એમ કેહેતાં પ્રસન થયા, સીધ માણેક મણીનાથ. નાપીકને કાહાડી મુકીઓ, રહ્યા એકલા તંત્ર; પર કાયા પરવેશનો, રાયને આપ્યો મંત્ર. કળેવર સુનુ દેખીએ, એમાં જીવન હોય; સંગ કરે થાય જીવતુ, મરમ ન જાણે કોય. રાજ રીધ ઘર સુત્ર છે, હસ્તી ઘોડા ધન; એહ તમાસો શીખવો, માટે રીઝ્યુ મન. વળી કોક દન આવશુ, ફરતા તારે ગામ; ઇચ્છા હશે તે આપશુ, બેઠા એણે ઠામ. કરે વાત નીશા ગઈ, ઉગ્યો દીનકર ભાણ; માગી શીખ પરવારીયા, પંથે સીધ સુજાણ. **ચોપાઈ.**—મંત્ર આપીને સીધજ ગયા, રાયના મનોરથ પુરા થયા; નાપીકને કાહાડયો તો બાહાર, તેણે મનમાં કર્યો વિચાર. સીધે તેમને આપ્યું હશે, તેથી રાજા સુખીઓ થશે; તે વસ્તુ મેં દીઠી નહી, હવે રહુ તો જીવુ કહી. તેનું દુઃખ તે દલમાં ધરે, ન ખાય અંન નીંદ્રા નવ કરે; હઈડુ લેઇને બેઠો જાણ, જેમ બુડયાં હોય સાતે વાહાણ. કાંઈ જાણું કે કાહાડુ જીવ, કાંઇ જાણું ઉપાસુ શીવ; એક કામ ના સુજી પેર, ટુટી ખાટ પડ્યો છે ઘેર. અસ્ત્રી છોકરાં સહુ દુઃખ ધરે, શું થાશે શું થાશે કરે; તેનું દુઃખ ના જાણે કોય, હણે હઈડુ મોવાળી રોય. બીજે દીન ગઇ મધરાત, રાજા કરે રાણીશુ વાત; ખાન પાનને કરે વીવાદ, નાપીકનો સાંભળીયો સાદ. ઉતરી પલંગથી પોતે ગયો, એક ઓત રાજા તે થયો; દીશા વ્રત નીહાળી જોય, દુઃખ ભરેલું રૂવે છે કોય. ધીક રાજ રીદ્ધ માહારૂં સુખ, માહારા દેશમાં ક્યમ હોય દુઃખ; ઝાલ્યું ખડગ કેંટો શીર કશી, ઉતર્યા હેઠે આપે ધસી; સ્વર સાંભળી રાય ગયા છે ત્યાંહ, નાપીક ઘેર રૂવેછે જ્યાંહ. બાહાર જઈ સાંભળવા રહ્યો, સ્ત્રીએ બોલ નાપીકને કહ્યો; શો પ્રગટ્યો છે તમને શોક, અરધી રાત સંભળાવો લોક. આવડુ દુઃખ પડ્યું છે ક્યમ, સત્ય કહો દીકરાના સમ; કાલ રાયને ઘેર હું ગયો, તાંહાં તો એક તમાસો થયો. ગોસાંઇ ચેલો ગોરખ તણો, તેને નેહ રાજાશુ ઘણો; તેણે માગ માગ રાજાને કહ્યું, હું તાંહાં બેઠો કાને લહુ. મને કાહાડીને માગ્યું હશે. કોણ જાણે તેથી શું થશે; તેનો મુજને આવ્યો ખાર, તેનો મુજને પડીયો ભાર. સીધે આપ્યું તે હું લઉ, નીકર એને હત્યા દેઉ; માહારે મરવું પડે છે આપ, તેતો રાજાને શીર પાપ. માહારો જીવ વણ ખુટે જશે, રાજાનું શું સારૂં થશે; એને ધન છે અદકુ ઘણું, વળી લીધુ તે જોગી તણું. એવો એ લોભી અપાર, તે વેળા કાહાડ્યો મુને બાહાર; આસના વાસના સ્ત્રીએ કરી, સમજાવ્યો બહુ હેતજ ધરી. અદક પાંસળી એવી જાત, અસ્ત્રી ભરથારે કીધી વાત; એક એક આગળ માંડી કહી, તેતો બાહારથી રાયે લહી. સાંભળી તે નાપીકની પેર, આવ્યો રાય પોતાને ઘેર; થયું પ્રભાત વાહાણું જ્યાહરે, રાયે નાપીક તેડ્યો તાહરે. ગયા શેવક વાળીને મુઠ, નાપીકને કહે હવણા ઉઠ; રાજાજી તેડે છે તુને, તે માટે મોકલીઓ મુને. **દોહરો.**—નારી કેહે છે નાવને, સાંજે કહીતી વાત; તે ખબર થઇ રાયને, કરશે તાહારી ઘાત. નાપીક કહે મરી રહ્યો, નીચ જાત અજાણ; રાજા શું મને લુટશે, લેશે માહારાં પ્રાણ. એમ વિચારી આવીયો, રાયે દીધી આશ; માન દેઈ બોલાવીયો, તેડ્યો પોતા પાસ. બીક ન આંણીશ મન કશી, ધરૂજાવે સીદ દેહ; તુને આપવા તેડીઓ, જે મનમાં છે તેહ. તાહારે મન છે ઓરતો, વીહવળ છે તુજ મન; જાણે રાયને આપીયું, સીધે અદકુ ધન. નહી દામ આપ્યો મુને, ન કરીશ તેની આશ; વિદ્યા એક આપી મુને, માને દૃઢ વિશ્વાસ. તે નથી તાહારા કરમની, તાહારે

જોઇએ ગરથ; માગે તેટલુ આપીએ, એટલો તાહારે અરથ. ધન લેઈ આનંદ કરો, મટાવી મનનો શાક; સુખે મંદીરે પરવરો, દુઃખ ન ધરશો ફોક. ચોપાઈ—રાજા આગળ નાપીક કહે, કર જોડીને ઉભો રહે; ધન લેઈ હું તો શું કરૂ, સાચવું કે કોઈ આગળ ધરૂ. જો માહારા મનનું દુઃખ કાપ, મંત્ર સીધનો મુજને આપ; ગોરખનાથનો ચેલો સીધ, તેણે અમુલખ તમને દીધ, તેની વિદ્યા મંત્રનો જોડ, તે આપે તો પોહોચે કોડ; માહારા મનનો મેલ ન જાય, મંત્ર આપે તો સુખીઓ થાય. રાય કહે ઘેલો તુજ નામ, મંત્ર ના આવે તારે કામ; ફોકટ મંત્ર લેઇશ માહરો. અરથ સરશે નહી તાહરો. કહે નાપીક નહી આપો રાય, તો માહારે નવ ધરવી કાય; મારી દેહમાં પ્રાણ ન ધરૂ, ઇશ્વર આણ જો નિશ્ચે મરૂ. દોહરો.—વિક્રમ રાયે વિચારીયુ, તે નાપીક એકાંત; મંત્ર હતો તે શીખવ્યો, ભાગી મનની ભ્રાંત..રખે બીજાને શીખવો, એમ કરયો ઉપદેશ; સીધ મંત્ર નાપીક થયો, પર કાયા પરવેશ. ચોપાઈ.—નાપીકને મન ઉલટ ઘણો, શીખ્યો મંત્ર માહા સીધ તણો; તે વાત ન જાણે કોય, અનેક દીવસ તે ઉપર હોય, તે વાત વીસારે પડી, એક દીવસે સેન્યા ચડી; વિક્રમ રાય શીકારે ચઢયો, મૃગીયા સજન શું રમવા ગયો. આપે મૃગોઆ રમવા કાજ, નહી પગ ધરવાની જાગ; વાજે દુંદભી માહા ઘનઘોર, વાગ્યો નાદ નીશાને ઠોર. જળહળ જાણે ઉગતો ભાણ, તેમ શોભે વિક્રમ સુજાણ; પાંચ કરોડની પોશાક અંગ, નવ કરોડનો મુગટ સંઘ. બાણું કરોડ આભુશણ ધરયાં, રત્ન અમુલખ હીરે જડ્યાં; નવ લક્ષ નવ કરોડ તો તુરી, પલાણ પંચ કરોડ પાખરી. રવી બીંબ આકારે છત્ર, સર્વેનું ચિત્ત છે એકત્ર; કનક પુષ્પ વેરંતો જાય, જાચીક જશ અનેરો ગાય. નાહાના મોહોટા સહુ જન કોય, ચઢી મેહેલ સહુ નારી જોય; એ રીતે ચડીયો શીકાર, આવ્યા નગ્રથી બંનો બાર, સત મૃગને ઘેરયાં તાંહાં જઈ, સેન્યા સહુ તો ઉભી રહી. દસ મૃગ નાઠાંતે જાય, રાજા તેની કેડે થાય; નાઠો એક બાંડો મરગલો, તે પુંઠે તે રાજા એકલો. પંગલા પુંઠે નાપીક જાય, તે નવ જાણે પોતે રાય; એક જોજન જવ આવે થયું. લશ્કર તો સહુ પાછુ રહ્યું. મૃગ થાકી જઈ હેઠો પડ્યો, વિક્રમ જઈ પાછળથી અડ્યો; રાજાજી જવ સાંધે બાણ, હરયા હરણના આપે પ્રાણ. અરૂ પરૂ રાજાજી જોય, મનુશ નામ નહી દીઠુ કોય; વિચાર કરયો આપે મન માંય. સીધ વચન સાંભરીયું તાંહ. ખરો મંત્ર તે કયમ જાણીએ, જોઇએ મૃગ સાથે નાણીએ; ઘોડા થકી ઉતરયો નરેશ, મૃગના દેહમાં કરયો પ્રવેશ; તે મૃગલો તો જીવતો થયો, એટલે તાંહાંતો નાપીક ગયો; પડ્યો દીઠો રાજાનો દેહ, તેને દુવે ઉઠ્યા મેહ. થયું રાય પૃથ્વીપત દેશ, નાપીકે રાયમાં કરયો પ્રવેશ; તેમાં ક્ષણું ન લાગી વાર, થયા વેગે પોતે અસ્વાર. રાજા મંત્ર ખરો ભાખીઓ, વિક્રમ રૂપ ધરી આવીયો; જુવે તો કાયા જીવતી થઈ, બેઠો અસ્વાજ ઉપર જઇ, વિક્રમ કહે છે હાથનાં કરયાં, તે તો માહારે મુસ્તક પડ્યાં; નાપીકે જાણ્યો મૃગ રાય, કાહાડી ખડગ તે ઉપર ધાય. કાહાડુ ભાવઠ પ્રાણ લીજીએ, સુખે રાજ અમો કીજીએ; વિક્રમે જાણ્યું લેશે પ્રાણ, નાઠો મૃગલો વીર સુજાણ. સેન્યા સહુ આવીને મળી, રાજા પેઠો સહુમાં ભળી; બાંડો મૃગ છે તેનું નામ, મારે તેને આપુ ગામ. એવો ખાર હઇડે લાવીયો, મૃગલો હાથ કોને ના આવીયો; રાજા મનમાં આણે ગરવ, ઘેર આવ્યા રાજા સૌસરવ. કરયું નાપીક કેરૂ કરમ, કોને નહી લાધ્યો તે મરમ; અનમી રાય જુહારેજ કરે, છત્ર અમુલખ માથે ફરે. રાયનો દેહ રાયનો શણગાર, રાયનાં વસ્ત્ર રાયનો તોખાર; ઉલટભેર હરખ્યો તે મન, એવું છે તેનું જોબન. નારયો વધાવે વિક્રમ વીર, છાંટે ગુલાબ ભરીને નીર; મુંકતાફળંની થાળો ભરે, ભરી ખોબલા મુસ્તક ધરે. રત્ન કનક તે ભાત અમુલ, વેવારીઆ વધાવે ફુલ; એમ હરખતો આપે જાય, વડી રાણીના મોહોલજ માંય. રૈએત સૌ વદાયજ થાય, રાજા આપે મોહોલમાં જાય; આગ્ના માગી વળ્યો પ્રધાન, જાઓ પધારો કીધી સાન. એક દાશી દડવડતી જાય, મોહોલ પધારે વિક્રમ રાય; રાણીએ સમરાવી વાટ, પંથરાવ્યા કનકના પાટ. વેરયાં પુષ્પ પાખળ ઓપાસ, બેકે કસ્તુરી લીલ વીલાસ; કનકજ ઝારી કરમાં ધરી; મુક્તાફળની થાળજ ભરી.

વધાવા રાણી સાંચરે, તે આગળ સખીઓ પરવરે; રાણી તો છે ચંકમોજાર, બીજી સખીઓ એક હજાર. દેહ રાયની નાપીક પ્રાણ, નહી બુધ તેનામાં જાણ; રાણી છે સતવંતી સખી, તેમાં એક અધીષ્ટા મુખી. તેણે આવી કરયો જુહાર, રાય જાણ્યું માહારી નાર; કર ઝાલ્યો તે કામની તણો, તે ઉપર નેહ આણ્યો ઘણો. સકળ અસ્ત્રીમાં વાહાલી તું, હેતે મોહોલ આવ્યોછું હું; બીજી નારી જોઇને રહી, તે નારી તો ઝાંખી થઇ. શુંએ રાય બોલેછે રાજ, એના મનમાં ના આવે લાજ; પડદે રાણી જુવે દ્રષ્ટ, આપે મનમાં પામી કષ્ટ. કાંઇ ચેટક રાજાને થયું, ડાહાપણ એનું તે કયાં ગયું; હેઠી મેહેલી મોતીની થાળ, તવ હવો નેણાંનો વાહાલ. તેવું રૂપ ને તેવો રંગ, બીજી ચાતુરી બીજો ઢંગ; રાય બેઠો પલંગે જઈ, સ્ત્રી આઘી ઉભી રહી. રાયે આપવા માંડયાં પાન, હેતે દેખાડે બહુ માન; અસ્ત્રી કહે કાલ કહી છે વાત, મુને સંભળાવો ક્ષાત. કાલ આપણે કરવું ભોજન, તેતો કહો મુજને રાજન; નાપીક બુદ્ધ હીણો શું કેહે, હશી મુખ સામુ જોઈ રેહે. રાણીમાં લક્ષણ બત્રીસ, હઇડામાં રાખી છે રીસ; આ ઓરડે આવો એકાંત, કહુ વાત ભાગુ મન ભ્રાંત. રાય ગયો છે ઓરડે વળી, રાણીએ દીધી સાંકળી; વાહાણામાં પુછશુ પરધાન, ત્યારે દેઇશુ ઝાઝાં માન, રાખ્યો નજરબંધીમાં તેહ, મનમાં ઉપન્યો બહુ સંદેહ; પ્રાતઃકાળ થયો જ્યાહરે, પ્રધાનને તેડ્યો તાહરે. છાની એકલા કીધી ગુજ, બેઉ જણે વિચારી બુદ્ધ; એ દુઃખ કોને નવ કેહેવાય, રૂપ જોતાં આવે છે રાય; લક્ષણ જોતે મુરખ જણાય; બીજુ પારખુ તે શું થાય. શમશા. નીર વીના જે નીપજે, પાપે પેદા થાય; તેને જવલો જીતશે, તે અમને કોહો રાય. જવાબ. દુકાળ. સમશા: શૃંગ સહીત જે જનમીયો, જોબનપણે તે જાય; જોબન ફીટી વૃદ્ધ થયો, શી રીતે કોહો રાય. જવાબ, છાંયડો, ચંદ્ર. શમશા. હાથ પગ મુખ નાશીકા, સાથે પંથ પળાય; અંન ઉદક ખાએ નહી, તો અમને કોહો રાય. જવાબ. છાયડો. શમશા. જાયો તારે દેશ ગજ, જોબનમાં ઝંપાય; અંન ઉદક ખાએ નહી, તે અમને કોહો રાય. જવાબ. છાયા. સમશા. નારી જાતે ઉજળી, મુખ નાશીકા નેણ; અંન ઉદક નીંદ્રા નહી, મુખ ન બોલે વેણ. જવાબ. કાંચળી. સમશા. નરથી નારી નિપજે, જેથી શોભે નાર; પ્રથમ જોઇએ તેહને, એને શીર ભરથાર. જવાબ. કાજળ. સમશા. નવે ગ્રહમાં મુખ્ય જે, તેનો સહોદર હોય; તેને નામે નામ છે, તે મુજ પાસે જોય. જવાબ. ચાંદલો. સમશા. મુખ્ય માંડણ પુરૂશા તણું, દુસ્મન ગણે જન જેહ; નાર વડે નર જાણીએ, અમ આગળ કહો તેહ. જવાબ. મુછ. સમશા. વદન શામને ગૌર વર્ણ, અમી ઝરેતો આપ; તેના સંગ થકી મટે, શોકાતુરને પાપ. જવાબ. પાન. સમશા. સુર વાહનથી નિપજે, નારી દસ કે બાર; તે નર તો નારી કને, જેનું ભાગ્ય અપાર. જવાબ. ચુડલો. સમશા. સીંધુ સુતા પીતાસ તન, તામસજે કેહેવાય, તે પરસન અમને સદા, મન વિચારો રાય. જવાબ કામ. સમશા. ગીરી સુત વાહન તાસકી, પુજ્યો શ્વામી હોય; તે વાલમ મુને જીવથી, ઓર ન દુજે કોય. જવાબ સીંપ. સમશા. હેમસુતા તપસીર રેહે, તાકો ચાહે રંગ; તાકી હોયે ભારજા, હુવે દોનુસે સંગ. જવાબ ગંગા. સમશા, જેહને દેહ ખઈ રોગ છે, તે ઉપમા જે મુખ; તાસ પતીસુ પ્રીતડી, ભાગે જેથી ભુખ. જવાબ. શીવ. સમશા. પોસ માહમાં અમલ છે, તેને નામે નામ; તેના ચોરને મારીએ, માહારે તેનું કામ. જવાબ. સીત. સમશા. વાયુ ભક્ષ અરીત ચઢણ, અસ્ત્રી તાતજ જેહ; વખાણ ધરેચા રૂદયા વીશે, માહારે તેસું નેહ. જવાબ. રામ સમશા. વેરી મારે જીવતા, તે અદકી છે ખ્યાત; તેનો મારણ મુજ મળે, તોતો કહુ મન વાત. જવાબ. લક્ષમણ. સમશા. પમ પેટ વચમાં વસે, તેને નામે નામ; તેનો ધારણ મુજ મળે, અંતે તેનું કામ. જવાબ. રામ. ચોપાઈ.—રાણીએ સમશા અદકી કહી, નાપીકે એકે નહી લહી; વિક્રમ ઉતર દે સરવથી, શકે જીવ રાજાનો નથી. રૂપ રંગ તો રાજા તણો, તેનો સંદેહ મનમાં ઘણો; વળી પુછયાં બીજાં એંધાણ, શું જાણે નાપીક અજાણ, છાનાં ડાહ્યાં સાટ્યાં જેહ, પુછી પેરના

પીકને તેહ; એકે વાતે ના આવ્યો પાર, ત્યારે મનમાં આણ્યો ખાર. આપણો રાજા તે નવ હોય, શીદ જુઠું મનાવો મોહોય; રાણી પ્રધાનને દઢ વિશ્વાસ, નહોય રાજા મુકી આશ. એવે વાત એટ. લેથી રહી, નાઠો હરણ તે શી ગત થઈ, હરડામાં તે સઘળુ લહે, વાચા નહીકો આગળ કહે. દા હાડો રાત તે વનમાં ફરે, વન તરણ આવે તે ચરે; જોયો અલખે ખોયુ રાજ, નાપીક ઉપર અ દકી દાજ. ઇષ્ટ આગીઓ શું કરે તહી, એકે વાતે ચાલ્યું નહી. દોહરો.—નાપીક રાખ્યો ઓર ડે, મ્રગ ફરે નિત્ય વન; એકે દાવ ફાવે નહી, ઝુરણ લાગી મન. ચોપાઈ.—એમ કરતાં એક પક્ષજ ગયું. તે દાહાડે એક કઉતક થયું, એક પોપટ બીજી પોપટી, એ બે બેઠાં છે લટપટી; એ ટલે સીંચાણે દીધી દોટ, કીધી પોપટ ઉપર ચોટ; ઝડપી પોપટી ઉડી ગયો, પોપટ તેતો ઠામે રહ્યો, રહ્યો એકલો પોપટ ત્યાંહ, લાગી ફટકી તો મન માંહ; માહા ભય લાગ્યો મનમાં જાણ, ગયા પોપ ટના ત્યાં પ્રાણ. મ્રગ ફરતોતો આણી કષ્ટ, એટલે પોપટ દીઠો દ્રષ્ટ. રાએ મનમાં કરચો વિચાર, મ્રગથી રૂડો પોપટ અવતાર. એવો મનમાં ધરચો ઉપદેશ, પોપટનામાં કરચો પ્રવેશ; આવી પાંખ ને વાચા થઈ, રાય કહે હવે ચીંતા ગઈ, મ્રગ દેહ તો વનમાં રહ્યો, રાજા પોપટ ઉડી ગયો; ફરતે ફરતે આવ્યો ત્યાંહ, ઉજેણી પોતાનું જ્યાં. ત્યાં દીનગર સમુ છે સોક, દીઠા પ્રધાનને પુરના લોક; પરધાન આપ એકલો થયો, પોપટ તેની પાસે ગયો. બેઠો તેની પાસે જઈ, છાની વાત વીતી તે ક હી; એ વાત મનમાં રાખજો, વડી રાણી આગળ દાખજો. વિક્રમ રાજા તેતો અમો, મન વીશે સ મજી લો તમો; મણીનાથે મંત્રજ આલીઓ, તે નાપીક દ્રષ્ટે ઘાલીઓ; તેથી પ્રગટયું એને દુઃખ, શીખ્યો મંત્ર કરચું મેં સુખ; તે ઉપર દીન તો વહી ગયા, આપણ સાથ શીકારે ગયા. હું ચાલ્યો આગળ એકલો, ત્યાંથી મેં મારચો મ્રગલો; સાચો જુઠો મંત્ર ઉપદેશ. મૃગ કાયામાં કરચો પ્રવેશ. નાપીક ત્યાં આવ્યો તે ઘડી, માહારી કાયા દીઠી પડી; તે કાયામાં પેશી ગયો, રાજા થઈ અસ્વાર જ થયો. મુને તે મારવા ઉઠીઓ, હું ત્યાંથી નાસી છુટીઓ; દુઃખે વનમાં પામ્યો કષ્ટ, પોપટ મરત ક દીઠો દ્રષ્ટ. મૃગથી કાયા મેં પરહરી, પોપટમાં પ્રવેશજ કરી; ઉડી આવ્યો હું તમ પાસ, જો આ વે તમને વિશ્વાસ. તે વાતની પ્રતિજ્ઞા લેઉ, જે કોહો તે નીશાની દેઉ; પ્રધાને રાણી આગળ કહ્યું, માન્યું સાચુ બનાએ લહ્યું. પોપટને તો ચાંપ્યો રૂદે, અમરત વચન રાણીજી વદે; રાજા મન ઓલ્ખ આણશે, નાપીકને વાહાલો જાણશે. એના મનમાં રેહેશે દાજ, એણે ભોગવ્યું હોશે રાજ; પાયે નમી જોડી બે હાથ, પોપટને કેહે રાણી વાત. દોહરો.—રાજાજી મન જાણજો, આણી દ્રઢ વિશ્વા સ; જાણ્યો છે મેં એહને, જ્યારે આવ્યો મુજપાસ. રૂપ રંગ તો તમ તણું, મુરખ એનાં ચેહેન; તે દાહાડે મેં પારખ્યો, બુધ નીચ તે નેન. ઘાલી મેહેલ્યો ઓરડે, જાત તમારી માટ; આય અંત બે સી રહે, મોહોટે મન ઉચાટ. તમે કહ્યો ત્યારે લહ્યો, નાપીક એનું નામ; જે કરવું હોય તે કહો, તે તો કરીએ કામ. પુછી વાત પટંતરે, પુંછ્યાં બહુ એધાણ; વિશ્વાસ ન આવ્યો મુજને, છે તે છેક અ જાણ. જે કોહો તે અમો આચરૂ, નાપીક અહાંથી જાય; તમો પ્રવેશો તેહમાં, તો મુજને સુખ થાય.

ચોપાઈ.—પોપટ કેહે સાંભળ પ્રધાન, વાત ન કરશો ત્રીજે કાન; નહી નીસરે હઠથુ ચેઠ, તો આ પણને વીપતી પડે. હું કહુ તે કરો એક રીત, એ સંગાથે જોડો પ્રીત; મુરખ તે ભોળવાયો જશે, તેથી કામ આપણું થશે. લાવો મરતક એક એને પાસ, કહીએ અમને નહી વિશ્વાસ; પરકાયા પ રવેશજ કરો, તો તું વિક્રમ રાજા ખરો. તો તેને ઉપજશે નેહ, લોભે તજશે માહારો દેહ; પરમાં પેશે તે જ્યાહરે, માહારી દેહમાં આવું તાહરે. એટલો પરપંચ કરશો મરમ, ઇશ્વર રાખે આપણો ધરમ, હવડાં દુઃખ માહારી દેહને, કરમ જોરાવર છે એહને; રાણીને પ્રધાનજ બેહ, આપ મન ભાગ્યો સં દેહ. દોહરો.—ઘરમાં એક ઘેટો હતો, ડસીઓ સાપે તરત; સાજો તાજો જીવતો, ક્ષણમાં પા મ્યો મરત. રાણી આવી તાંહાં થકી, ઓરડે ઘાલ્યો ભુપ; પ્રણામ કરે તેને નમી, દેખી વિક્રમનું રૂપ. સંદેહ ભાગો મન તણો, ટાળો અમારી દાઝ; વિક્રમનું આપો પારખુ, બેસાર તમ રાજ. જે તું

કેહે તે હું કરૂં, રાજા કેહે છે કામ; દુઃખ દેછે ફોકટ મુને, વિક્રમ માહારૂં નામ. રાણી કેહે મેં ઓ
ળખ્યા, રાય તમારા વેશ; એક દેખાડો પારખુ, પરકાયા પ્રવેશ. તો મન માને માહરૂ, પોહોચે મ
નની આશ; પછે છત્ર ધરાવીએ, ભોગવું લીલા વીલાસ. એહ દેખાડો પારખુ, તો આવે વિશ્વાસ;
નાપીક કેહે મુને તે ગમ્યું, મનમાં મોટી આશ. **ચોપાઈ.**—રાજાને તે કાહાડયો બાહાર, રાણી
પ્રધાન પોપટ તે હાર; મુવેલો ઘેટો ઉભો કરયો, હેતે રાજા આગળ ધરયો. નાપીક અજાણુ ઓ
છી છે જાત, ચતુરાઇની શી જાણે વાત; રાયે શરીરથી તજીઓ દેહ, ઘેટામાં કરયો પ્રવેહ. રાયના દે
હથી નાપીક ગયો, ઘેટો ઉઠી બેઠો થયો. **દોહરો.**—પોપટમાંથી નિસરયો, વિક્રમ વીર સુજાણ; પાંચે
મહીમે આવીયો; આપ રૂદેમાં પ્રાણ. નીરઘોશ કરયા દુંદભી તણા, વાગ્યા તાલ મ્રદંગ; ઓછવ
અદકો ત્યાં થયો, રાજ રીતમાં રંગ. **ચોપાઈ.**—પોપટ ફીટી રાજા થયો, નાપીક તો ઘેટામાં
ગયો; અનેક પ્રકારે કરીએ કરમ, આખર સત્ય રેહેછે ધરમ. જઇએ જો અરણવ પેલાડ, આખ
ર કરમ તો રેહે લલાડ; કપટે અરથ ન આવે રેખ, થાય વિધાતા લખીઓ લેખ. નાપીક સવળુ
કરવા ગયો, મનુશ ફીટીને ઘેટો થયો; રાયે તે બંધાવ્યો બાહાર, પાય પાણી નીરાવે ચાર. રાય રા
ખે છે હેતજ ઘણુ, નહી વેહેર મનમાં તે તણું; ઘેટાને મન સઘળુ જ્ઞાન, નહી મુખ બોલ્યાની વા
ણ. કરમવંત તે રાજા થયો, ઉદમસ્ત ઘેટો થઇને રહ્યો; એમ કરતાં ગયા બહુ દન, રાજ નીતીએ
કરે રાજન. એ વાત એટલેથી રહી, કઉતક વાત અહીં એક થઈ. **દોહરો.**—દેવ દેવ બ્રાહ્મણ
રૂશી, પશ્ચિમ દેશે વાસ; અસ્ત્રી ભરથારને પુત્ર એક, એ ત્રણ હરીના દાસ. વરસ સોળનો સુત થ
યો, પાસે નહી કાંઇ ધન; કીધો વીવાહ તેહનો પરણવ્યાનું મન. **ચોપાઈ.**—વેવાઇ કહે કરો વિ
વાય, નીકર અમને કોહોને નાય; ના કેહે વીવાહ થાય ફોક, હા કેહેતાં નહી પઇશા રોક. હીંમતથી
નીરધારી લગન, નીરધારયુ તે કરવા જત્ન; વેવાઇને બોલાવ્યો ઘેર, પછી ઘરની સંભાળી પેર. જ્યાં
હાં જુવે ત્યાંહાં સુંનો ઠામ, કેમ થાય વીવાહનું કામ; મનમાં હોશ તો અદકી થાય, ધન વીના સર્વે
એળે જાય. ઝુરે અસ્ત્રી ભરથારને પુત્ર, દોહલુ છે આપણું ઘર સુત્ર; દેવુ કોનુ નવ કીજીએ, દરીદ્ર
ભાર માથે લીજીએ; દુઃખ સાગરમાં ત્રણે પડ્યા, માહા દુઃખમાં તેતો રડવડ્યા. એકે વાત તો સુ
જે નહી, કોની પાસે જઇએ કહી; અસ્ત્રી કહે સાંભળરે કંથ, જો આવે ઉજેણી પંથ. વિક્રમ રાય
સતવાદી જેહ, કેહેછે પરદુઃખ ભંજન તેહ; જે બ્રાહ્મણ પ્રતિપાળજ ધીર, કાને સાંભળ્યો વિક્રમ વી
ર. આપણ જઇએ તેની પાસ, જો ઇશ્વર પોહોચાડે આશ; આપશે તો કંઈ દ્રવ્ય લાવશુ, નીકર ઘે
ર પાછા આવશુ. એવો મનમાં કરયો વિચાર, પંથ જવા થયાં તઇયાર; વ્રદ્ધ બ્રાહ્મણ નારીને તન,
ચાલ્યાં ત્રણ વિચારી મન. એક ગામ મુકે બીજુ લહે, નીશા પડે ત્યાંહાં વાસો રહે; એક દીવસ તો
ભુલા પડ્યા, વન ભયાનકમાં જઈ ચડ્યાં; દેશ ન સુજે એકે વાત, ત્યારે મનમાં થયો ઉચાટ. **દોહરો.**—
એટલે એક ત્યાં આવીયો, સારદુલ તે શેર; મુછ પુછ ઉભા કરી, લીધા ત્રણે ઘેર. વીકટ દાઢ માહા
કરકડી, ધરી મનમાં બહુ ક્રોધ; મારી ઝોટ સુત ઉપરે, મા બાપ કરે બહુ રોધ. અરે હું બ્રાહ્મણ
બ્રાહ્મણી, તું ક્ષત્રી અવતાર; માર અમને બે વરંધને, મુકો માહારો બાળ. બાળ હત્યા તુજ બેસ
શે, જુઓ વિચારી મન; પછે કામ એવું કરો, જીવાડો મુજ તન. તે ઉપર તુટી પડયો, કલ્પાંત ક
રે માહા શોક; જ્ઞાનજ આવ્યું વાઘને, એને મારૂ ફોક. મેલી વાઘ નાશી ગયો, બાળક પડીયો ધ-
રણ; તે ફડકે મરી ગયો, વનમાં પામ્યો મરણ. બોલાવ્યો બોલે નહી, લાડકવાયો બાળ; કલ્પાંત ક
રે દેહને હણે, જાણે આવ્યો કાળ. જ્ઞાન વિચારયું પંડીતે, રૂદન કરે શું થાય; પૃથ્વીપર પેદા થયું, તે
તો નિશ્ચે જાય. **છપો.**—કોઈ કેહે કરડયો નાગ, કોઈ કેહે ઝડપી ઝાલ્યો; કોઈ કેહે હરણે હણ્યો
કોઈ કેહે હડકવા હાલ્યો; કોઈ કહે અગ્નીમાં બળ્યો, કોઈ કેહે ઝાડેથી પડીયો; કોઈ કેહે વેતર હુ
વો, સરણ રામને પડીયો; એમ અનેક મુખથી ઓચરે, ગમે તેમ તેતો હુવો. શામળ કેહે વાત
કેહેવા તણી, પણ જેમ તેમ મોહોતે મુઓ. જે જાએ ઘડ લંક, સીંધુ પાણીમાં પેસે; જો ચડે ગર

વત મેર, અગ્નિ બારે જઈ બેસે; જોરાળા રખવાળ, જો રહે યોગ ધરીને; જો કરે વ્રજ ગુફાય, રેહે લોહ કોઠી ડરીને; અંગ કોરે મોહોકમપણે, સંચ પરપંચ ઝાઝા કરે; શામળ કેહે લખ્યું મટે નહી, મોત આવે નિસ્ચે મરે. • ચોપાઇ—એવું જ્ઞાન વિચાર્યું શર્મ, અસ્ત્રીને સમજાવ્યો મર્મ; હવે એની વણસે કાય, તેનો કાંઈ કરીએ ઉપાય. બાળકને ઝોળીમાં ધરી, સ્ત્રી ભરથાર બે કાંધે કરી; રોતાં કકળતાં તે આવીયાં, ક્ષીપ્રાની તીરે લાવીયાં. સ્ત્રી ભરથાર ધરેછે શોક, જોવા મળ્યા છે ઝાઝા લોક; તે લોકને પુછ્યું નામ, કોહો ભાઇઓ આ કીયું ગામ. માળવ મુખ્ય ઉજેણી ગામ, કઈલાસ જેવું પવિત્ર ધામ; વિક્રમ રાય દાતાર તે ઘણો, સહોદર પરનારી તણો. માહા પવિત્ર સત્યવાદી હોય, જેને દેશ નહી દુઃખીઓ કોય; બ્રાહ્મણે સુણી છે ખ્યાત, અસ્ત્રી પ્રતે બોલ્યો વાત. જાઉ ગામમાં રાજા ઘેર, કરૂ કાષ્ટ ચીતાની પેર; લાવુ ગ્રથ સામગ્રી ખીર, આપણ બે હોમીએ શરીર. જમની અહીઆં તો વામીએ, શીવનાં પરમપદ પામીએ; સ્ત્રી બાળકની પાસે રહી, વેહેલા આવજો સ્વામી જઈ. દોહરો —ગયો વિપ્ર તે ગામમાં, રાજ સભા હજુર; બેઠો રાય વિક્રમ જ્યાંહાં, સકળ સભા ભરપુર. હાસ ગીત થાય ચાતુરી, છત્ર ફરે છે શીર; તે સનમુખ જોઈ રાયને, વિપ્રે કહી આશીશ. રાજા ઉઠી ધસમસી, વિપ્રને લાગ્યો પાય; હું સેવકને દીજીએ, મુજ જેવી આજ્ઞાય. શા માટે આ દુઃખ ભર્યાં, નયણે ઢોળો નીર; કોહો બેશી થઈ સાંસતા, પુછે વિક્રમ વીર. ન રહે હઇડુ વિપ્રનું, વાત કેમ કેહેવાય; કાલાવાલા કરગરે, પોતે વિક્રમ રાય. બ્રાહ્મણ કેહેછે રાયને, હું માગુ તે આપ; ન કરો ખોટી મુજને, વચન સ્થીર તે સ્થાપ. • ચોપાઈ.—ત્રણ સકટ ભરાવો કાષ્ટ, તે મોકલો ક્ષીપ્રાને ઘાટ; જંવ તલ હોમ પંચામ્રત ગ્રત, એક સકટ મોકલાવો તરત. જોબનવંત પડયો છે પુત્ર, કાચુ ભાગ્યું છે ઘરસુત્ર; સ્ત્રી ત્યાં જુવેછે વાટ, માહારા મનમાં બહુ ઉચાટ. રાજા કેહે સાંભળ માહારાજ, ત્રણ સકટનું શું છે કાજ; હવન હોમ તે ગ્રત શું કરો, એવડાં કાષ્ટ લેઈ ક્યાં ધરો. બ્રાહ્મણ કેહે હું ખોટી થાઉ, ક્ષીપ્રા તીરે હુંતો જાઉ; સાંભળવા ઇચ્છા હોય રાય, તો માહારી સ્ત્રી પાસે જાય. કાષ્ટ સામગ્રી સર્વે ભરી, બ્રાહ્મણ ચાલ્યો આગળ કરી; ઇંધણ ઓધગ કરયો અંબાર, મળ્યા લોક તે અપરમપાર. રાજા ઉઠી બેઠા થયા, છડી સ્વારી આપે ગયા; પંદર લક્ષ જ્યાં પાયક મળે, બીજી સૈન્ય સંખ્યા કુણ કળે. બ્રાહ્મણ ચીતા રચેછે જ્યાંહ, માહારાજ વિક્રમ આવ્યા ત્યાંહ; કોહો બાઈ જોગ માયા સતી, વીતક કોહો હું પૃથ્વીપતી. ક્યાંહાં રહોને ક્યાંહાં તમ જાઓ, કોહો વાત દુખીઆં કેમ થાઓ; વાટે વીઘન એવડો શો હવો, વણ દુઃખે કેમ કુંવર મુવો. હવન હોમને કાઠી ભણી, શું કરશો કેહે પ્રથ્વી ધણી; મળ્યા લોક અઢારે વરણ, સુત મરતગ પડયો છે ધરણ. તે નારી મનકુ દ્રઢ કરી, વિક્રમશુ વાણી ઓચરી; દેલવાડુ દક્ષણમાં ગામ, વીજેપાળ રાજાનું નામ. ત્યાં રેહેતા નિશ્ચળશુ મન, દીધ અમોને એકજ તન; જશ પ્રતિષ્ટા માહારો ઘણો, વીવાહ મળ્યો એ પુત્રજ તણો. આવ્યું ખરચ ઘેર વડો વશેક, નથી ઘરમાં દમડી એક; ઝુરણ કરતાં ત્રણે મળી, એટલે કીરતી તાહારી સાંભળી. જે જાય તેને દે માન, મન ગમતા આપેછે દામ; વૃદ્ધ એ કલે તો નવ અવાય, સ્ત્રીએ જાચુ કેમ જવાય, નાહાનો બાળ એકલો ક્યમ રહે, કોમળ દેહે દુઃખ કેમ સહે; એવું વિચાર્યું ત્રણે જણે, ઘેરથી નીકળ્યાં કષ્ટે ઘણે. દુઃખે પાપે આવ્યા અહીં, આવ્યો વાઘ મોહોટો વન માંહી; તે વાઘે તો ચોટજ કરી, ફડકે પુત્ર ગયો છે મરી. બ્રાહ્મણ બ્રાહ્મણ અમે મુખ કહ્યો, નાઠો વાઘ અલોપજ થયો; ક્ષીપ્રા ત્રઠ તીરથ છે આજ, આવ્યા દેહ સાધનને કાજ. વણ વાંકે દેહ પાડી ના જાય, આત્માની બેસે હત્યાય; ચીતા અગનનો હોમજ કરૂ, હોમુ દેહ બંને જણ મરૂ; નરમેધનું પુન્યજ થશે, જીવ અમારો સ્વરગે જશે. ત્રણે બળશુ એક ચીતાય, સભા સહીત સાંભળજો રાય; માયા મોહ અમને નહી કશી, એવી વાત તમને મન વશી. જાઓ નગરમાં કરો તમ રાજ, અમો કરીએ અમારૂં કાજ; ગદગદ કંઠે વચનજ ભણ્યું, આપ હાથે હઇડુ બહુ હણ્યું. સ્ત્રી ભરથાર કરે વીલાપ, તે સહુ નીરખે આપો આપ; અરે દઇવ તે પોહોતી આશ, કરે

રૂદન મુકી નીસ્વાસ. તે બ્રાહ્મણનું દુખ્ખ જોઈ, શેહેરની વરણ અઢારે રોઈ; ત્રાહ ત્રાહ કરે સ
હુ લોક, નગર બધામાં પડીયો શોક. નાહાનાં મોહોટાં રૂદનજ કરે, અરથ એક કોથી નવ સરે; રૂદ
ન કરે હાથી ઘોડલાં, રૂવે પ્રધાન પંડીત જોડલા. બાળક વછ ન ધાવે ખીર, સઉ કહે થંભ્યુ ક્ષીપ્રા
નીર; પશુ પક્ષી નથી લેતુ તરણ, રૂદન કરે વનચર જે હરણ. પક્ષી કો ચારો નવ ચરે, શું શું કરૂ
રૂદેમાં ધરે; મુખ ના ઘાલે જળ કે અંન, રાજાનું શોકાતુર મન. **દોહરો.**—ધીક અવતાર વિક્રમ
કહે, દુઃખભંજન કેહેવાઉ; એ જીવ જો ઉગરે, હું હોંશે ઘેર જાઉ. વીને કરીને વીનવું, જો તે
બે ઘેર જાય; નીકર હું ચોથો બળુ, એકજ ચીતા માંહ. પાસે આવી પગે નમ્યો, દીન થઈ જોડ્યા
હાથ; રખે કોપ માતા કરો, હું બોલુ તમ સાથ. આવ્યું જાવા કારણે, મૃત્યુ પામ્યો તમ બાળ; તમો
બંને રેહો જીવતા, આવો માહારે દ્વાર. કોઠાર લુટાવુએ નીમીતના, નીરગમુ બાધુ રાજ; ક્રશ્નારપ
ણ સમરધ કરૂ, તાહારા સુતને કાજ. મુવા ના થાય જીવતા, જે નવખંડેરી જોડ; લખ્ખી ગયો કીર
તાર કો, માથે મોહોટી ખોડ. માહારે ગામને ગાંદરે, તમે જે પાડો તન; લાગે લાજ તેતો મુને, એમ
કહે રાજન. **ચોપાઈ.**—અસ્ત્રી કહે શાને દુખીઆ થાઓ, મોહોલ તમારે રાજા જાઓ; કોહો
તો અહીંથી પાછાં વળુ, બીજે દેશ જઇને મરૂ. પશ્ચિમ દેશે ઉગે ભાણ, જો પુત્ર વના ધરૂ જો પ્રા
ણ; હુંતો ક્રોધ રૂદેમાં ધરૂ, હવડાં બળતાં કોપજ કરૂ. ક્રોધે નહી ગણું હું પાપ, તુજંને દેવો પડશે
આપ; રાજા કહે સાંભળ તું માત, તાહારા કામની કહુ એક વાત. સરપ કરડે કે વીખથી જાય,
માહા બીકે જેનો જીવ જાય; તેમાં પ્રાણ કઈ પેસી રહે, તે ડાહ્યો જવરલો લહે. પાંચ પોહોર
સુધી જીવજ હશે, જો બાળીશ તો હત્યા થશે; આજની રાત રાખો થીર મન, ભાગ્ય હશે તો ઉઠે
તન. એટલુ કહ્યું કરો માહરૂ, કરમ કરે વાહાણે તાહરૂ; અમૃત વચને પોખ્ખી તેહ, વરશો અમૃત
વચને મેહ. બીક તણી મુરછા છુટશે, તાહારે ભાગ્યે તે ઉઠશે; આસના વાસના અદકી કરી, રાયે
સંતોખ્ખી સુંદરી. આપ સુખપાલમાં નાંખ્યો બાળ, રાજા ઘેર લાવ્યો તતકાળ; બ્રાહ્મણ બ્રાહ્મણી બે
સી રહ્યાં, સહુ માણસ ઠેકાણે થયાં. **દોહરો.**—ઘોર નીશા જ્યારે ગઇ, તેડ્યો વીર અજીત;
ચાલ્યો રાય મશાણમાં, મનમાં ન આંણી ભીત. ચંદન પુષ્પ કુમકુમ ઘણા, પુજા બહુ વીધ લીધ; કરી
જોત આપે રહ્યો, જ્યાંહ સામી હરસીધ. ધરયું ધ્યાન એક ચીતશુ, આવી આપ સ્વરૂપ; પ્રદક્ષણા
ડંડવૃત કરી, પાએ નમ્યો તે ભુપ. માતા પુજન માહરૂ, માની લ્યોને આજ; માહારે જે સંકટ પ
ડ્યુ, તેની રાખો લાજ. વરતભંગ માહારૂ થશે, તજવો પડશે દેહ; કેઈ પેરે થશે છુટકો, મુજને કોહો
મા તે. લાજ રૂપ માહારે તમો, માહારે તું આધાર; પરદુઃખ ભંજન તે તમો, હું તાહારો પ્રતી-
હાર. **ચોપાઈ.**—પ્રસન થયાં આપે હરસીધ, રાયને આપી એક બુધનીધ; મુવા જન ના જીવે
કોય. નીરમુ એ વીધાતા હોય. હું કહુ તે કરો એક પેર, નાપીક ઘેટો તાહારે ઘેર; તેને મન છે સ-
ઘળુ ગ્નાન, તે પાસે જઇ માગો માન. સજીવ છે નાપીકનો વેશ, જાણે પરકાયા પ્રવેશ; ઘેટાની દેહ
થી નીસરે, પ્રવેશ વિપ્રને અંગે કરે. ઉઠી બેઠો બાળક થાય, મહીમા વધશે તાહારો રાય; એવું સાં
ભળી પાગે નમ્યો, થયો ઉજ્ઞટ ને બોલ્ન તે ગમ્યો. હરખભેર મોહોલે આવીયો, ઘેટાને છોડી લાવી
ઓ; મરતગ વિપ્ર પડયો છે જ્યાંહ, ઘેટો ઉભો કીધો ત્યાંહ. રાજાએ કર્યો ઉપદેશ, વિપ્ર કાયામાં
કરો પ્રવેશ; અવાચક કરી બાંધ્યો તુને, દયા આવી તુજ ઉપર મુને. ખાઓ પીઓને આણંદ ક
રો, વિપ્ર કાયામાં જીવજ ધરો; નાપીક મહા હરાંમી વરણ, વચન રાયનું સાંભળ્યું કરણ. આજ પ
ડી દીસેછે ગરજ, આજ મુને કરે એ અરજ; એને કહે એમાં નહા જાઉ, હું બેઠો તરણા ખ
ડ ખાઉ. મોહો મરડી ચડાવી રીસ, પછે આપે ઢંઢોળ્યું શીશ; અરથાત રાજાએ કરયું, પણ તેને
હઇડે નવ ધરયું. **દોહરો.**—બેટી પરણાવું માહરી, કરૂ જમાઈ તે નામ; ત્રાંબા પત્ર લખી આ
પીએ, આપુ બીજાં વીસ ગામ. કરૂ વજીર તુજ માહરો, કહ્યું માને આં દીસ; નહીતર હાથે ખડ
કશુ, છેદુ તાહારૂં શીશ. બેમાં સારૂ જે ગમે, તે કરો ઉપદેશ; છેદુ મુસ્તક મન ધરો, કે કરો કાય

પરવેશ. આગલા ને વળી પાછલા, લાંબા લેહુ જે વાણ; તે વાચ્યા અમેં ચુકીએ, આદ્ય ગુરની આણ. નાપીક મન ચેતી ગયો, હવે લગાડુ વાર; રાજ રીધ કન્યા ગઈ, શીખ્ય તણો સંસકાર. સુર જ ઉગે સજ થયો, મેહેલ્યો ચેટાનો વેશ; માણેક નાથના મંત્રથી, કરયો વિપ્રમાં પ્રવેશ. બીજો કોઈ જાણે નહી, તે જાણે રાજન; બ્રાહ્મ પુત્ર બેઠો થયો, હરખ્યું રાજાનું મન. નીસ્મે વાજાં ગડગડયાં, થયું નગરમાં જાણ; બ્રાહ્મણને મુરછા વળી, હરખે ઉગીયો ભાણ. વધાઈ ગઈ મા બાપને, મટીયાં મનનાં કષ્ટ; અમરત હવો આણંદશુ, જીવતો દીઠો દ્રષ્ટ. જય જય શબ્દ સઘળે થયો, શીતળ સહુની દેહ; નગરમાંથી દુઃખ ગયું. જેમ દુરભક્ષમાં મેહ. સ્ત્રી ભરથાર આશીશ વદે, શું કહીએ તને તાત: અમો અજાણે બાળતાં, પુત્ર અમુલખ જાત. બીજુ દુઃખ લાગત તુને, બ્રહ્મ હત્યા શીર થાત; કોટી કલ્યાણ તાહારૂં થજો, પ્રસન હરસીધ માત. ચોપાઈ.—રાજાએ ઘેર મંડપ રચ્યો, આણંદ ઓછવ અદકો મચ્યો; નગર બાંધે તોરણ બારણે, વિપ્ર ત્રમ કન્યા કારણે, બ્રાહ્મણની તેડાવી નાત, દેશ દેશ થઈ વિક્ષાત; પટરાંણીની પુત્રી હતી, મહા મનોહર રૂપે સતી. તે બ્રાહ્મણને દીધુ દાન, સંગાં સહોદરને બહુ માન; સદાવ્રત સામગ્રી ઘણી, ધજા બંધાવી ધરમજ તણી. નગર બધે કીધુ ભોજન. ફેલ્યો રંગ ત્યાંહાં બહુ દન; જ્યાંહાં વાત વિક્રમ મન વશી, વખાણ ઓપમા તેની કશી. વિવાહ કીવો રાજાની રીત, દાન આપે ધરીને પ્રીત; સોંપ્યા સમરથ ને ભંડાર, હસ્તી ઘોડાની કીધી લાહાર. એક જમાઈ ને બીજો બ્રહ્મ, જુવો તેનુ ખોટ્યું કરમ; સરવ દેશમાં જે છે સુખી, ખાન પાનમાં કીવો સુખી. આપી સમરથ ઉજેણી ધણી, પુત્રી વળાવી પોતા તણી; નવા મોહેલ પોતા ને વાસ, વજીર કરીને રાખ્યા પાસ. પેહેલો વીવાહ કીધો તો જેહ, બીજી કન્યા પરણાવી તેહ; જેવી પુરની ઇચ્છા પુર, તેને હરી હાજરા હજુર. પુન્યે ગ્રહ પીડા નવ કરે, પુંન્યથી દુસ્મન પાછો ફરે; પુન્યે પેઢી ઇકોતેર તરે, પુન્યે કામ કીરતી વિસ્તરે. પુન્યથી નહી રાજાનો ડંડ, પુન્યથી હારે હરામી લંડ; પુન્યે ચેટક લાગે નહી અંગ, પુન્યે સાંપડે રૂડો સંગ. પુન્યે પુત્ર પુન્યે પરિવાર, પુન્યે હોય સકુળની નાર; વિક્રમે મનમાં કામજ ધરયું, પુન્ય પ્રતાપે સરવે સરયું. પુન્યે રાજ સભા સનમાન, આ લોકે પરલોકે માન; તે સાર કરજો સહુ પુન્ય, તેથી રૂડુ નથી કાંઈ નુન્ય. દોહરો.—સુણો ભોજ કેહે પુતળી, એવા વિક્રમ રાય; તેનો મહીમા સાંભળે, પાંચે પાતીક જાય. હરસીધ તો કીરપા કરે, મન વાંછીત સફળ થાય; ગાય શીખે ને સાંભળે, રેવા જળમાં નાય. પરાક્રમી વિક્રમ થયો, સુણો ભોજ તે કરણ, અજીત અભેદીય થયા, તે આપે અશરણ શરણ. એમ કહીને પુતળી, આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કેહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા. કેહે કિવતા કરજોડ; શામળભટ કેહે બોલજો, જય જય શ્રી રણછોડ.

ઈતી શ્રી નાપીકની વારતા સમાપ્ત.

---

# વારતા ૮ મી. ધનવંત શેઠની.

## લક્ષ્મણા નામની આઠમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ  દોહરો.—બેઠો ભોજ સભા ભરી, તેડ્યા વિપ્ર શુભ વાણ; મુહુરત શુભ આપો મુને, જોતીશ જોઈ પુરાણ. પુખ્ય નક્ષત્ર પુરણતીથી, જોગ સીધ ગુરુ વાર; ધન લગને મુહુરત શુભે, અમરત ચોઘડીયુ સાર. બધુ નગર ભોજન કરે, વાજે તાલ મરદંગ; મળી અલેખે ભેદની, રાજસ રૂડો રંગ. ગંગોદક મારજન કરી, આસન બેસે જેમ; માં માં કહીને લક્ષ્મણા, તે વેળા બોલી તેમ. ભોજ રાજ માહા મહીપતી, રખે ધરોજી પાય; એ શીંહાસન ઇંદ્રનું, બેસે વિક્રમ રાય. સત્ય ભાષણ પરદુઃખ હરણ, કરણ કામનીધી ધામ; તે સરખાં પરાક્રમ કરે, બેસે એણે ઠામ. કેહે

ભોજ સુણ પુતળી, સુણ્યુ કાંન હું તેહ; વિક્રમ મહીમા સાંભળુ, ધરૂ રૂદે શુ સ્નેહ. ચોપાઈ.—કેહે પુતળી સાંભળરે રાય, કહુ વિક્રમ કેરો મહીમાય; નવતેરી જોજન વિસ્તાર, નગર અનોપમ સઘળુ સાર. ઘેર ઘેર પુજા પરમેશ્વર તણી, અનેક શોભા બીજી છે ઘણી; સહુને નારાયણશુ નેહ, માગ્યા વરસે છે શુભ મેહ. ફળે વનસ્પતિ ભાર અઢાર, નહી વ્યાધીનો ભય લગાર; જોગ અભ્યાસ કરે બહુ જતી, પતીવ્રતા વરત પાળે સતી. વિક્રમસેનની વરતે આણ, જુઠુ મુખ નવ બોલે વાણ; જાચક નીરમુખ કોય ન જાય, માગણના મનોરથ થાય. હરી કથા સુણે સહુ કરણ, લખેશરી વસે લખ વરણ; કોટીધ્વજ વસેછે અતી, વાહાણવટી મોહોટા અધીપતી. સવા લક્ષ અગ્નિ હોત્રીયા, પાંચ લક્ષ ઘર પુષ્ટ નીત્રીયા; દેવ સ્તુતી કરે વેદીઆ. બ્રાહ્મણ શાસ્ત્ર તણા ભેદીઆ. ભલા ભલા વસે બહુ ભાટ, પીંગળ તણા ભણે નીત પાઠ; અધીક લોક તાંહાં આવે અરથ, આપે રાય ઘણેરો ગરથ. સહુનો બોલ મનમાહી ગણે, ના અક્ષર મુખે નવ ભણે; એક દીવસ બેઠો છે રાય, વિચાર કરે આપે મન માંય. એકાંતે તેડ્યો પરધાન, મહીપતે ઝાઝાં દીધાં માન; તેડ્યો ભંડારીને ઘેર, હું પુછુ તે કેહેવી પેર. માલ ખજાનો હોયે દ્રવ્ય, તે સંખ્યા કેહે મુજને સરવ; તેનો પાર મનમાં હું લેઉ, પછે ઉત્તર ઘટે તે દેઉ. દોહરો.—કેહે ભંડારી ભાવશું, સાંભળ રાયજી બુધ; તમ ઘેર સમરધ અતી ઘણી, અષ્ટ સીધ નવ નીધ. જેને પાસે પુન્ય છે, જેને શીવનો સાથ; હરસીધ હાજર જેહને, તેને નવનીધ હાથ. ક્ષમા રૂપી છે ઔસધી, મેહેર રૂપછે મોટ; સત રૂપી જે સત્ય છે, તેને શામી ખોટ. માહારાજ સરખા છો મહીપતી, દાન શીળ સુખ પાત્ર; ત્યાંહાં ચીંતામણી વૃક્ષ છે, ધન તે કેહીક માત્ર. અહરનીસ કર ઉપરે, આંખે આપ કોહો એહ; કામ ધેનુ તે દુજણી, તેમાં નહી સંદેહ. ચોપાઈ.—જ્યાર સુધી છે પુન્યનું કામ, ત્યાર સુધી ભરચો છે દામ; એવા બોલ ભડારી કહ્યા, તે રાજાએ મનમાં લહ્યા. ધન સંચે દીસે નહી ઘણું, માહારે કામ તે ધનજ તણું; દુઃખીઓ આવી માગે ગરથ, તો સરે ક્યમ માહારો અરથ. દુઃખ ભંજણનું વરતજ જશે. ત્યારે માહારી શી ગત થશે; કેહેવો પડશે મુખથી નાકાર; તેથી મરણ ભલુ સનસાર. જીવ્યો જેણે પુન્ય આચરયું, જીવ્યો જેણે સાધન કરયું; જીવ્યો જેનો જશ વીસતરયો, જીવ્યો જન જે ધન નીસ્તરો. જીવ્યો જેને સારો કહ્યો, જીવ્યો જેને હરી રસ લહ્યો; મનુશા દેહ જીવ્યાનું સુખ, ટાળે જો દુઃખીઆનાં દુઃખ. દુઃખ ભાગે જે હોય્યે ગરથ, દ્રવ્ય વીના સરે નહી અરથ; ઈષ્ટ ઉરવશી આણુ ધન, ત્યારે માહારૂં માને મન. વડા વજીરને સોંપુ રાજ, તે વેળા કરૂ સૌ તાજ; ગુજ નહી કો સાથે ઘણી, પંથે ચાલ્યો અવની ધણી. અંકળીત તપ ધરયું છે અંગ, ઇષ્ટ આંગીપો છે રાજા સંગ; શરીર ઘાટડી વાળી કશી, ચાલ્યો ગામ મુકી રણ ધુશી. ખડગ કોલી કરમાં ધરી, હઇડે હરસીધ આરાધન કરી; માહા અરણવ ગયો જ્યાહરે, શીવ દેરૂ દીઠુ તાહરે. પશુ પંખી કો નહી માનવી, નહી જક્ષ કીંનર દાનવી; તેમાં છે ચીંતામણી લીંગ, કરયો રાયે તેનો જઈ સંગ. દેવ તણું કીધું દરશન, મનમાં રાય થયો પરસન; આસન વાળયું મન દ્રઢ કરી, બેઠો ધ્યાન શંભુનું ધરી. તજી નીંદ્રા ઉદકને અંન, વશ કીધુ પોતાનું મન; એમ ગયા દીવસ દસ વીસ, તોયે પ્રસન થયા નહીં ઇશ. ચરણ અંગુઠે ઉભા રહ્યો, એક માસ એમ કરતાં ગયો; ઊંચા ચરણને હેઠુ શીશ, જાપ જપે મુખે જુગદીશ. ત્રણ પક્ષ એમ કરતાં ગયા, શીવને મન આવી નહી દયા; સદાશીવે જોવાને મન, જોઇએ કેવો છે રાજન. દોહરો.—રાએ મન વિચારીયું: મનસા સીધે જોય; આ કળીયુગ છે કારમો, ભય વીન પ્રીત ન હોય. અંજા બંધ અદકા કરે, નાસે દેખી વાઘ; માટે પ્રગટ દેખાડીએ, બળીઆના બે ભાગ. સો વરસ બેઠાં લાંઘીએ, ઇશ્વર ન ધરે કરણ; દેહ કષ્ટીના દુઃખથી, મોહોટા જીવને મરણ. આળસ મરડી ઉઠીઓ, તજ્યો તે મૂનનો શોક; આપું હત્યા એહને સ્તુતી કરાવી ફોક. નોલી કરે મને સાંધીયુ, પ્રકાશ કરી નસ ઝાલ; પ્રથમ શીવ પુજન કરૂ પછે કરૂ, દેહ કાળ. નસ છેદી ચરણ તણી, ચાલી શોણીત ધાર; પાઠ સ્તોત્ર શીવજી તણા, કીધા મુખ ઉચાર. સવા ઘડીતક સેવીયો, દ

ક્ષણ ચરણ તો એક; પછે વામ પગ છેદીઓ, કીધી વાર વશેક. વારો દક્ષણ કર તણો, પ્રથક પ્રથક નસ છેદ; ચાલી ધાર શોણીત તણી, પ્રીત નહી કંઈ ભેદ. કોડે કમળ પુજા કરૂ, સમરપવા માંડ્યું શીશ; પ્રસન થઈ પ્રગટ થયા; દુઃખ નીવારણ ઇશ. શા માટે તું દેહ તજે, જોખ સંગાથે જાગ; તુજને હું પ્રસન થયો, મન વાંછીત ફળ માગ. ધર્યો વેશ અબધુતનો, આવ્યા નીરમળ નાથ; શરીરશું સાજો કર્યો, માથે મુકયો હાથ. ચોપાઈ.—પુરણ દુઃખ પ્રગટ્યું શું તુને, તે મન મુકી કોહેને મુને; માહારાજ કષ્ટ તો માહારૂં કાપ, દ્રવ્ય અનરગળ મુજને આપ. માહારે દુઃખ ભંજણનું વરત, સંકટ ભાગો જો તમો તરત; માહારે મન તો તું દાતાર, ભારે અખુટ આપો ભંડાર. ત્યારે શીવ કહે સાંભળ વીર, રાખો હઇડા માંહે ધીર; દક્ષીણ સાગર કેરે બેટ, જા રાજા તેમાં તું ઠેઠ. અબધુત ચેલો ધ્યાનજ ધરે, કથીર તણું તે કંચન કરે; કદમ છાંય કદળીનું વન, ત્યાં આપે જાજો રાજન. તેને મન છે અદકુ ગ્નાન, દેખતામાં તુજને દે માન; આપશે શુભ સ્તુતી કરી, રેહેશે મન તમારૂં ઠરી. તેને ઓળખ્યાનું એંધાણ, તેજ ઉદવળ ઉદયો ભાણ; કામધેનુ બાંધી છે પાસ, નીશફળે વન બારે માસ. તે જગે શીવનો પરસાદ, તાંહાં રેહે છે આંણી ઉક્ષાદ; જાઓ પધારો તેણી વાટ, જાળવજો વસમો છે ઘાટ. હાથ માહારો તારે શીર હોય, તુજને ગાંજી શકે નહી કોય; એમ કહી અલોપજ થયા, કીધી છે રાજાને મયા. કરી પારણું ચાલ્યો પંથ, બીક ન આણે કોની ચંત; દક્ષીણ સાગર લીધી વાટ, આવ્યો એક વાડીનો ઘાટ. લાગી તરસ સારૂ છે તીર, પેઠો રાય પીવાને નીર; જોગણી ચાર રમે છે ત્યાંહ, ચોપટ દાવ માંડ્યો છે જ્યાંહ. રાજા ત્યાંહાં જઈ ઉભો રહ્યો, જોગણી ત્યાં બોલજ કહ્યો; ભાઈ આવો અમારે કાજ, ભાગી છે ક્ષુધાની દાજ. વેહેચીને ચારે ખાઇશુ, આજ અમે સુખીઆં થાઇશુ; વિક્રમ કેહે નાશી નહી જાઉ, તમ ચારેના ગુણજ ગાઉ. એટલુ કરવા આવ્યો કામ, નીકર શીદ આવુ આ ઠામ; એવી વિક્રમે વાણી ભણી, હશી ખડખડ ચારે જોગણી, કાંઈ પારખુ દેખાડો મુને, તો સાચી દેવી જાણું તુને; રમો દાવ સો ટકાંની જોડ, હાર જીતની પરઠો હોડ; ચાર જોગણી મુકી મામ, પરથમ કેહે ભાઈ તાહારૂં નામ. કુણ નાત કુણ તાહારો દેશ, કયમ આવ્યા ક્યાંહાં કરી પ્રવેશ; નગર ઉજેણી જેહ અનુપ, શીવ સેવક હુ વિક્રમ ભુપ. પરદુઃખભંજન કાજ હું કરૂ, દુષ્ટ સંગાથે આયુધ ધરૂં; ધરવા બેઠો શીવનું ધ્યાન, મનસા સીધે દીધું માન. માહારા મનમાં હુતો અરથ, મેં કહ્યું જે આપો ગરથ; ત્યારે મુજને કીધી દયા, વચન એક એ કહીને ગયા; સાગર બેટ અબધુતજ પાસ, જાઓ તમો તાંહાં પોહોચે આશ. જાતો હુતો એણે કામ, આવ્યોછું હું આણે ઠામ; તમે જે કહો તે કીજીએ, આ તન તો હાજર કીજીએ. દોહરો.—તાહારે બોલી જોગણી, ભલે બોલ્યો તું ભ્રાત; જો અણબોલ્યો રેહેત તું, તો તમને અમે ખાત. તું સેવક હરસીધનો, અમો તેની દાસ; ભલે પધારયો વીર તું, પ્રીતે અમારે પાસ. સાગર ત્રટ છે વેગળો, ખટ મહીનાની વાટ; પાળે પગળે કયમ જશો, વસમા તેના ઘાટ. ઉડણ આપુ પાવડી, પેહેરો રાજા પાય, મંત્ર ભણો મનસીધનો, તો સાગર બેટે જાઓ. તાંહાંથી અરથ તાહારો સરે, પુરણ થાએ કામ; નેત્ર મીંચીને મંત્ર ભણે, જાય ઉજેણી ગામ. હરખ્યો રાજા મન વીષે સફળ થયો આ દીશ; પામ્યો મંત્રજ કારમો, તે પ્રતાપ ઉમીયા ઇશ. ચોપાઈ.—ચડી પાવડી મંત્રજ ભણ્યો, વિશ્વાસ રાખ્યો ઇશ્વર તણો; મીંચ્યાં નેત્ર રાયે જ્યાહરે, સાગર બેટ દીઠો તાહરે. દીઠી કેળ શીવ દેરૂ વન, એ એંધાણ હરખ્યો રાજન; પેઠો આપે દેહેરા માંહ, અબધુત આપ બેઠો છે તાંહ. નમ્યો ચરણ પરદક્ષણા કરી, અબધુતે વાણી ઓચરી; શીવના મોકલ્યા તમ આવીયા, તમે માહારે મન ભાવીયા. છાંયડે બેસી સુખીઆ રેહો, કામ હોય તે મુજને કહો; પધારેયા છો અહીં નરેશ, પવિત્ર કીધો બાવો દેશ. સહુથી મોહોટુ તાહારૂં કરમ, જેણે પાળ્યા છે બહુ ધરમ; માત તાત ધન તાહારો વેશ, ધન ઉજેણી માળવ દેશ. દોહરો.—કહે વિક્રમ માહારાજ છો, દેવ તણા આપ્રી દેવ; એવડી ઉપમા શી કરો, કરૂ તમારી સેવ. હું આહારી છું અંનનો,

ગરજ તણો વશ હોય; હું જાણુંછું મુજ સમો, નહી અપરાધી કોય. આજ ઘણું પાવન થયો, થયું દીવ્ય દરશન; અવતાર સફળ માહારો થયો, એમ કહે રાજન. માહારાજ મહીમા તમ તણો, મન વાંછીત ફળ આપ; પરદુઃખભંજન નામ છે, તેતો સ્થીર કરી સ્થાપ. ખરચ્યુ ઘણો ખુટે નહી, તે જોઇએ ભંડાર; તે લેવા હું તમ કને, આવ્યોછું આધાર. પર ઉપકારે ખરચવા, રાખવા વરતનું નામ; હુંતો મારે પેટીએ, શેર એક અંનનું કામ. ચોપાઈ.—એવી વિક્રમે વાણી કહી, તેતો સીધે મનમાં લહી; વિચાર કરયો પોતાને મન, અખુટ એને આપુ. ધન. આપ ગુફામાં જઈ આ વીયા, એક વસ્ત રૂડી લાવીયા; આપી રાય વિક્રમને હાથ, બોલ્યા સીધ રાજાની સાથ, તાજમતુર છે એનું નામ, એથી થશે તમારૂં કામ; સીધ બુટીએ પારો મરે, તેથી કામ સહુકોનાં સરે. કનક લતા નામજ છે વળી, એ બુટી જવરલે કળી; અમુલખ વસ્તુ તે લીજીએ, હું કહુ તેમ કનક કી જીએ. છપન તોલા હોય કથીર, પરતી બુટી કેરૂ નીર; તાપ અજ્ઞાથી કંચન થશે, દ્રવ્ય રૂપી દરીદ્ર જ જશે. નવ કોટી ટકા તેણે સજા, દૂરિ ફરૂકે તેને ધજા; છપન કરોડ ટકા ઘેરે વાદ, ગેબી ભુંગળ વાજે નાદ. એથી અદકુ ધન જે ઘેર, તેને તજારક લાગે પેર; કે મરે કે ઘેલો થાય, ધન તેતો અલેખે જાય. છપન કરોડ ટકા જે નામ, નગર ભંડાર થાશે તે દામ; અંલ્પ આયુષ અદકો ગોઠવે, કોટ સુ ધી માણસ ભોગવે. લે વસ્તુ તું હાથજ હોડ, થાશે ટકા છપન કરોડ; તેણે તાહારૂં દુઃખ ભાગશે, દેવતાઇ વાજાં વાગશે. આઠ પોહોર થાએ આરતી, બ્રહ્મ નવ જાણે ભારથી; ધજા ફરૂકે બાહાર જ સાત, જુગતે થશે તે વીખ્યાત. એક કોલ આપોજી મુને, સારી શીક્ષા દેઉછુ તુને; ઝાઝો રો ગ તે મત્યુગ શુલ, ઝાઝો લોભ તે પાપનું મુળ. ઝાઝે પુત્રે હોય કુળ હાણ, ઝાઝી વિદ્યા દરીદ્રજ જા ણ; ઝાઝે રૂપે ખાંપણ હોય, ઝાઝે વેહેપારે દેવાંળુ જોય. ઝાઝા વેહેરે માથુ જાય, ઝાઝી પ્રીતે રાડ જ થાય; ઝાઝી ટાઢે હેમજ પડે, ઝાઝી અસ્ત્રીએ કલંકજ ચડે. શ્લોક. अतीरूपाध्वजासीता, अती गरवेण रावणा; अती दाने दर्ब्लीबंधा, अती सरवत्र वर्जयेतः ॥१॥ ચોપાઈ.—જો જીબ્યા નું હેયે કામ, ફરી ના આવીશ આણે ઠામ; હવે દ્રવ્યનો લોભજ કરે, તો નિશ્ચે વણ ખુટે મરે. તે વાતનુંવચનજ દો, બુટી તારી સાથે લે; દેકોલ વિક્રમ નરેશ, ન કરૂ તારે પુર પરવેશ. કાને સાંભળી. હશે જે ખ્યાત, નથી લોભ કંઈ માહારી જાત; એ બુટીનું કહો એંધાણ, તો જાણુ સાચા સીધ જાણ. ઉપર પૃથ્વી આકાશજ તળે, પુરવ જનમને સંચે મળે; એ એંધાણી કહુછુ અમો, નિશ્ચે સાચુ માનજો તમો. ગોરખ કેરો છે તે શ્રાપ, કેહે તેને બ્રહ્મ હત્યા પાપ. છપો.—ફુલે તે મારગ વીચે; ફુલે તે વાટે વાટે; ફુલે તે વસ્તી શેહેર, ફુલે તે જળને ઘાટે; ફુલે તે દીન દીન તેહ, ફુલે જે બારે માસે; દેખેછે દ્રષ્ટે અનેક, તેના દોહ તમાસે મહીમા લહે માહાદેવજી, કેહે કોવ સીધ સુજાણી એ, ગુણ ચાલીયો, ગોરખથકી કેહે પુન્યે પરમાણીએ. દોહરો.—વાટે ફુલે ફુલડાં, ફુલે બારે માસ; ચનગી કથીરમાં મુકીએ, કંચન હોય વીક્ષાત. ચોપાઈ.—સીધ સમીપે જોડ્યા હાથ, આ પી વસ્ત તે લીધી સાથ, રાયે જઇને માગી શીખ, નવ આણી મનમાં કંઈ બીક. ચડી પાવડી મીં ચ્યાં નેત્ર, ભણ્યો મંત્ર અક્ષર શુભ ક્ષેત્ર; કરયું સ્મરણ શીવનું જ્યાહરે, ક્ષીપ્રા તટ દીઠો તાહરે. નગર મધે થયું છે જાણ, વધાવ્યો વિક્રમ પ્રમાણ; તે સમીપે આવ્યો પ્રધાન, મળી ભેઢી દીધાં બહુ માન. નીરગોશસેનને બળીયા ધાય, નગર મધે તે ભુપતી જાય; જોવા મળીયા માણસ ઘણાં, વેરયાં પુષ્પ તે કંચન તણાં. પ્રજા ઉપર અધ કેરી પ્રીત, માનની મંગળ ગાએ ગીત; લક્ષપતી જો વા આવીયા, વધાવા મોતી લાવીયા. કસ્તુરીના ઉઠે મેહેક, ગુલાબ અરગજા કેરો મેહેક; અનેક શોભા બહુ વીસ્તરી, ગયા મોહોલ માંહે તે ફરી. આનંદ વીનોદે વીતી રાત, અરૂણોદય ઉગ્યો પ્ર ભાત; ગંગોદકથી માર્જન કરયું, ખટ કરમ પુન્યજ આચરયું, પુષ્પકાર હતો તે દીસ, સોનકાર તેડ્યા દસ વીસ; છાની તે શી કીધી ગુજ, પોતે જાણી આપી સુજ, છપન તોલામાં પા રેતી, કરે

કંચન એ પ્રથ્વીપતી; પઝાવે ટકા તેહજ તણા, એમ કરતે દીન વીત્યા ઘણા. ચોખ્ખુ સોનુ સોનીના ઘડા, ખરા મધ્યાને તેના પડ્યા; આઠ ક્રોટી થયા જ્યાહરે, ધજા બાહિર ફરકી તાહરે. તેમ તેમ રાજાને ઉલટ થાય, કામ સવાયાં ચાલ્યાં જાય; એમ કરતાં થયા ખટ માસ, તે દાહાડે પોહોતી મન આશ. છપન કરોડની સંખ્યા થઈ, વસ્તુ હતી તે ખુટી ગઈ; ભંડાર ભરયા પુરા જ્યાહરે, વાગી ભુંગળ ગેબી તાહરે. હરખ્યું ઘણું રાજાનું મન, અનગળ દીઠુ છે તે ધન; સુખ લીલા મહીપતી મન વશી, નવ રહી ન્યુન્ય મનમાં કશી. નીરભે થયો તે પોતે રાય, ઇશ્વર પ્રતાપે ગઈ ચીંતાય; સરવ થકી મોહોટે ધન માન, સરવ અરથ સરે સીધ કામ.　છપો.—ધન માતને તાત, ધન છે ભ્રાત ભલાઈ; ધન ભુપ ધન રૂપ, ધન કુળ ને ચતુરાઈ; ધન ધીરજ ધન તેજ, ધન આદર આચારી; ધન વિદ્યા ધન વાદ, ધન જશ છે દાતારી; ધન સ્વરગ ધન દેવતા, ધન સકળ બળ કાં ફળે; દાન માન ધન માન સન, ધન મહીમા ઇશ્વર મળે.　ચોપાઈ.—એવું જાણી આનંદ પામીયો, દળીદ્ર તણું તે દુઃખ વામીયો; એ વાત વિક્રમ ઘેર રહી, કઉતક એક કથીરે થઈ. દોહરો.—નગર ઉજેણી અવનવી, શોભાનો નહી પાર; વસે અસંખે મેદની, નવતેરી વિસ્તાર. લખેશરી, કોટેશરી, સહસ્ત્રેશરી લાખ કરોડ; એવા અણગણ ધનપતી, વાહાણવટીની જોડ. ઉત્તર દશા ઉજેણ નગરે, વસે શેઠ ધનપાળ; છપન કરોડ ભંડાર છે, બીજો અગણીત માલ. ભુંગળ વાગે બારણે, થાય ગેબી નાદ; અહોરાત થાય આરતી, સુર વાજંતો નાદ. ધજા ફરકે અટારીએ, રંગ જુજુવા સાત; ધનપતી ધનપાળ છે, વિશ્વ બધે વીખ્યાત. ઉજેણ નગર ઉતર દશા, શ્રીમંતશા શુભ નામ; તેને સમરધ તેટલી, રેહે છે એકજ ગામ. ભુંગળ વાગે બારણે, શોભા રૂડી સજ; આઠે પોહોરે આરતી, ફરકે બારીએ ધ્વજ. શ્રીવંતશાને ધન બળે, વેહેપારી જુગ જોડ; સોના કેરા સાવટા, ટકા છપન કરોડ. એક એકને પ્રીછે નહી, કાંને સાંભળે નામ; એક ઉતરે એકે દશા; વસે છે એકજ ગામ. દરીઆ પારે આવીયો, અધીક વેહેપારી એક; તે પાસે એક રત્ન છે, બીજી વશ્તુ અનેક. તેણે રત્ન ચઉટે ધરયું, જે ચીંતામણી નામ; કેહો ભાઇ કીંમત કરો, આપો હીંમ મૂજ દામ. સહુ મળીને આંકીયુ, મળ્યા કીમતી તાંહાં જોડ; રત્ન માલ છે તેટલો, ટકા છપન કરોડ. લેવાને મન સહુ કરે, પણ નહી એટલો ગરથ; સહુ જાયે પાછા વળી, ન સરે કોનો અરથ. શ્રીવંત શેઠ તવ આવીયો, ચાલ વેહેપારી સાથ; તે સ્થાનક ઉભો રહ્યો, લીધુ રત્ન તે હાથ. તેને પુછે પ્રીતશુ, ધનપતી ધનપાળ; એનું નામ તે શું હશે, લીધો અમુલક માલ. કોહો શેઠ તમો ક્યાં વસો, કોહો તમારૂં નામ; સાચુ બોલો સર્વથા, રેહોછો કોણે ગામ.　ચોપાઈ.—શ્રીવંત કહે હું હરીનો દાસ, બસુ વેહેપારી એકજ વાસ; ગરીબ વાણીઓ વણજજ કરૂ, જેમ તેમ કરી પેટજ ભરૂ. નામ તમારૂં અમને કહો, તમે અહીંયાં કુણ સ્થાનક રેહો; પુછો છો તો સુંણજો તમો, સહુના પગની રજ તે અમો. ધનપાળ ઉતર કુણ જેહ, તમ સેવક હું તો છું તેહ; એક એકને સંભળાવ્યું નામ, દીઠા તાહારે દીધુ માન. વળગ્યા બેલડીએ બહુ પેર, આવ્યા શ્રીવંતશાને ઘેર; જોઈ સમરધ શ્રીવંતજ તણી, હરખ્યો ધનપાળજ તે ઘડી. વેહેપારીને કરયો વીદાય, લીધુ રત્ન તે દ્રવ્ય પસાય; ધનપાળ શ્રીવંત બેઠા એકાંત, મન તણી ભાગી છે ભ્રાંત. આપણ બેને વાધી પ્રીત, તેવી કાંઇક કરીએ રીત; સરખુ ધન સરખાં ઘરસુત્ર, માહારી પુત્રી તાહારો પુત્ર. તે બેનો વીવાહ કીજીએ, લાખેણો લાહો લીજીએ; તે વાત બેના મનમાં ગમી, શોક ગયો રૂદયનો સમી.　દોહરો.—શ્રીવંતશાની દીકરી, ધનવંતનો પુત્ર કેહેવાય; વેહેંચ્યાં પાન ને સહી કરયો, વેગે તે વીવાય. સજન સહોદર હરખીયા, થયું નાતમાં જાણ; દ્રવ્ય અતીશે ખરચીયો, પ્રીત કરી પ્રમાણ.　ચોપાઈ.—મળ્યાં સરખે સરખાં ઘર, કન્યા રૂડી રૂડો વર; દીન ઉપર દીન વહીને જાય, આનંદ અદકો સહુને થાય. વરસ બે ચારેક આલ્યાં વહી, દઇવ તણી ગત અવળી થઈ; ધનપાળ શેઠને બાધી ઘણી, દશા બેઠી શીર રાહુ તણી; નડી પનોતી હઈડા માંહ, ગુરૂ બારમો ચોથો રાહ. અંતર દશાએ બેઠો શની, દળીદ્ર ગત આવી

ઘેર ઘણી. ચપળ લક્ષ્મી જાવા સજ થઈ, તે રાખી કોની નવ રહી; રોગી હતા તે રોગે મુવા, વા હાણ પરઠી પુરે ગયા. કણ કોઠારે આગ લાગીયા, લેહેણું હતું તે ધર ભાગીયા; વીમા હતા તે વાં કા ગયા, મીત્ર હતા તે દુશ્મન થયા. પર મુલક બાંધ્યોતો માલ, પડ્યા દેવાળે તેજ દલાલ. કઈંક માલ તો લુંટી લીધ, રહી નવ શકી કાંઈ ઘરમાં રીધ; સગાં સહુ બેઠાં થઈ સાલ, મુલક બધાનો એવો ચાલ. દોહરો.—આવણ હાર આવશે, સાગરમાં જેમ પુર; જાનાર તેમજ જશે, કાગ ળ બાંધે કપુર. આવે અજાણ્યું એ તરે, નાળીએળીમાં નીર; જાનાર તો એમ જાશે, જુલમી સા થે ધીર, ધનવંત ન કરીશ ગારબો, પુત્રવંત નવ અહંકાર; ધન જોબન સુત કારમું, જાતાં લાગે નહી વાર. છપો.—કંચનનો ઘડ લંક, વંક પરવાળી પોલો, નીલ મણી હીત હાડ, વાટે સ્ફટીક ઓ લો; મુક્તાફળના મેહેલ, રત્નસાગરની ખાડી; હીરા જડીત્ર અમુલ, ફુલ અશોકન વાડી; રીધ સમ રધ રાવણ તણી, સુંણી કાન સહુકો સહી; રતી મીર મુખ્ય મેહેલવા, ના આવી અરથ જ્યારે ગઈ. ચોપાઈ.—દ્રવ્ય તણો જે કરે અહંકાર, નહી પંડીત મોહોટો ગુમાર; સમુદ્ર લેહેર આવે ને જાય, તેવી ગત લક્ષ્મીની થાય. નવ રહે રાખી એકે ઘડી, તેની તો ચીંતા છે વડી; તેડી ન આવે કાહાડી ન જાય, એવી ચપળ લક્ષ્મી કેહેવાય. છપો.—ના આવે ઉપાડે ભાર, ના આ વે ગયે વીદેશે; નાવે મેહેલે સંસાર. નાવે દુઃખ સેહેશે; નાવે થઈએ જો રંક, નાવે કપટ. કરયાથી, નાવે જાએ જો લંક, નાવે દોશ અડ્યાથી; કરીએ કોટી ઉપાય, નાવે કુડ કેહેણે થકી; શામળ કહે તે સલક્ષ્મી, મળે પુર્વ જન્મ લેહે થકી. ચોપાઈ.—તે વાણીયાની શી ગત થઈ, લક્ષ્મી હતી તે સરવે ગઈ; નીરધન થઈ બેઠા ધનપાળ, ગયો સર્વે ખંજાનો માલ, સુખપાલ ઘોડા બળદજ ગ યા. ભંડાર હતા તે ખાલી થયા; થયા વાહાણ વાણોતર ગજ, ગઈ ગેબી ફરકતી ધ્વજ. નાદભુંગ ળ અલોપજ થઈ, ભુંગળ ઠેકાણે ભીાગલ રહી; ભારે ધન હતું તે ગયું, ઘર ઠેકાણે દળદર રહ્યું, ગયું રૂપ રંગને સઉ તેજ, ગયું સેહોદર કેરૂ હેત; ગયું ડાહાપણને ગઈ સુધ સાન, ગયું છે રાજ દ્વાર નું માન. પેહેલો તો હુતો ધનપાળ, ગયે ધન થયો ધન કાળ. છપો.—ધૃત વીના જેમ અંન, મન વીનાની માયા; વિદ્યા હીણો વિપ્ર, રાજ ગયે જેમ રાયા. જીવ વીના જેમ દેહ, મેહે વીના શોભે મહી; ચંદ્ર હીણ જેમ રેણ, અંન શોભે તનવીન નહી; કંથ હીણ જેમ કાંમની, નૃપ હીણ ન- ગરજ જશે; લક્ષ વાર શામળ કહે. માયા વીન માનવ તસો. ચોપાઈ.—એવી વાત તેની વી સ્તરી, શું કહુ વારે વારે ફરી; શ્રીવંત શેઠને ખબરજ થઈ, ધનપાળ શાની લક્ષ્મી ગઈ. ગયો ધન પાળ ઉઠી પરદેશ, પુત્ર સ્ત્રી તો જોબન વેશ, પુત્ર ઉપાડે ભાજી ભાર, પેચે ઘેર બેઠી તે નાર. દુઃખે પાપે પેટજ ભરે, કાલ ખેપના એમજ કરે; લક્ષ્મીને વશ વરતે લોક, વીવા તેનો કીધો ફોક. તેતો વાત વીમાસે પડી, વરસ તેરમુ આવ્યું અડી; પશ્ચિમ કુણે ભાણેશા શેઠ, તે પણ લક્ષપતી છે ને ટ. તેને પુત્ર રતનચંદ નામ, વીવાહ કીધો તેણે ઠામ; તેણે વીવાહનો માંડ્યો જંગ, કેલ્યો છે ઉછવ બહુ રંગ, કનક તણા પથરાવ્યા પાટ, જડીત્ર હેમના ઘડીયા ઘાટ, તોરણ બાંધ્યાં છે બારણે, ખર ચે દામ વીન કારણે. નાચે અપછરા અપરમપાર, ગુણીજન જશ બોલે સુભસાર; નીરઘોશ ઘણા તે દુંદભી તણા, શોભાની નહી એકે મણા, હરખ ઘણો શો હઇડે ધરે, બધુ નગર ત્યાં ભોજન ક રે; ભેર મરદંગ ભુંગળ ઘોઘાટ, પામ્યા લાહાણ કંઈ ચારણ ભાટ, ધનના ધણીને સરવે થાય, વીવા માટે હરખ ન માય; ધનના ધણીને સરવે સુખ, નીરધન જનને મોહોટું દુઃખ. દોહરો.— અધીપતી ઘેર પુરણ થયા, ટકા છપન કરોડ; મનોરથ સઉ પુરણ થયા, ન રહી એકે ખોડ. નગરે ભોજન કરાવીએ, વીમાસે રાજન; તે દાહાડે શ્રીવંત શેઠને, ઘેર વીવાહનો દન. રાજાએ તેડ્યા વેહેવા રીઆ, પંડીત સહુ પરધાન; મોહોટા મોહોટા સર્વને, તેડી દીધાં માન- માહારે ઘેર ભોજન કરો, હું ઉ નોતરાં આજ; એકલો જશ આપો મુને, રાખો માહારી લાજ. રાજાને મોઢે કહે, ફરી વચન વિ- ચાર; આપ આપણી નાતે સહુ, જમો વરણ અઢાર. હા કહી સહુકો હરખીઆ, હરખ્યો રાય સુ-

જાણુ; શ્રીવંત શેઠ તેણે સમે, રાયને કરચો પ્રણામ. વીવાહ માહારે ઘેર છે, પુત્રી પરણે કાલ; નગર બધુ ભોજન કરે, આગ્યા એવી આલ. પકવાન કરાવ્યાં પુરણ અમો, તે તાહારે પરતાપ; તમ સહીત સહુકો જમો, આગ્યા અધીપત આપ. ચોપાઈ.—શેઠે વાત કહી શીર નમી, તે માજનને મન ગમી; સહુ મળી વિચારી પેર, પેહેલે દીવસે રાજાને ઘેર. બીજે દીવસ શ્રીવંત માહાજન, નગર બધુ કરશે ભોજન; દીધાં નોતરાં સહુકો મળી, સહુને પયમાં સાકર ભળી. મેવા મીઠાઇને બત્રીસ પાક, અમ્રત અંન વીવીધનાં શાક; વિપ્ર આદે સહુ જુજુવી જાત, કરે ભોજન વધારે ખ્યાત. જેમ ઘેર ઘેર વીવાહ હોય, તે દાહાડે નહી દુઃખીઓ કોય; ઉદે અસ્તથી ચારે પોહોર, કરે ભોજન સહુકો એ ઠોર. સાહસ સહુને મન વશેક, કેમ વખાણુ જીભ્યા એક; કવિ કહે જીભ્યા કરૂ હજાર, તો એ વખાણ પ્રીછુ નહી પાર. જામ નીશા ગઇ છે જ્યાહરે, સકળ લોક જંમ્યા તાહરે; પરવારી પ્રજા ગઈ ઘેર, વિક્રમે આપ વિચારી પેર. એમ કરતામાં ગઈ મધરાત, રાએ વિચારચું રૂદયા સાથ, જોઉ ગામની ચરચા આજ, પછે કરૂ ભોજનનું કાજ. જોઉ આજ કો વેઠે દુખ, કોને દેહ દીલમાં છે દુઃખ; કો દુઃખીઓ ભુખ્યો તરસ્યો હશે, માહારા વરતમાં ભંગજ થશે. જોઉ ચરચા બાધી રાત, પછે ભોજન કરશુ પરભાત. દોહરો.—સજ્જ થઈ રાજા સંચરચો, નીરખે ચરચા કાજ, અદ્રષ્ટ વિદ્યા એ એ ફરે, સુખ સેજ્યા કરી તાજ. મેહેલી શેરી પુર પરાં, કુંચી ચાવડી ચોક; ઘડ મેડી શેહેર નીરખીયું, ખુણા ખોચરા ગોખ. ચોપાઈ.—વીર ધીર માહા વિક્રમ રાય, જોતો જોતો આવ્યો જાય, કરી ભોજન સુતા સહુ લોક, સહુને સુખ કોને નહી શોક. પાછલી રાતે ગયા નરે તાંહ, ધનવંત શેઠ તણુ ઘર જ્યાંહ; મા દીકરો રૂવે છે ઘણું, સંભારી સુખ પોતા તણું. તે બે જણે એવું આચરચું, વીખ ખાઇને નિસ્ચે મરૂ, આપણે ઘેર વીવાહજ કરચો, તેતો અરથ એકે નવ સરચો. કન્યા પરણે બીજે ઠામ, આપણા કુળનું ખોયું નામ; પરદેશ ગયો છે બાપ, માહા દુખીઆં બે આપો આપ. પ્રથમ લાગી જે માહારે પાય, તે કન્યા બીજે ઘેર જાય; ઘરમાં આવીતી થઈ વહુ, નાત નગર જાણે છે સહુ. તે દુઃખ તો કેમ હઇડે ધરૂ, પીઉ ઝેરને નિસ્ચે મરૂ; ત્યારે તેનો બોલ્યો તન, મરવા ઉપર માંહારૂં મન. હું નીકળુછુ નગરમાં વળી, લોક દેખાડે છે આંગળી; કોટીધ્વજનો એહ કુમાર, પેટ માટે ઉપાડે ભાર. આવા લખેશરી કહીને હસે, તે દુઃખ માહારા મનમાં વસે; એવી તેં કરણી શી કરી, તાહારી કન્યા બીજે વરી. બોલે મેહેણાં વીપરીત વાણ, તે દુઃખે મુજ કાહાડુ પ્રાણ; મા તુજને હું કહુછું કથી, લોકોમાં રેહેવાતું નથી. જીવ્યાથી ભલુ છે મરત, મેહેલી લાજને કહુ છું તરત; વખ ઘોળી બે જણ પીજીએ, દેહ ત્યાગ આપણ કીજીએ. મા દીકરે વાતો જે કરી, એક ચીતે રાએ મન ધરી; ઘોળી વીખ પીએ જ્યાહરે, બોલ્યો વીર બાહેર તાહરે. રખે ભાઈ તજે તું પ્રાણ, ઉઘાડ બાર સાંભળ એક વાણ; અમો તો જાતે છું રાંક, નહી અમારો કાંઈ વાંક. નથી અમારી ગાંઠે ગરથ, નહી સરે અહીંયાંથી અરથ. માટે બીજે મંદીર જાઓ, આવે હાથ તો સુખીઆ થાઓ; સાચુ રાજ વિક્રમનું હોય, તુજને મારી નાંખે કોય. મા દીકરો દુખીઆ છું બેય, ન રાખે તેનો સંદેહ; રાજા દુઃખ ભંજણું કેહેવાય, શા માટે તુજને દુઃખ થાય, છાતી તેની ફાટી જાય, દુઃખ સાંભળતાં માહારી કાય; મુજ દુઃખે સાગર સુકશે, મેરૂ પરવત તે ડોલશે, લીલાં ઝાડ તે સુકી જાય, પશુ સુણે તો તૃણ ન ખાય; માટે શાંને ખોટી થાઓ, જે કામે આવ્યા ત્યાંહાં જાઓ. દુઃખ સાંભળે શું નાહાલજ થશો, મુખ મરડીને નાશી જશો. દોહરો.—વિક્રમસેન વાણી વદે, રાખો હઇડે ધીર; ચોર લંપટ હુંતો નહી, અમો છું વિક્રમ વીર. તાહરૂ દુઃખ મનડા તણું, કેહે વીસ્તારી વાત; સાગર દુઃખ શું પ્રગટ છે, કરતાં દેહની ઘાત. તે દુઃખ મુજ આગળ કહો, નવ રાખ મન ભેદ; પાંચ પાપ તુજ ઉપરેં, જો રાખે મન ભેદ. તે દુખ હું ભાગુ નહી, તો મુજને સમ એહ; તે વાચા ચુકૂ અમો, તો કુશ્ટી થાજો દેહ. મેહેલ લાજ મનડા થકી, ટાળ દુઃખનો શોક; તે દુઃખ હું ભાગુ નહી, તો વરત થાજો ફોક. ચોપાઈ.—મા દીકરો ને રાજા તરણ, સઘળી વાત સંભળાવી કર

ણ; ધનપાળ શેઠનું જાણે નાંમ, છપન કોટી જેને ઘેર દામ, બાહાર ધ્વજા સાતે ગાજતી, ગેબી નાદ ભુંગળ વાજતી; દેશ પરદેશે કોટી વાહાણ, સાંભરતાં જાએ મુજ પ્રાણ. રીધ સીધ વીવીધ ઘર સુત્ર, લાડકવાયો એકજ પુત્ર; શ્રીવંતશા અમારી જોડ, તેને ટકા છપન કરોડ. તેને ઘેર છે એક કન્યાય, માહારા પુત્રશુ કરેચો વીવાહ; વાત કરતાં વીત્યાં વરસ બાર, એવે બીજો થયો વિચાર. ધન માહારૂં તો સરવે ગયું, હાથે ઝાલ્યું તે નવ રહ્યું; ન રહ્યું સાજુ વસ્ત્રજ અંગ, સગુ સહોદરે ન રહ્યું સંગ, પડી વેળા અનાથજ ઘણી, બીજે ગામ જઈ બેઠો ધણી; દુરાચારી ડંડજ લોક, તેને વીવા કીધો ફોક. કાલ પરણશે બીજે ઘેર, સાંભળ મહીપત દુખની પેર; સવારે જમશે બાધુ ગામ, ઓછવ મંગળ ઠામોઠામ. જેણે પ્રાણ તજુ સરવથી, કોઇને દોશ તો દેતો નથી; દીજે દોશ માહારા કરમને, મરીએછે કુળની સરમને. મનમાં નથીં બીજો આંબળો, એવું દુઃખ માહારૂં સાંભળો.

દોહરો.—તજો શોક શરીરનો, હઇડે રાખો હામ; તે કન્યા આપુ તુને, તો કેહેજો વિક્રમ નામ. સામ દામ ભેદ કરી, પરણાવું તુજ તન; રામ દવાઈ સત્ય કહુ, ત્યારે લેશુ અંન. ચોપાઈ.—તેનું મન તો મંનાવીયો, મહીપત તો મોહોલે આવીયો; પ્રાતઃકાળ થયો છે નેટ, તેડ્યા માન દેઈ શ્રીવંત.શેઠ. મળીયા માહાજન બાવત બહુ, આવ્યા રાજ સભામાં સહુ; સભા કરીને દીધાં માન, પ્રીતે આપ્યાં ફોફળ પાન. આજ અમારે વીવાહ કામ, કેમ તેડાવ્યા આણે ઠામ; ત્યારે રાજા પુછે મરમ, તમે ચાલો અધર્મ કે ધરમ. ધરમ અધરમ તણા ગુણ ગાઓ, પછે સઉકો મંદીર જાઓ; સત્ય વાદી જો સત્ય ચુકશો, તો હાથે ધરમ મુકશો. વેહેવારીયા કેહેછે સઉ વાત, જુઠ નહી બોલુ વીખ્યાત; જુઠાને પાસે નવ વસુ, જુઠી વાત દેખી નવ હસુ, બોલ્યું અબોલ્યું હું નવ કરૂ, જુઠા સાથે હું નવ ફરૂ; રાજા કહે લખો તે લેખ, જુઠુ બોલો મેખાંનમેખ; કુડ જુઠ બોલો આ દીશ, તો શો ડંડ તમારે શીશ. આ જાતે જુઠ બોલુ અમો, તો ગુનેગાર કરજો તમો; તેને મોઢે કરાવ્યો ન્યાય, એવા પરપંચી પોતે રાય. દોહરો.—તાહારા ઉદરની બેટડી, તેનો વીવાહ કીધ; નાત સભા સહુ દેખતાં, વાત કરીતી સીધ, લાડ્યાં માહાલ્યાં ને જમ્યાં, આવ્યાં એક એક ઘેર; બીજે ઠામ પરણાવશો, તેની તેશી પેર. તે કુળને તેનાં સગાં, તે કુટંબને ઘેર, તે વેહેવાઈ વેહેવાણ તે, તેનીં તે શી પેર. સઉકો તેના સાખીઆ, વરણ અઢારે લોક; બીજે ઠામ તેતો વરે, એહ ડાહાપણ તે ફોક.તેનું કારણ કોહો મુને, આપ વિચારી મત; પ્રથ્વી રસ કેમ પાકશે, એતો શાહાસ્ત્ર અ સત્ય.

ચોપાઈ.—શ્રીવંત શેઠ કહે સાંભળ વાણ, રાજાજી છો ચતુર સુજાણ; કુળ કુટંબનો શો છે અરથ, પરથમ મેં જોયોતો ગરથ. મન વીવાહની ઇચ્છા ધરી, ગરથ જોઈ આપી દીકરી; જેને સાત ધજા ઉડતી, ગેબી નાદ ભુંગળ વાગતી. છપન પરેં ભુંગળ જેહને, કન્યા દીધીતી તેહને; મંજથી અદકો મનમાં ધરેચો, તે વેળા મેં વીવાહ કરેચો, એને થયો ઇશ્વરનો કોપ, થયો દ્રબ્ય બાધાનો લોપ; મેં જોયુંતું તેતો ગયું, ત્યારે શાનુ સગપણ રહ્યું. કરતો નથી હું તો અન્યાય, બીજે ઠામે દેઉ કન્યાય.

દોહરો.—રાજા કેહે ધન કારમુ, આવે આજ જાય કાલ; વેહેવાર રાખે જો તાહરો, તો પેહેલાને કંન્યા આલ. એનો ગરથ કેહે કયાં ગયો, મન વિચારી જોય; આજ એને શું નીપન્યું, છે કાલ આપણને હોય. ચોપાઈ.—રામ રાવણ સરખા જેહ, લક્ષમી સહીત ન ગયા તેહ; લેહેર નીર અસંભીર છાંય, તેમ લક્ષમી નીત આવે જાય. ગરથ તાહારા ઘરમાં છે જાણ, આપ થોડો નહી થાએ હાણ; વેહેવારીઓ કહે સાંભળ રાય, બેટી મોટી કુળ કેહેવાય. અમશું અસત્ય આચરવા માંડ્યું તમો, હવે દેશ નહી રહીએ અમો. કોડ વાતો કહીએ શું કથી, એને કન્યા દેવી નથી. દોહરો.—મહીપતે મન વીચારીયુ, સત્ય કહુ એ મરમ, એનો વાંક નવ કાહાડીએ, એ બોલોછો અધરમ. વિક્રમસેન વાણી વદે, તાહારા મુખનો ન્યાય; તુજને ભાવે તે કર, પરણાવું કન્યાય. તુજને દુઃખ દેવું નહી, નિશ્ચે કરવું કામ; તેં જોયોતો તે થકી, આપુ સવાયો દામ. માહા કષ્ટે ધન લાવીયો, ધરણી

પત માહા ધન; સરવે આપુ તેહને, આપ ચલાવું મન. ચોપાઈ.—પોઠ ભરાવી ટકા તણી, મોકલી દીધી તેણી ઘડી; ધનપાળશા કેરે ઘરબાર, મોકલ્યો માલ તે અપરમપાર. કરચો પાછો શ્રીવંતની જોડ, ટકા આપ્યા છપન કરોડ; જ્યાં પધારેચાં લક્ષમી બાઈ, ત્યારે સરવે થઈ સગાઈ. હણહણતા તોરીને ગજ, અટારીએ ફરૂકે ધ્વજ; સઘળી સમરધન રહી મણા, વાગે નાદ ત્યાં ભુંગળ તણા. જેમ તારા મંડળમાં ચંદ્ર, સુરજ દેવમાં શોભે ઇંદ્ર; એમ તતક્ષણ વાધ્યું તેજ, ઉપજ્યું સહુને અદકુ હેત, સમરાવ્યા મોહોટા જે મેહેલ, તે આગળ બીજા સહુ શેહેલ; શ્રીવંત શેઠને વિક્રમ કહે, કન્યા આપ સુખેથી રહે. ન્યાય બોલ તેને મન વશ્યો, શ્રીવંત શેઠ હઈડામાં હશ્યો; દળ દરીઆરે નાશી ગયું. જેમ પાછુ હતુ તેમ થયું. વિક્રમને તો હરખ નમાય, રાજેશ્વરી મંડપ રચાય; એશી રહ્યો તો બીજે ગામ, ધનપાળશા તેડ્યો તે ઠામ. આગતા સ્વાગતા કીધી ઘણી, દીધાં માન ઉજેણી ધણી; નગરે બધું હરખજ ધરે, ભોજન તે મન ભાવતાં કરે. લક્ષ્મી વડે તે હરખજ હોય, તેમાં તે શું કેહેવું હોય; જે વાત વિક્રમ મન વશી, તે તણી ઉપમા તે કશી. દોહરો.—સેન જે વિક્રમ રાયનું, તે વરઘોડામાંહ; લક્ષપતી લેખ્યા વીના, આણંદ અંગ ન માય. તે વર ગજ ઉપર ચડયો, આવ્યો ચૌટામાંહ, તેના ઘર આગળ થઈ નીસરયો, બીજો વર રહેતો તાંહ.

ચોપાઈ.—બીજાને હતો ઉલટ ઘણો, સુંણ્યો સોર વરઘોડા તણો; પેલા વરને દીઠો દ્રષ્ટ, તે વર મનમાં પામ્યો કષ્ટ. માહારી કન્યા વરશે એહ, હું તો માહારી પાડુ દેહ; ગળે ફાંસો ઘરમાં ઘાલીઓ, તેને મા બાપે ઝાલીઓ. થઈ બુમારવ માહા પોકારે, ગયા લોક સહુ જોવા ઠાર; વિક્રમસેનને ત્યાં થયું જાણ, આવ્યો તતક્ષણ તે પરમાણ. રાજા કહે એને શું દુઃખ, ઇશ્વરે એની ભાગે ભુખ; ત્યારે વણીક તો બોલ્યો વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ. માહારી કન્યા પરણે એહ, તે માટે તજુ છુ દેહ; લોકને મોહો દેખાડુ શું, તે માટે મરછું હું. રાજા કેહે તું સાંભળ ધીર, હું તુજને પરણાવું વીર, પરધાનની પુત્રી છે જેહ, હું તુજને પરણાવું તેહ. વડા વજીરને તેડયો પાસ, અતીશે દીધી સભામાં આશ. દોહરો.—તાહારી છે જે બેટડી, પ્રેમદા રૂપ નીધાન; તે માગી મુજ આપીએ, હું દેઉ કન્યાદાન. વરને પોતે પ્રીછવ્યો, તેડયો વરને સાથ; હાથી પર બેસારીઓ, આપ્યું શ્રીફળ હાથ. નીશાન ગાજે ગડગડે, ફેલ્યો છે બહુ રંગ; જેવો શેઠ શ્રીવંત ઘર, તેવી શોભા સંગ. એક વરે તો જઈ ઉતરયો, જ્યાં ઘર શ્રીવંત સેઠ; બીજો વર તો ત્યાંહાં ગયો, રાજ દ્વારે ઠેઠ. રાએ પગ પખાળીઆ, દીધુ કન્યા દાન; પરણ્યો પુત્રી પરધાનની, પામ્યો બહુ સનમાન. ચોપાઈ.—રાએ આપ્યું ઉપર ધન, બીજા વરનું માન્યું મન; પરણ્યો ધનપાળ શેઠનો પુત્ર, આપ્યું રાજાએ ઘર સુત્ર. એવા રાજા ભારે ભુપ, જેમાં ઇંદ્ર સરીખુ રૂપ; જેને નામે જાએ પાપ, સમરે જાએ સરવે તાપ. નીરધનીઓ ત્યાં પામે ધન, સ્ત્રી વંઝા તે પામે તન; મુરખ જન વિદ્યા પામશે, દેહ રોગી દુઃખ વામશે; પાપી પણ થાએ પવિત્ર, શુભ પ્રકારે સુંણે ચરીત્ર. દુષ્ટ રૂદે તે કોમળ થાય, વાંચે પુન્ય ને પાતીક જાય. એવું સાંભળી આપે દાન; આ લોકે પરલોકે માન; માટે સહુકો કરજો પુન્ય, એથી રૂડુ નથી કાંઈ અન્ય. દોહરો.—કહે પુતળી ભોજ સુંણ, વિક્રમનો મહીમાય; એવાં જે પરાક્રમ કરે, તે ધરે શીંહાસન પાય. એમ કહીને પુતળી, આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કેહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સાંભળો, કેહે કવિતા કર જોડ; શામળભટ મુખથી કહે, જય જય શ્રી રંણછોડ.

ઈતી શ્રી ધનવંત શેઠની વારતા સમાપ્ત.

# વારતા ૯ મી. હંશની.

**કામાક્ષા નામની નવમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાયનમઃ દોહરો.—આરાધુ ગણપતને, ચરણે રાખુ મન; આનંદ થયો મન ભોજને, લીધુ શુભ લગન. બટુક ભઈરવ પ્રતક્ષ છે, નોધારાં આધાર; જે કેહેવાયે તમ તણા, કરો તેહની સાર, જોતીક તેડી પુછીયુ, આપો મુરત દીન; શીંહાસન પુજા કરી, કરયું બેસવા મન. શીંહાસનને નીરખીયુ, થયા મન મગન; કીરપા કરે માહાવીર તું, જો જાણી તુજ તન. મળી જોવા સહુ મેદની, અષ્ટાદસ સહ વરણ; અવાજ થાય દુંદભી તણા, પડુન સુણીએ કરણ. ભોજે પરદક્ષણા કરી, આસન બેસે જેમ; માં માં કહીને પુતળી, બોલી કામાક્ષા તેમ. શીંહાસન વિક્રમ તણું, પંચ દંડ અભેદ; પરદુઃખ ભંજણ સુખ કરણ, વાચા પાળે વેદ. તે સરખો દાતા થશે, ઉદાર ચીત માહા મન; પરકાયા પરાક્રમ કરે, તે બેસે આસન. કેહે ભોજ સુણ પુતળી, વિક્રમ મહીમા જેહ; તે સંભળાવો મુજને, દુધે ત્રઠયા મેહ. બોલી કામાક્ષા પુતળી, સુણો ભોજ મન આપ; મન વાંછીત પામે સહી, ભેદી ન શકે પાપ.

ચોપાઈ.—વિક્રમ રાજા હરખે ઘણું, સેન સુંઢાડયુ પોતા તણું; ગયા વાડીએ રમવા કાજ, રંગ મોહોલ કીધો છે તાજ. ભાર અઢાર ફળ્યું છે વન, જોઇને હરખ્યું રાયનું મન; કમળ ચુટ્યાં હાથે કરી, વેણી પુષ્પને છાબજ ભરી. સ્નાન કર્યું અવંતી ધણી, શેવા કરી સંભુજી તણી; કરી આરતી લાગ્યા પાય, પ્રસન થયા છે ભોળો રાય. પછી નીશા અસ્વારી કરી, ગામ આવવા બુધજ ધરી; વાજે છે નીરઘોશ નીશાણ, નવ સ્થંભે દુસ્મનના પ્રાણ. મુખ જાણે સરદનો ચંદ્ર, જેવો રાય અવનવો ઈંદ્ર, કરે વખાણ જશ ચારણ ભાટ, સેન્યા ચાલી આવેછે વાટ. ક્ષીપ્રા તટ આવ્યા જેટલે, મોહોટો મ્રગ દીઠો તેટલે; સેન્યા સઉ વોળાવી ઘેર, રાયે મૃગયાની માંડી પેર. હું એકલો વન જાઇશ સોય, પુંઠે જન આવો નહી કોય; ભરી ફાળ નાઠો મૃગ વન, પુંઠે જાય વિક્રમ રાજન. રમી શીકાર રાય પાછો વળ્યો, આપ શોક મનમાંથી ટળ્યો; કણબી એક દીઠો વાટમાં, બેઠો છે માળે ડાંડમાં. ઉભો ઉભો ગોફણ ફેરવે, હાકે હુડા હો હો કરે; નાસે જનાવર દોદશ જાય, તેતો દ્રસ્ટે દીઠું રાય. એ પંખીને અટકી ભુખ, એનું તે કોણ જાણે દુઃખ; એની મનમાં દયા લાવીયો, પોતાને મંદીર આવીઓ. પ્રધાનને ત્યાંહાં કહ્યાં વચન, રણમાં જઈ ભરાવો અંન; અંનના કોઠાર કીધા ઘણાં, ઘાટ કરાવ્યા પાણી તણા. જેને જેવો જોઇએ આહાર, ઠામ ઠામ કીધા અંબાર; દેશે દેશને ઘાટે ઘાટ, પરબો મંડાવી ઓહોવાટ. નીર પીએ ને દાણા ખાય, સહુ જનાવર સુખીઆ થાય; મનુશ કીરતી તો પેહેલી હતી, પંખી માં પછે થઈ છે છતી. ધન ધન વિક્રમ માહારાજ, તુજ વીના કુણ કરે પર કાજ; એવી વાતો પંખી કરે, આનંદ વીનોદે વનમાં ચરે. માન સરોવર છેજી જ્યાંહ, પંખી હંસ વસેછે તાંહ; પાછળ પાળ સ્ફાટીક તણી, તે સરોવરની શોભા ઘણી. સાક્ષાત અમૃત તેમાં ભર્યું, માહા પુરૂશ માનું ભાવે કરયું; વ્રક્ષ ફળે અમરત ફળ હોય, તે મહીમા જાણે નહી કોય, કમળ ફુલે છે લક્ષ પાંખડી, જે દીઠે ઠરે આંખડી; તેહ સરોવર રેહે છે હંસ, પંખી પણ દેવતાનો અંસ, સુરજ કાંતી મણી શોભે દેહ, જ્યાંહાં મોતી તણો વરસે મેહ; તે હંસ તો મોતી ચરે, સ્વર્ગે આવાગમન કરે. દોહરો.—હંસો વાંક્ષી પુતળાં, પવિત્ર જેની જાત; તેને કાને સાંભળી, વિક્રમાજીતની વાત. દાતા છે પૃથ્વી વીષે, કરે ઘણાં પર કામ; વાચા અવીચળ તે ખરો, પરદુઃખ ભંજન નામ. ચાલો જઇએ જાતરા, જોઇએ વિક્રમ રાય; દાતાનું મુખ દીઠડે, કોટી જગન ફળ થાય. જોઇએ કેવું નગર છે, કેવો છે તે ભુપ; જેવું કાને સાંભળ્યું, તેવું જોઇએ રૂપ. ચોપાઈ.—હંસ મન વીમાસણ ઘણી, ચાલ્યા સહુ ઉજેણી ભણી; આવ્યા સમીપ ઉજેણી ગામ, દીઠી શોભા

ઠામેઠામ. દીઠાં વિક્રમ કેરા મેહેલ, તે આગળ ઇંદ્રાસન સેહેલ; સત રૂપીયુ ધરયું છે ધન, ત્યાંહાં વીઘન નવ લોપે અંન. બીજો થયો હોય વિક્રમ પએ, જોતીષ શાસ્ત્રમાં શક કેમ લખે. છપો.—રાજા તો શ્રી રામ, કામ તો રૂપ સ્વરૂપે; સતવાદી હરીચંદ, ઇંદ્ર સર્વે રક્ષા કરે ભુપે. તેજવંત તો સુરજ, પુન્ય તો સાગર કહીએ, ક્રશ્નજી કેરો ભોગ, જોગ તો શીવજી લહીએ; વિદ્યા વવેકે શુક,ચક્રયુધિષ્ટર જાણે; ધન શીરોમણ ધાન,માન દુર્યોધન આણે; સતી શીરોમણ શીત, પ્રીત તો લક્ષમણ કેરી; ધાત શુભ સોવર્ણ, દેવ તો દેહ અવતારી; પુશ્પ ગુણ વાશીદેશ,બેશ શીરોમણી લંકાં; ઉપાશીક અંબે માત, જાત તો બ્રાહ્મણ કણીકા; કવિ મધે કાળીદાસ, શામળભટ સાચુ લહો; પરદુઃખ ભંજન સુખ કરણ, વીરજીત વિક્રમ કહો. ચોપાઈ.—હંસે શોભા દીઠી ઘણી, જેવી કેહેવાય ઘડ લંકાં તણી; જોતા જોતા આવ્યા તાંહ, મહારાજા બેઠા છે ત્યાંહ. કોટી રવી ઉદયો છે જેમ, અકસ્માત અજવાળુ થયું તેમ; રાજાએ ઊંચુ નીરખીયુ; દીઠા હંસ હઇડુ હરખીયુ. ધન સફળ માહારો અવતાર, આ પંખી આવ્યા મુજ દ્વાર; ડંડવ્રત કરી નમાવ્યું શીશ, ધન વેળા ધન આ દીસ. કુણ જાતને શું તમ નામ, શેવકને દીજે કાંઈ કામ; શું જમોછો શું મુખવાસ, આવડુ રૂપ તમારે પાસ. મુજ રંક ઉપર કરૂણા કરી, પુછે રાજા એમ ફરી ફરી; બોલ્યા હંસ તો એમ વચન, સાંભળજો વિક્રમ રાજન. છપો.—માન સરોવર તીર, નીર અમ્રત તે ભરીઆં; દ્રુમ લતાની જાળ, પાળ સ્ફાટીકની કરીઆં. નહી દીવસ નહી રાત, જાતકાર તે ઉદ્યોતી, સહુની ઉજવળ દેહ, મેહ વરસે ત્યાં મોતી,ત્યાં નાહાય નિત દેવ, સેવા કરે હરી હરની; ભોમી કંચન વરણ છે, જાણે શોભા સ્વર્ગની. કલ દ્રુમનાં વૃક્ષ, સુખ સુરપતની વાડી; ફળે અમરત ફળ તાંહ, જ્યાંહાં રત્નની ખાડી; વૃખા સરદ વસંત, સત સર્વ સાથે આવે; પરવાલી પર લહે, કએહેક કસ્તુરી ભાવે; તાંહાં વસે તે હંસ, ઇષ્ટ દેવ વખાણવા; કેહે કવિ શામળ રંક, અંકે આકારે જાણવા. ચોપાઇ.—વચન સાંભળયું હંસે ભણ્યું, હઇડુ હરખ્યું વિક્રમ તણું; ભલે પધારયા મોહોટાં ભાગ્ય, પરદક્ષણા દેઈ લાગ્યો પાગ. રેહો પરૂણા માહારે ઘેર, કરૂ સેવા હું રૂડી પેર. દોહરો.—તાહારે હંસજ બોલીઆ, અમારે મોતીનો આહાર; તે અમુલખ તમ વીએ, કયમ રહીએ આ ઠાર. રાજાએ મોતી મગાવીયાં, વેરાવ્યાં ચોપાસ; ચરી હંસ સુખીઆ થયા, પોહોતી મનની આશ, દુધ પાણી કરયાં એકઠાં, મુક્યાં હંસ હજુરે; દુધ દુધ પ્રાસી ગયા, પાણી રાખ્યું દુર. ત્રીયા તોરી કવી તરસ, નવ રસ ચતુર અનેક; ખાર નીર કરે અંતસે, હંસ ચતુર છે એક. ચોપાઈ.—રાખ્યા દીવસ આઠ તે સાર, મન વાંછીત મોતીના આહાર; થયા વદાય આજ્ઞા લીધ, હંસે પંથ કરયો છે સીધ. કેહેજો અમ સરખુ કાંઈ કામ, અમો છું તમારે નામ; રાજા તો સભામાં ગયા, હંસે દેવ તો વદાયજ થયા. દીન દીન પર તે વાતજ થઈ, કીરતી સ્વરગ પાતાળે ગઈ; સુરનાયક જે ઇંદ્રજ નામ, માંડ્યું જગન તણું તેણે કામ. મળ્યા સહસ્ત્ર અડાશી રૂખી, અગસ્ત વશીષ્ટ દુર વાસા મુખી; દેવ મળ્યાછે તેત્રીસ કરોડ, જમ વરૂણને અગની જોડ. અષ્ટકુળ પરવત નવકુળ નાગ; સાત સમુદ્ર લેવાને ભાગ; નવસે નવાંણુ સલીતા મળ્યાં, અડસઠ તીરથ આવી ભળ્યાં, નક્ષત્ર ગ્રહ તારાને રેવી, ચંદ્રાદીકની શોભા હવી; બ્રહ્મા વિશ્નુ ને શીવ માહારાજ, મળ્યા જગન આરંભણ કાજ. અષ્ટ ભઇરવ મળ્યા માહાવીર, ચોસઠ જોગણી આવી તીર; સીગી સંખ શરણાઇ સાર, બીજાં વાજાં અપરમપાર. ગુણીજન જશ બોલે અનેક. શોભા સુંદીર વીવીધ વિવેક; સકળ સભા ભરી છે ત્યાંહ, હંસ દેવ આવ્યા છે તાંહ. પ્રથક પ્રથક સહુ બોલે વાત, એક એકની વખાણે ક્ષાત; સાંભળજો સુરપત રાજન, તાહારે બોલ્યા હંસ; વચન મ્રત્યુ લોકમાં નવ અવતાર, વિક્રમ ઉજેણીપત સાર.

દોહરો.—અનેક રાય આગળ હું થયા, સહસ્ત્ર લક્ષ કઈ કરોડ; નથી દીઠો નથી સાંભળ્યો, વિક્રમ કેરી જોડ. સુરનાયક શોભા ઘણી, ઓછવ મંગળ અંગ; વિક્રમ મહીમા આગળે, કો નાવે પ્રસંગ. પ્રાણ આપે પર કારણે, પરદુઃખ ભંજન હેજ, અવો વિક્રમ આજ છે, તેમાં ઇશ્વરનું તેજ.

સુંણતે સુરપત કોપીઓ, ચઢી ઘણેરી રીસ; પગથી ઝાળા પરગટી, જઇને ભેદી શીશ. હંસ જાણ્ જે ચતુર છે, પણ સહુથી એહ અજાણ; જ્યાંહાં બેઠા છે સુરપતી, તાંહાં કયમ કરે મનુશ વખાણ. દીધા કાળા ગ્રહ હંસતે, પોતે સુરપત રાય; વિક્રમને જાણું ખરો, તમને મુકાવી જાય. એમ કહીને લોહમાં જડ્યા, પુંઠળ મેહેલ્યા રખવાળ, કેહે વિક્રમ મુકાવશે, કે આવ્યો તાહારો કાળ, **ચોપાઈ.**— જગન પુરા જ્યારે થયા, સહુ સહુને ઠેકાણે ગયા; હંસ પડ્યા કાળા ગ્રહે જઈ, ખબર માન સરોવર થઈ. અસ્ત્રીઓ જોતી હુતી વાટ, સાંભળતાંમાં થયો ઉચાટ; કો આગળ જઈ કહીએ દુઃખ, કયમ આપણને થાએ સુખ. કોને જઇને કહીએ પેર, હંસ આપણે આવે ઘેર; વિચાર કરે મળી સહુ જુથ, માન દેઈ તેડ્યો એક દુત. વિક્રમ પાસે જઇને રેહો, હકીકત આપણની જઈ કહો; કીરતી રૂડી કરી તમ તણી, કોપ્યો ઇંદ્રાસનનો ધણી. તેણે અમને અદકુ નડ્યા, હંસ દેવ કાળા ગ્રહ પડ્યા; ચાલ્યો દુત વાણી તે લ્હી, વિક્રમ આગળ આવી કહી. રાજાએ દીધાં બહુ માન, આપ્યા વસ્ત્ર આભુશણ પાન. **દોહરો.**—રેહો મંદીર તમે માહરે, મટાડો મનનો શોક; મુકાવું નહી હંસને, તો તીરથ વૃત થાજો ફોક. દુત કહે મુખ્ય વાંનો, જાશે એના પ્રાણ; શીઘ્ર મુકાવો તેહને, તો દીજે તમને લાહાણ. વિક્રમ કેહે રેહો સાંસતા, રાખો હઇડે ધીર; જ્યારે હંસ તે છુટશે, ત્યારે લેશું નીર. સેરસા પુજેવ તણો, પાસે વિક્રમ રાય; હંસ મુકાવા કારણે, પોતે તતપર થાય. દેઈ વચન તે રાખીઓ, મન માં ઘડીયો ઘાટ, રાજ રીધ સરવની ગમી, જાવા વસમી વાટ. **ચોપાઈ.**—ગજ રથ ઘોડા ગરથ ભંડાર, મેહેલ્યું ક્ષણું ન લાગી વાર; પ્રધાનને તો સુપ્યો પાટ, ચાલ્યો વસમી મેરૂ વાટ. મનમાં રાખી છે માહાધીર, તેડ્યો આગીયો સાથે વીર; તજવું સઘળુ દેહનું સુખ, નીંદ્રા ત્રષા તડકો ને ભુખ. ઉઘાડું અંગ અણવાણા પાય; સેહે દુઃખ પોતાની કાય; મુખ જપે હરી હરનું નામ, સલીતા ત્રઠ આવ્યું એક ગામ. **દોહરો.**—સુખવતી નગરીજ છે, પવિત્ર પશ્ચિમ દેશ; સેવર માંધાતા રાજીયો; જોબન બાળે વેશ. કરણ સમો દાતાર છે, કામ સમાને રૂપ; હરીચંદ્ર સરખો સતવાદીયો, ધરમ સરખો તે ભુપ. **ચોપાઈ.**—તેનાં દેશમાં વિક્રમ ગયો, વણીક વાસ જઈ વાસો રહ્યો; હાટના ધણીએ દીધું માન, આણી આગળ મુકયાં પાન; કામ કાજ અમને દીજીએ, અંનની સામગ્રી લીજીએ; ખાટ તળાઈ જોઇએ જેહ, હાજર આણી કીધુ તેહ. ત્યારે વિક્રમ બોલ્યા વાણ, સાંભળ ભાઈ ચતુર સુજાણ; શી કમાઈ તાહારે હાટ, આવડુ ખરચ કરે શા માટ. પંથીને આપેછે લાહાણ, શું તાહારે ઘેર આવે વાહાણ; આદ્ય શકિતની તુજને આણ, જો સાચી નવ બોલે વાણ. તેહેનો મુજને આપો પાર, સહુને કયાંથી આપો આહાર. **દોહરો.**—ત્યારે તેતો બોલીઓ, સાંભળ પંથી વેશ; દ્રઢ વિશ્વાસ આંણો તમો, હું સાચુ બોલેશ. માહારા નગરનો રાજીઓ, સેવરમાંધાતા નામ; સદાવરત છે તેહને, કોઠાર ઠામો ઠામ. જેને ઘેર વાસો રહે, જે કો પંથી જન; આગતા સ્વાગતા તે કરે, પણ ખરચે રાયનું ધન. ભુખ્યો તરશ્યો રહે નહી, જે આવે નગરમાં આપ; ઘેરે ઘેર અંન ભરેયાં; એવો રાયનો પ્રતાપ. ઢોલીઆ તળાઇઓ ગોદડાં, ખાન પાન શુભ પેર, પ્રતાપ સર્વે રાજા તણો, તે છે માહારે ઘેર. **ચોપાઈ.**—વિક્રમે વિચારી પેર, જોઉ આજ ચરચા એને ઘેર; ઘેર સદાવ્રત આપે સરવ, રાજા કયાંથી ખરચે દ્રવ્ય. રાજાએ સંતોખ્યું તેનું મન, મે હવડાં કીધુ ભોજન; રેહેશું પોઢણ તાહારે હાટ, લેશુ પ્રીત અમારી વાટ. હાટ વણીક તે ઘેરજ ગયો, વિક્રમ તો તે સ્થાનક રહ્યો; અરધ નીશા ગઈ જ્યાહરે, સકળ લોક સુતા તાહરે. ત્યારે ઉઠ્યા વિક્રમ વીર, બાંધી કાછ થયો માહા ધીર; ખડગ પોતે ધરીયું હાથ, વીર આગીઓ પોતાને સાથ. નીશ ચરચા જોવા નીરધાર, ગયો સેવરનો જ્યાંહાં દરબાર; અદ્રષ્ટ વિદ્યા મનમાં ધરી, જુએ રંગ મોહોલ નેત્રે ભરી. ચડ્યો ઊંચી અટારી જ્યાંહ, સેવરમાંધાતા પોઢ્યા ત્યાંહ; વિક્રમ ત્યાંહાં પોહોતો જેટલે, સેવર રાય ઉઠ્યો તેટલે. ઉઠી છાબમાં પુષ્પજ ભરી, કુમકુમ અક્ષત હેતે કરી; પુષ્પ ચંદન મેવા ફળ આહાર, ચાલ્યો ક્ષણુ ન લાગી વાર. ઉતરયો અટારીએથી જેમ, પુંઠે વિક્રમ ચાલ્યા તેમ; જેમ જેમ સેવર

આધા પગ ધરે, પુંઠે વિક્રમ પરીયાણજ કરે. મુક્યું ગામ ઘડ પોળ પ્રકાર, આવ્યો નગર થકી તે બાહાર; આગળ પાછળ ચાલ્યા જાય, તે નવ જાણે સેવર રાય. નથીપાસે કોઈ બીજો સાહાય,આ પે માહા અરણવમાં જાય; સેવર ગયો સાગરની તીર, પુંઠે જાયછે વિક્રમ વીર. જઈ સાગરમાં સ્નાનજ કરયું, ધ્યાન ચંડીનું મનમાં ધરયું; કરી દીપક જોત વીશાળ, શીંદુર તીલક કરયું છે ભાલ. ઘાલ્યો કંઠ કરેણા હાર, સ્તુતી કીધી પછે અપરમપાર; સેવરે આરાધના કીધી ઘણી, આવ્યાં ત્યાં ચોસઠ જોગણી. કોને હાથ વાંસો ને ચરણ, કોને કોટ નાશાકને કરણ; વળી જોગણી ઠારોઠાર, રૂધીર માંસ તણો છે આહાર. રૂધીર ચુસી સરવે ગ્રહ્યું, તે વિક્રમ રાજાએ લહ્યું; નીપન્યું તે જોઈ સઘળી વસ્ત, સેવર દેહમાં રહ્યાં છે અસ્ત; પુરણ સંતુષ્ટ થયાં તે દેવ, પછે પ્રસન થયા તતખેવ.

**દોહરો.**—કરી અસ્તજ એકઠાં, ઉપર ઢાંક્યુ ચીર; અમરત શુભ અંજન કરયું, ઉપર સીંચ્યું નીર. તે રાજા બેઠો થયો, વળી જોડ્યા બે હાથ; પરદક્ષણા પોતે કરી, બોલ્યો જોગણીઓ સાથ. વરસાદ વરસ્યો તાંહાં હુનનો,ક્ષણુ ન લાગી વાર; એક ઘડી વૃષ્ટી થઈ, હુનજ અપરમપાર. જોગણી અલોપજ થયાં,તે વેળા તે દીસ; બાંધી સેવરે ગાંઠડી,તે આપ ચડાવી શીશ. નગર ભણીતે આવીયો,માથે છે બહુ ભાર, તે ચરચા વિક્રમે જોઈ, કાંઈ ન જાણે પાર. ધન નાંખ્યું ભંડારમાં, દુઃખ સહ્યુનીજ જાત; એમ કરતાં નીશા ગઈ, અરણ ઉદયો પ્રભાત. **ચોપાઈ.**—કરયું સ્નાન દાન ભોજન, પડી રાત વીત્યો તે દીન; વિક્રમ કહે નીશ ચરચા જોઉં, માહારા મનનો સંદેહ ખોઉં. રાત, અરધ ગઈ જ્યાહરે, નીકળ્યો છે સેવર તાહરે; પેહેલે દીવસ કીધુ જેટલુ, બીજે દીવસ વીત્યુ તેટલુ તે વિક્રમે મન રાખીયું, સાજાનું કારણ પરખીયું; સેવર રાજા પછે આવ્યો ઘેર, વિક્રમે વિચારી પેર. સદાવરત કરેછે જેહ, ઘણું કષ્ટ વેઠે છે દેહ; વેઠે નીંદ્રા તજે છે સુખ, જીવ જાતાં પામે છે દુઃખ. પરદુઃખ ભંજન હું કેહેવાઉં, સુખ કીધા પાખી કેમ જાઉં; દીઠું તે ન જણાવું મરમ, એ વાતે નહી માહારો ધરમ. સુખ કરૂ એને શરીર, તાહારે મુખ પીઉં હું નીર; ન કરૂ સુખ તો કાહાડુ પ્રાણ, કરી પ્રતિજ્ઞા મનમાં જાણ. મનમાં લાગ્યું દારૂણ ઝુર,એટલે મેર પોત્યો શ્રી સુર; વિક્રમ હઇડે મનછા ધરે, હીંમત મેહેલે અર્થ ન સરે, પુજા સામગ્રી પોતે ભરી, પેહેલે દીવસ દીઠી તે કરી; ચીરી ત્વચા તે પોતા તણી, તેમાં ભરી મીઠાઈ ઘણી. ચરણ ઉદર વાંસોને હાથ. ભરેયા એહેક કસ્તુરી સાથ; પોત પોતાને હાંથે કરી, અંગો અંગમાં સાકર ભરી. બીજા મેવા અપરમપાર, લીધો અમરત અદકો આહાર; પુષ્પ સુગંધ તંબોળ ને ધુપ, ભરી થાળ તે ચાલ્યો ભુપ. **દોહરો.**—રાજા સેવર નથી જાણતો, જે વિક્રમ ચરચા જોય; વિક્રમ એક મનમાં લહે, અન્ય ન જાણે કોય. **ચોપાઈ.**—રાત પોહોરે ચાલ્યો તે વીર, મનમાં રાખી અદકી ધીર; જ્યાં સેવર પેહેલે દીન ગયો, તાંહાં જઈ વિક્રમ ઉભો રહ્યો, સેવરે કીધુતુ જેટલુ, જઈ વિક્રમે કીધુ તેટલુ; એટલે તાંહાં આવી જોગણી, સકળ ભોગ તણી ભોગણી. **દોહરો.**—લીધો ભોગ નવેદનો, પછે થયું છે મન, સહુ મળી ને એકઠી, ભક્ષ કરો રાજન. આવો સ્વાદ અમરત તણો, વીવીધ ભોગ વીશાલ; ધન ધન તું રાયજી, પ્રસન થઈ તતકાળ, અસ્ત કરયાં તાંહાં એકઠાં, ઉપર સીંચ્યું નીર; અમરત દ્રષ્ટે લોક ત્યાં, ઉઠ્યો વિક્રમ વીર, પ્રદક્ષણા પોતે કરી, નમીને લાગ્યો પાય; પ્રસન થઈ સઘ્ર જોગણી, વરદાન કહુ કાંઈ માગ. માગ માગ કહુ માગતું, પ્રસન થઈ છું આજ; જે માગે તે આપું હું, સીધાં તાહારાં કાજ.

**ચોપાઈ.**—ત્યારે તે બોલ્યો રાજન, માગુ દો મુજને વચન; ત્યારે તો માગુ હું આજ, જે માહારા મનમાં છે કાજ. એવું વચન બોલ્યો તે સાથ, વચન દેવી એ આપ્યું હાથ. **દોહરો.**—જો વરદાન આપો મુને, સારો કારજ સરંવ, દેહ ભક્ષણ કરયા વીના, આપો એટલો દ્રવ્ય. હું તો વિક્રમ રાજીઓ, નથી માહારૂં ગામ; મુજ ઉપર દયા કરો, કરો સેવરનું કામ. ચીંતામણી એક આપીઓ, નીત કરજો પુજન; ઘાતજ કરવી નવ પડે, પામીશ એટલુ ધન. કહીએ આજથી આવીશમાં, ભોગવ લીલ વીલાસ; ઘેર બેઠા મણી પુજજો, ધન પામીશ બારે માસ. **ચોપાઈ.**—પછે જોગણી

બોલ્યાં વાણ, સાંભળ વિક્રમ ચતુર સુજાણ; આપજો સેવરને મણી, ટાળી ચીંતા તેહજ તણી, પરગજુ તું છે રાજન, તેણે સંતોખ્યુ મુજ મન, તેનું હેત ઉપન્યું છે મને, માટે વસ્ત આપુ એક તુને, તે આપુ તને હેતે કરી, ઘેર જઈ આપજો સુંદરી; ઝાલ અમુલંક જોડુ એક, આપુ તુજને કરા વિવેક, મણી સેવરમાંધાતા આપજો, માહા સંકટ એનું કાપજો; હેતે ઝાલ આપીછે અમો, તે તો ઘેર લઈ જાજો તમો. સોહાવજો રાણીને કાન, સદા જોબનના રેહેશે વાન; જ્યાંહાં લગે ઝાલ તણો હશે જોગ, નહી જરા વ્યાધી ને રોગ. ઉતમ વસ્તુ તે પામીઓ, સકળ દુઃખ દેહનું વામીઓ; પ્રદક્ષણા દેઈ નમાવ્યું શીશ, જોગણીએ દીધી આશશ. માગી શીખ થયો વીદાય, સેવરના નગરે ભણી જાય; નીકટ નગર ભણી તે વળ્યો, સેવરમાંધાતાને મળ્યો. પુરણ અડધી ગઈ છે રાત, પશુ પંખી નહી માનવી જાત; છેક સમીપે આવ્યો તાંહ. વિક્રમે ઝાલી તેની બાંહ. દોહરો.—મધ રાતે તું નીસરયો, શું ધારયું છે કાજ; એકલા કેમ પંથે પળો, નીકટ સેવરનું રાજ. પરવાર છો તમે કો તણા, શું નામ છે જોર. કોકેહે જાર વાટે રમો, કેહે સંગે છે ચોર. માન મૂકી મુજને કહો, જે મેં પુછી વાણ; સાચુ કહો જો નહી તમો, તો ઇશ્વરની આણ. સેવર ઉભો સાંભળી, મુકી દે મુજ હાથ; માહારે દુઃખે નીસરયો, કેમ રેહેવાય કેહે વાત. તું હોડે છે વાટમાં, માહારે ઉતાવળુ કામ; રાઢ કરેછે આવડી, ભાઈ તાહારૂં શું નામ. વિક્રમ કેહેછે નહી કહો, પ્રથમ પુછું હું આજ; પ્રીત અમથુ કરયા વીના, નહી સરે તુજ કાજ. ચોપાઈ.—સેવર કહે સાંભળ છે વીર, રાખો રૂદયા માંહે ધીર; મધ રાતે જે દુખીઓ થાઉ, પેટને અરથે હું તો જાઉ. માહારૂં દુઃખ છે સાગર ભરયું, બીજે ન જાએ હઇડે ધરયું, નિકળ્યા છું હું માહારે અરથ, કાંઈ આશ લેવાને ગરથ. વણ કામે ન જાએ કોય, આપ રૂદે વિચારી જોય; માહારે તો વેળા જાય છે, વાર ઘણી મુજને થાય છે.

દોહરો.- વિક્રમ કહે હું શીખવું, સુખ થયાની પેર; કહ્યું કરો અમારડુ જાઓ તમારે ઘેર. રાતે રળસો જેટલું, તેટલુ અમારે પાસ; સેવર થયો પછે આકળો, ભાઈ તજથી હું નીરાશ. સેવર કેહે છે મુખથી, તું કરે ખરો પર કામ; ઉજેણીપત રાજીયો, વિક્રમ તાહારૂં નામ. ત્યારે તો વિક્રમ હસ્યા, સાચી બોલ્યા વાણ; જેનું નામ કહ્યું તમો, તે તું મુજને જાણ. તમને તો અમે ઓળખ્યા, સેવરમાંધાતા નામ; દુઃખ તાહારૂં નીરખીયું, માટે કરૂ તમ કામ. મણી છોડીને આપીયો, આંણી અદકુ હેત; જોતાં આનંદ ઉપન્યો, લક્ષ રવીનું તેજ. કરો પુજન જઈ એહનું, સરે તમારો અરથ; દુઃખ શરીર વેઠ્યા વીના, પામો મન વાંછીત ગરથ. રાતે જાવું નવ પડે, નવ શીર લેવો ભાર; એક મણીને પુજતાં, થાશે દ્રવ્ય અપાર. સેવર કહે ક્યમ માનીએ, તેનું શું એંધાણ; એ કારણ તમે ક્યમ લહ્યુ. સાચી કોહોને વાણ. ચોપાઈ.—વિક્રમ કહે કાંઈ કારણ કંથ, માહારે નીકળવું પડ્યુ પંથ; તાહારા નગરમાં વાસો રહ્યો, વણીકને ઘેર સુખીઆ થયો, સદાવ્રત સાંભળયું તમ તણું, મનડુ હરખ્યું માહારૂં ઘણું; પછ તમારી ચરચા જોઈ, તે નવ જાણે બીજો કોઈ. જોગણીને સમરપી દેહ, હુન તણો તાંહાં વરસ્યો મેહ; તેનો માથે લીધો ભાર, આવો રાજ સભાને દ્વાર. મેં તે દીઠું માહારી દ્રષ્ટ. ઘણું દુઃખ વેઠેછે કષ્ટ; તમ પેહેલો ગયો હું આજ, તમે કરતા તે કીધુ કાજ. પ્રસન થયાં તે મુજને માત, તે સાનીધ મેં જોડ્યા હાથ; મુજને કહે વરદાનજ માગ, આજ થકી તાહારૂં ફલ્યું ભાગ્ય. દોહરો.—ત્યારે મેંતો માગીયું, વિચારીને મન; સેવર ઘેર બેઠો રહે, પામે એટલુ ધન. ત્યારે આ મણી આપીઓ, સીપ કહે લઈ જાઓ, જઈ આપો સેવરને, તેથી સુખી આ થાઓ. ઝાલ જોડુ મને આપીયુ, સોહાવો અસ્ત્રીને કાન; જરા રોગ વાપે નહી, નીત નીત જોબનવાન. ચોપાઈ.—તે માટે આ મણી લીજીએ, પ્રવેશ પુર માંહે કીજીએ; સેવર રાયને ઉપની હાશ, દ્રઢ કરી માન્યો વિશ્વાસ. દોહરો.—સેવર મનમાં હરખીઓ, બે જણ આવ્યા ઘેર; આગતા સ્વાગતા કીધી ઘણી, પુજા બહુ વીધ પેર. ચોપાઈ.—માગી શીખ તે રાજા વળ્યો,

પોતાને પંથે તે પળ્યો; સેવર રાયે કરયું તે ઠોર, તેનો કેહેવાય પેહેલો પોહોર. એક પોહોર કરશુ કે હેવાય, બીજો સેવરમાંધાતા રાય; માંડયું સદાવરત ઘાટે ઘાટ, ધરમ તણી ચલાવી વાટ. માહા પુન્ય વંત કળજુગ વીખે, નહી કો સેવરમાંધાતા પખે; સેવરની વાત ઇહાંથી રહી, વિક્રમની પછે શી ગત થઈ. હંસ મુકાવાની ઇછાય, વિક્રમ પંથે ચાલ્યો જાય; શીલવંતી નગરીમાં ગયો, પ્રજાપતી પેર વા સોરયો. અસ્ત્રી ભરથાર વ્રધ ઘરસુત્ર, એક જોબનવંતો છે પુત્ર; દીવસ પાછલો ઘટીકા ચાર, તે સમે રાજા ગયો તે ઠાર. દોહરો.—રૂદન કરેછે અતી ઘણું; ન ખયે હઈડેધાર; તે વિક્રમે સાંભળ્યું, મનમાં કરયો વિચાર. કાંરે બાઇ તું કાંરૂઓ, આળોટો આડા આઓ; શા માટે હઇયું હણે, રાતાં તાતાં થાઓ. રાખી ધીરજ વાચા કહો, સાચી કહોને વાણ; આવડુ દુઃખ જેથી ધરો, શી થઇ તમને હાણ.

ચોપાઈ.—ત્યારે તેતો બોલી નાર, સાંભળ ભાઇતુ એક વિચાર; માહારા નગરમાં છે રાજન, તેને પેટ નોહોતું ફરજન. ઉપાસના જોગણીની કરી, તેને પેટ આવી દીકરી; બાર વરશની થઈ તે જોગ, તેને ઉદર વાધ્યો રોગ. તેની આગ્ના દીધી રાય, નીતે એક માણસને ખાય; વારા ફરતી ઘેરે ઘેર, જોઇએ માનવી રૂડી પેર. ઘરડાનું તો નવ લે નામ, જોબનવંત તણું છે કામ, લાડકવાયો માહારો તન, આજે જાવાનો તે દન. માટે રૂદન કરઇછુ અમો, પુછયુ તો સાંભળજો તમો; હવે અમારાં સુખડાં ગયાં, ઘરડે ઘડપણ વાંઝીયાં થયાં. પુત્ર તણી તો થાશે હાણ, અમે બે ઇહાં તજશુ પ્રાણ.

દોહરો.—તેનુ દુઃખ તે સાંભળી, બોલ્યો વિક્રમ રાય; પુત્ર તમારો જીવશે, તજો તે મન ચીંતાય. માટે તમારા પુત્રને, જાશુ અમો તે ઠામ; સુખ લીલા તમો ભોગવો, કો નવ લે તમ નામ. ત્યારે દુખીઓ બોલીઓ, મન વિચારી આપ; લોકો દે મેહેણાં મને, પરથી મરાવ્યો સાપ. ચોપાઈ.—રાજા કહે ચીંતા પરહરો, મેહેલી દો મનનો આંબળો; એમાં તે શું કારજ કશુ, તમસાટે અમે ત્યાંજશું; એટલે નીશા ઘડી ચારજ ગઈ, તાંહાં જાવાની વેળા થઇ; ગયો રાય માગીને શીખ, મનમાં ન આંણી કોની બીક. ગયો દરબાર અટારી જ્યાંહ, અસ્ત્રી પોહોડી દીઠી તાંહ; વરસ તેરમાં જોબન રૂપ, દેખી વીસ્મે પામ્યો ભુપ. કાંતી રૂપ કનક જેહની, બત્રીસ લક્ષણ ગુણ તેહની; એવી દીઠી તેતો નાર, તવ રાજાએ કરયો વિચાર. ભર નીંદ્રામાં તે કામની, પેહેલી પોહોર ગઈ જામની; જોઉ કોણ આવેછે આંહ, મનુશને ખાય છે કયાંહ, નારી પોઢીતી જે ઠાર, ત્યાં વસ્ત્રનો કરયો અંબાર; તે સેજ ઉપર જઈ ધરૂ, વસ્ત્ર તણું એક માણસ કરૂ. પગે તે દીપક મુકીઓ, તે પાછળ પોતે ઢુકીઓ; વાળ્યો કાછડો સજ તે કરી, બેઠો ખડગ ઉઘાડુ ધરી; ગઈ રાત અરધી જ્યારે આપ, નીસરયો ઉદરમાંથી સાપ; ન દીઠું માણસ નીસરયો બાહાર, રાજાએ દીઠુ તે ઠાર. આ પાપી તે માણસ હણે, એનો દોશ મનમાં કુણં ગણે; મુકયું ખડગ કરેયા બે ભાગ, વિક્રમે વધ કરયો તે નાગ. લેઇ કટકા બાંધ્યા ગાંઠડી, મુકયા શીશ વાળી મુઠડી; એટલે વળતી જાગી નાર, જેનું રૂપ છે અપરમપાર. પેટ માહેથી વ્યાધી ગઇ, તેની કાયા શીતળ થઇ. પ્રાતુસકાળ થયો જેટલે, સહુ સુતાં ઉઠ્યાં તેટલે. રાજાને વધાઇ ગઇ, તાહારી કુંવરી સાજી થઈ. દોહરો.—માણસ મરવા આવીયો, તેણે કાહાડયો રોગ; બેઠો છે તે રાજવી, શુભ કરમી સંજોગ. પીતા મન હરખ્યો ઘણું, ઉલટ અંગ અપાર; ધણીને જોવા આવીયો, કુંમાર કેરે બાર. ચોપાઈ.—તે રાજાને વિક્રમ ગમ્યો, પરદક્ષણા દેઈ પગે નમ્યો, માહારી ઉતારી છે બહુ ગાળ, તમને પરણાવું એ બાળ. સાંસો મન માં નવ કીજીએ, તે કન્યા તમો લીજીએ; થયો હરખ ને ફુલ્યો રંગ, રાજાએ ઘેર માંડયો જંગ. પેહેલે દીન તો ગામ ભોજન, બીજે દીવસ લગનનો દન; તરીઆ તોરણ બાંધ્યાં બારણે, ઓછવ મંગળ તે કારણે. વિક્રમ આવ્યા પ્રજાપત ઘેર, માંડી વાત કહી સઉ પેર; તમ પ્રતાપે વ્યાધી હણી, પરણાવશે પુત્રી તે તણી. તમ ઘેરથી ચડાવો જાન, રાજા આપણને દેશે માન; અડધ્રુ સોંપશે મુજને રાજ, સરયાં આપણા મનનાં કાજ. દોહરો.—એવું તેણે સાંભળ્યું, ત્રણે ઢળીયાં ધરણ; સાસ વાસના ચેતના, જાણે પામ્યાં મરણ. જાણે વાહાણજ બુડીયુ, જાણે કાટો નાગ; જાણે કોઇએ

છુટીઆં, લીધાં ચારે ભાગ. રાજા અચરત પામીઓ, હરખ થયો ચીત ભ્રમ; હેત આવે મુજ ઉપરે, બીજો ન જાણે મરમ. ચોપાઈ.—લાગ્યો રાય પગે લળી લળી, એટલે સહુની મુરછા વળી; કોહો તમને કયમ આવી લેહેર, કોહો મુજ ઉપર આણો મેહેર; તે સાચુ ન કોહો જો મુને; આ હત્યાદીક પાતીક તુને. દોહરો.—તારે દુખીઆં બોલીઆં, ભાગુ તજ સંદેહ; મેં મોકલ્યો ભાઈ તુજને, મોહોટુ દુઃખ તો એહ. કાલ તું પેદા થયો, ઘરમાં અમારા કાજ, તમો માહારે ઘેર નાવતા, તો પામત હું રાજ. તમે ગયાં તે હું જતે, પરણત કન્યા રૂપ; ભોગવત રાજ આ ગામનું; થઈ બેસત અમ ભુપ. અમો જાત ઘેર રાયને, ટાળો તરૂણી રોગ, તમો ઘેર પરણી આવીયા, તે અમ કરમના ભોગ. વિક્રમ કહે કાં દુઃખ ધરો, કાં બોલો અન્યાય; સોંપુ રાજ એ નગરનું, પરણાવું કન્યાય. દુઃખીઆ તો માને નહી, ન કરે કોઇ પર કામ; તેવો નર તો એક છે, વિક્રમ ઊજેણી ગામ.

ચોપાઈ.—તમો કોહોછો તેહજ હશે, તો કામ તમારૂં નીશે થશે; સાંભળી અમરત સરખી વાચ, ત્યારે માન્યું દ્રઢ તે સાચ. વાત કરતાં દુખડુ ગયું, વીતી રાત ને વાહાણું થયું; લગન તણી માંડી છે પેર, તેડુ આવ્યું પ્રજાપત ઘેર. કાલ વારો હતો જેહનો, આજ અરથ અમનેતેહનો; રાજાએ હાથી મોકલ્યો, વર બેશી આવે એકલો, વિક્રમે વિચાર્યું સુત્ર, પાસે તેડ્યો પ્રજાપત પુત્ર. પોતાના પેહેરાવ્યા શણગાર, ઘાલ્યો કોટે મુકતાફળ હાર, જેને ઘેર લક્ષમી પગ ધરે, રૂપ કળા ગુણ વાસો કરે, જ્યારે કરમ જોરાવર થયુ, કરૂપ હતુ તે નાશી ગયું. તે હાથીએ વર તો ચડે, નીશાન ગાજે ને ગડગડે; વીવામાં તે શો વીસ્તાર, રીત ભાત ને કુળ આચાર. તે પુરૂશે કન્યા વરી, થયું સુખ આં તરડી ઠરી; તે સસરાની ભાગી દાજ, તે નગરનું સોંપ્યું રાજ. દોહરો.—રાજ લીલા તે ભોગવી, સુખ પામ્યો તે ચંત; દુઃખંજ તેનું ભાગીયુ, વિક્રમ પળીયાપંથ. ચોપાઇ.—એક મુકી દેશ બીજો લહે, નીશા પડે તાંહાં વાસો રેહે; હઇડા માંહિ હરીનું ધ્યાન, હરસીધ તણું છે જેનું માન. મારગ વીએ એક આવ્યુ વન, તાંહાં નહી કોઈ માનવી જન; દીઠુ એક દેરૂ સાક્ષાત, મુરતી તેમાં અંબે માત. અદ ક્ષણુ રહ્યા ત્યાં ઠરી, ભાવ ભગતશુ પુજા કરી; એટલે નીશા પડી છે તાંહ, રહ્યા વાસો તે દેરા માંહ. અરધ નીશા તો જ્યારે ગઈ, તે સ્થાનક એક રચના થઈ; એક ખુણે પોહોડ્યો રાજન, એવે એક દીઠુ વીમાન, તે દેરામાં એક ગફાય, વીમાન પાધરૂ ચાલ્યું જાય; તે રાજા જોઈ ને રહ્યો, પાછળથી તે સાથે ગયો. ધરયું ધ્યાન રૂદે વઇતાળ, વીમાન ગયું એવે પાતાળ; ગયું નાગપતીને ઘેર, રાયે ચરચા જોઈ બહુ પેર. વીમાન ઉપર બેઠા દેવ, કરી નાગપતીની સેવ; રાજા ઈંદ્ર કરેછે જાગ, તમને તેડે આપવા ભાગ. મળ્યા છે જેમ આપની વાય, દેવ લોક ગાંધર્વ ને રાય; તમને હું તેડવા આવીયો, કંકોતરી રૂડી લાવીયો. માટે સઉ થાઓ તઇયાર, વીમાન પર થાઓ અસ્વાર. દોહરો.—નાગપતી તવ બોલીઓ, સાંભળ દેવ વચન; માહારે તો માહા દુઃખ છે ગયો અમારો તન. વાડી હતી તંબોળની, તાંહાં નીત રમવા જાય; તે રમીને આવે નહી; તાહારે ચીંતા થાય. તેણે ચંપો રોપીઓ, નીકટ અમારે પાસ; એ સુકી હેઠો પડે, તાહારે મુકજો આશ. બાધો દીસે તંબોળમાં, કે કોઇએ કીધી ઘાત; તે ચંપો સુકી પડ્યો, તેને દીવસ થયાછે સાત. તેનો શોક હઇડા વીએ, મહા દુખીઓ છું મન; પુત્ર વીજોગે કરી અનો, તજ્યુ નીંદ્રા નીર અંન. જગન વીએ નહી આવીએ, જે કેહેશો તે ફોક; સુત આવેથી સુખ થશે. ગયાથી થાશે શોક. ત્યારે વિક્રમ ચેતીઓ, મન વિચારયું આપ; જે સરપ મે મારીઓ, તેનો તે આ બાપ. પ્રણામ કરયો પ્રગટ થઈ, પાગ નમાવ્યું શીશ; મુખ આગળ કટકા ધરા, રખે કરો તમે રીસ. ઊજેણીપત રાજીઓ, વિક્રમ માહારૂં નામ; માડી મત મને ઉકલી, કુડુ કીધુ કામ. પુરણ વાત માંડી કહી, નીપજ્યું જેટલુ કરમ; સાચુ એ હું બોલીઓ, ઇશ્વર વાહાલુ ધરમ. નાગપતી ઘણું હરખીઆ, રીઝ્યું પોતાનું મન; ભલે લાવ્યો તું કરકડા, હવડાં જીવાડુ તન. આણી અમરત સીંચીયું, ક્ષણુ ન લાગી વાર; આળસ મરડી ઉઠીઓ, નાગણનો જે બાળ. આનંદ ફુલ્યો અતી ઘણો, શોભા નઉતમ થાય;

પંદરે વરસની પદમની, ઘેર હુતી કન્યાય. પરણાવી રાજા વીરને, થયો ઘણો ધોંઘાટ; ચાલો વીમા ને બેસીએ, લીજે સ્વરગની વાટ. નરપતી વિમાને ચડ્યો; સાથે વિક્રમ રાય; જઈ પોહોતા ઇંદ્રાસને, જ્યાંહાં છે દેવ સભાય. તેત્રીસ કરોડ મળ્યા દેવતા, નદી પરવતને નાગ; દારૂણ વાયુ અગની જેમ, લે પોતાનો ભાગ. સભા મધે શીંહાસને, બેઠો ઇંદ્ર આસન; તેણે વિક્રમ ઓળખ્યો, વાત વિચારી મન. એ માનવી કેમ આવીયો, તેનો સંદેહ થાય; જોઉ પારખુ એહનું, કેવો છે એ રાય. છાબ ભરી તાંહાં હારની, તે આપી વિક્રમ હાથ; લેઈ પોહોચાડો સરવને, એમ બોલ્યો તે સાથ. રખે વીસારો કોયને, રખે વધારો આજ; એવામાં જો ચુકશો, નહી રહે તાહારી લાજ. વિક્રમ વીમાશી ઉઠીઓ, લીધું હરસીધનું નામ; ટાળો સંકટ માહરૂ, રાખો માહરૂ મામ. ધ્યાન ધર્યું વઈતાળનુ, ક્ષણુ ન લાગી વાર; પ્રથમ આરોપ્યો ઇંદ્રને, મુકતાફળનો હાર. માંડ્યો એક એક આપવા, ઠાલી થાય જવ થાળ; તવ હરી લેઈ ઉભરતો, પોતે વીર વઈતાળ. કોઇએ ભરમ જાણ્યો નહી, પોહોતા હાર વીશેક; પરણામ કરયો જઈ ઇંદ્રને, વધ્યો હાર તાંહાં એક. સુરપતી ચરણે મુકીઓ, હરખ્યો સુર મહારાજ, વિક્રમ કંઠ આરોપીઓ, પ્રભુએ રાખી લાજ. માગ માગ કહે સુરપતી, જે મન ઇચ્છા હોય; તું છે પુત્રજ માહરો, ભેદ ન કરશો કોય. **ચોપાઈ.**—તવ વિક્રમે જોડ્યા હાથ, ચરણે નમ્યો ઇંદ્રાણી સાથ; હું પુત્ર તમારો સહી, કરૂ ભેટ એક તમને અહીં. ઝાલ પેલી મુકી સાર, એમાં ગુણ છે અપરમપાર; એ ઝાલ સોહાવો કાન, જોબન સદાએ રેહેશે વાંન. હરખ્યાં ઇંદ્રાણી સુરપત જેહ, ઝાલ જોઈ સુખ પામ્યાં તેહ; માગ માગ કહેછેતે મુખ, જે વાતે છે તમને સુખ. **દોહરો.**—પગે નમી વિક્રમ કહે, હું સેવક તમ અંસ; જો વરદાન આપો મુને, તો મુકીદો હંસ. હેત કરી હંસ છોડીઆ, આપ્યો અમુલક હાર; માન દેઈ બોલાવીયા, ક્ષણુ ન લાગી વાર. કુંડળ પોતાના કરણનાં, આરોપ્યા વિક્રમ કાન; તેજ વાધ્યું ત્રીલોકમાં, અરૂણ આકારે વાન. પછે જગન પુરણ થયો, સહુકો થયાં વદાય; વીમાન બેઠા દેવતા, સહુ સ્થાનક તે જાય. હંસે હારજ આપીઓ, વિક્રમ રાયને ભેટ; લેઈ પધારો નગરમાં, દુઃખ સમશે સઉ નેટ. **ચોપાઇ.**—માગી શીખ ને વિક્રમ વળ્યા, નાગપતીને સાથે મળ્યા; આવ્યા ઘેર જે નાગજ તણે. હંસ મુકાવા કષ્ટે ઘણે. નાગજ કન્યા સાથે લીધ, પંથ કરવા માંડ્યો છે સીધ; પોતાના નાગ ઘરમાં થાપીયુ, પુષ્પ એક નાગે આપીયુ. રોપજો જઈ વાડીમાં ઝાડ, શોભા નઉતમ હશે તે ઠાર. **દોહરો**—કન્યા લેઈ ઘેર આવીયા, વાગ્યાં ઢોલ નીશાન; જેવો ઇંદ્રજ અવનવો, જેવો ઉદયો ભાણ. ગઈ વધાઈ ઉજેણીમાં, આવ્યા મહીપત મહારાજ; પ્રધાન પંડીત સામા ગયા, કરવા રૂડાં કાજ. મોતીએ રાય વધાવીયા, રંગ મોહોલ અવાસ; ચાર રતનને લાવીયા, પોહોતી મનની આશ. **ચોપાઈ.**—એક કુંડળને બીજો હાર, ત્રીજુ પુષ્પ ને ચોથી નાર; એ વરણ અઢારે નીરખીયું, સહુકોનું હઈડુ હરખીયું. આવ્યા રાજા સુખીઆ થયા, વ્યાધી રોગ તે સહુના ગયા; તે નગરમાં ગુણકા એક, કામ સમાન છે રૂપ વશેક. તેને ઘેર જાતો એક જાર, તેણીએ મનમાં કરયો બિચાર; જો તુજ સાથે સાચી પ્રીત, તો હું કહુ તે કરો એક રીત. રાજા હાર લાવ્યો હંસજ તણો, તે ઉપર મને પ્રેમજ ઘણો; તે લાવો જતન કરી ઘેર, તો આવો અમારે ઘેર. નહી આવશો અમ મંદીર વળી, આજથી પ્રીતી આપણે ટળી; વિક્રમનો જોતાં હું હારે, તો સબળો પામુ હું માર. અસ્ત્રીનો વ્રહે હઇએ કેમ ધરૂ, કાષ્ટ ભક્ષ કરીને મરૂ; તેણે ચીતવી એવી વાણ, તજુ પ્રાણ કહી ગયો મશાણ. **દોહરો.**—તે નગર એક વાણીઓ, તેને છે એક બાળ; લગન સમીપે આવીયો, તે દીન વીવા કાલ. તેણે હઠ લીધી ઘણી, નવ સમજે તે સાન; રાજા કુંડળ લાવીયો, તે ઘાલુ માહારે કાન. તે આવે તો જીવીએ; વાધે રૂપ અનુપ; તેનો દેહ હવડાં તજુ, જઈ પડુ જળ કુપ. માત તાત ઘણું વલવલે, રોતો ન રહે તન; પરણ્યા ઉપર મન નહીં, મરવા ઉપર મન. નગરમાં ક્ષત્રી એક છે, બાંધે શુભ હથીઆર; આવે પાન પલંગ પર, સનમુખ ઉભી નાર. મુછે હાથ તે ઘાલીઓ, અસ્ત્રીએ કહ્યું એ ખુબ; પાણી

મુછનું તાહારે ખરૂ, જો લાવે વિક્રમનું ફુલ. વારૂ કહી તે નીસરયો, મનથી વિચારી વાણ; વિક્રમ વાડી તાકતાં, નીશે જાએ પ્રાણ. જાઉ ઉઠી પરદેશડે, દુઃખ વેઠુ કે સુખ; એ રાંડથી હારીઓ, નવ દેખાડુ મુખ. ચોપાઈ.—એક બ્રાહ્મણ કેરી નાર, વીધવા છે પણ એક કુમાર; લાડકવાયો તેનો તન, નીત નીત રાખે અદકુ મન. રાજા વિક્રમ લાવ્યોછે નાર, તે માહારે મન પ્રેમ અપાર; અ સ્ત્રી બે પરણુ ચતુર સુજાણ, નહીકર છાંડુ માહારા પ્રાણ. દ્રઢ વાચા સત વાચા ધરૂ, નાવે અસ્ત્રી તો નીશે મરૂ; વિચાર કરયો તેની માવડી, કયમ વેઠુ બાધી આવડી. રાત અરધી ગઈ જ્યાહરે, સકળ લોક સુતા તાહરે; રાજ દ્વાર આવી બ્રાહ્મણી, માહા દુઃખ દીસે દયામણી. ગળામાં ફાંશી ઘાલીઓ, રાજાએ દ્રષ્ટે ભાળીઓ; બાંધી ગળે તે ફાંસી ખાય, તે સમે ઉઠયો વિક્રમ રાય.

દોહરો.—ધાડે વાળી ધાટડી, કશીને બાંધ્યો કાછ; ખડગ ઉઘાડુ કર ધરયુ, મહા ભયાનક લા છ. ચરચા જોવાં નીસરયો, વિક્રમે ધારયું મન; ફાંસી લેછે બ્રાહ્મણી, ત્યાંહાં આવ્યો રાજન. જ ક્ષણી કે શીકોતરી, કે તું બ્યંતરી નામ; કેહે શું દુઃખ તુજને પડ્યું, પ્રાણ તજે આ ઠામ. મારગ જા તુ તાહરે; તજથી આવી વાજ; હત્યા આપુ રાયને, તુજને શીછે દાજ.

ચોપાઈ.—પગ ખેંચીને ઉભી રહ્યો, માતા તે કારણ મુજ કહો; સાચી મુજને કહોને વાણ, આવેળાની તજને આણ. માહારે છે ત્યાં પુત્રજ એક, પ્રાણથી વાહાલો મુજ વશેક; રાજા જે રાણી લાવીયો, માહારો સુત જોવા આવીયો. તેને વાગ્યું મોહનું બાણ, વાહાણામાં તજશે તે પ્રાણ; ત્યાર પેહેલી હું તો મરૂ, તજ સાથે બોલીશ પાધરૂ. રાજા વિક્રમે ઝાલી હાથ, અમરત વચન બોલ્યો તે સાથ; બાઈ ચીંતા તજોને તમો, તેતો રાજા વિક્રમ અમો. જઈ સંતોખો તમારો બાળ, આપુ રાણી પ્રાતુસકાળ; સંતોખી વાળી તે નાર, રાજા ચાલ્યો નગર મોજાર. આગળ રાય ચાલ્યો જ્યાહરે, ક્ષત્રી પંથ દીઠો તાહરે; રાત સમે નીસરયો કેમ આજ, શું ધારેછે મનમાં કાજ. સાચુ બોલે ન કરૂ રીસ, નહીતર હવડાં છેદુ શીશ; ક્ષત્રી બોલ્યો સાચી વાણ, તુને ગમે તો લે ભાઈ પ્રાણ. અમો અ સ્ત્રીના મેહેણા માટ, રઝળવું પડશે ઘાટેઘાટ; અસ્ત્રીએ માગ્યું વિક્રમનું ફુલ, તેનું દુઃખ મુજને મા હા સુલ. સાંભળી વાત તેના દુઃખ તણી, મન હરખ્યો ઉજેણી ધણી; આપ્યું પુષ્પ મનાવ્યું મન, ઘેર વળાવ્યો પંથી જન. દોહરો.—વિક્રમ રાજા એકલો, નીશ ચરચા તે જાય; વઢતો દીઠો વા ણીઓ, અડકી ઉભા રાય. ચોપાઈ.—કોહો ભાઇઓ વઢો શા માટ, અડધી રાતે શા ઉચાટ; બે મોહોટા એક નાહાનો તન, શું દુઃખ છે પુછે રાજન. શાથી બાળક નાશી જાય, શાની એને મન ઈચ્છાય. દોહરો.—માત તાત તે બોલીઆં, ઈચ્છા મોહોટી માન; કુંડળ જે વિક્રમ તણાં, તે જોઇએ મુજ કાન. માટે એ નથી પરણતો, તજે પોતાના પ્રાણ; હુંશ મોહોટી છે એહને, સાંભળ ભાઈ તું વાણ. આસ્વાગત તેની કરી, દીધી તેને ધાર; કુંડળ કાહાડી આપીઆ, એવા વિક્રમ વી ર. મન મનાવ્યું તેહનું, ભાગ્યું તેનું દુઃખ; વળી રાય પંથે પળ્યો, કરવા જનને સુખ. ચોપાઈ.— ચાલ્યો રાજા ચતુર સુજાણ, મારગમાં આવ્યું મશાણ; ત્યાંહાં જુએ તો દીઠો જાર, દેહ તજ્યાનો કરે વિચાર. કાષ્ટ અગ્નિ ત્યાં એકઠા કરી, ચીતા પુંઠળ પરદક્ષણા ફરી; કઉતક જુએ તે રાજન, કરયું તેણે બળવાનું મન. કેહેરે ભાઈ ન કરીશ ઘાત, તાહારા દુઃખની કેહે ભાઈ વાત; ખરૂ ન કહે ભાઈ મુજને આપ, તો તાહારી હત્યાનું પાપ. દોહરો.—ત્યારે દુખીઓ બોલીઓ; માહારૂ દુઃખ અપાર; માહારે હુંશ હઇડે ઘણી, જોઇએ રાજાનો હાર. તે ગુણકાને આપવા, તેને પાડી હોડ; તે આશ ન પોહોતી અમ તણી, રહ્યા છે મનમાં કોડ. માટે દેહ કષ્ટી મરૂં, તેમાં નહી સંદેહ; સમ દીધા માટે સાંભળો, મોહોટુ દુઃખ છે તેહ. હાર અમુલક આપીઓ, પલક ન લાગી વાર; મન મનાવી મોકલ્યો, ગયો મંદીર તે જાર. ચોપાઈ.—પ્રાતઃકાળ થયો જેટલે, રાજા ઘેર આ વ્યો તેટલે; રાજ સભા બેઠો રાજન, તેડાવ્યો બ્રાહ્મણનો તન. કુમકુમ ચંદન અરચ્યા પાય, દાશી દા સ કરયું તે રાય; ઉપર આપ્યા લક્ષ પસાય, કીધી નવલી અતી શોભાય. નવા મોહોલ સુપ્યાં ભંડા

ર; વસ્ત્ર સામગ્રી કણ કોઠાર, એવો તે વિક્રમ દાતાર, સુખ કરણ દુઃખભંજન હાર. દોહરો.—ચરીત્ર એનું સાંભળી, દાતા આપે દાણ; કરપી તો માને નહી, સોમ તો છંડે પ્રાણ, જુઠા ને જુઠુ વસે, સાચાને મન સાચ; સતવાદીને સોહામણું હુંશીને મન હાશ. પરગજુ ને મન વસે, સુરાને મન સુર; હરીજનને હેત ઉપજે, નીરગુણ જનને નુર. વિક્રમ મહીમા સાંભળે, નીરધન પામે ધન; મુરખ વિદ્યા પામશે, વંઝા પામે તન. દળીદ્ર દુઃખ વાપે નહી, નહી વ્યાધી નહી રોગ; સંપ સહોદરમાં ઘણું, પુત્ર મીત્ર વીજોગ. એવું સાંભળી હેતથી, કરે પુન્ય માહા દાન; ફળ દરશન રેવા તણું, નાહે ગંગા સ્નાન. નથી થયો અવની વીએ, સતવાદી રાજન; એવા જે દાતા થશે, તે બેસે આસન, સુખે બેસો રાયજી, દાતા એવા થાઓ; પરાક્રમ એવાં નવ કરો, તો નવ ધરશો પાય. એમ કહીને પુતળી, આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કેહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કર જોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

ઈતી શ્રી હંશની વારતા સમાપ્ત.

---

# વારતા ૧૦ મી. ગરધવ સેનની.

## પવિત્ર નામની દસમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ દોહરો.—ગણપતી સરસ્વતી રતી પતી, જતી સતી શીવ શક્ત; ગતી મતી છતી એક કર, ભજુ ભગતરણ ભક્ત. એક વદન આરાધીએ, ગજ વદન ગુણ ગાઉં; સદન બુદ્ધિ શોભાવીએ, મદન કદન ચીત ચાહુ. અજા મુખ ગજ મુખ પંચ મુખ, દસ મુખ ભંજન દેવ; દ્વી મુખ ત્રીમુખ સતમુખે, કરૂ સહસ્ત્ર મુખ સેવ. ચો મુખ ખટ મુખ સહી મુખ, મુખ જેનું મંજાર; કમળ મુખ કલ્યાણ કર, વીનવુ વારંવાર. માત તાત ગુરૂ ઇષ્ટને, નવ નાથ આરાધી સીધ; અવતારના નવ ગ્રહ નમુ, રીધપતી દેયણ રીધ. સમરણ કરીએ સારદા, નરમદા ગંગાનું નીર.

છપો.—ત્રુઠી વેદ વ્યાસ, સુખ દેવાંસી કીધી; ત્રુઠી કાળીદાસને કરૂણાય, જે દેવને અમૃત ત્રુઠી, બાય દેવ ગ્રહ દેવ, કોક દેવ ઉપર કરૂણા કીધી; શ્રી પતી નરપતી નામ, લક્ષ કોટીધા બુદ્ધિ દીધી; પામર કઈ પંડીત કરેચા, અધીકે કેહેવાણા આપથી; શામળ કેહેવાણો કવિ, તે સરસ્વતી પ્રતાપથી.

ચોપાઈ.—શ્રી સરદાને નમાવું શીશ, આરાધુ ઉમીયાપતી ઇશ; શીંહાસન બત્રીશી કથા, વરણવું શ્રી વિક્રમ જથા. ઉત્પતી કહુ ઉજેણી ધણી, ઉતપતી કહુ શીંહાસન તણી; ઉતપત કહુ ઇંદ્ર અંશનો, ઉતપત કહુ વિક્રમ વંશનો. ઉતપત કહુ ભુપ ભડ ભોજ, જેણે માગણને દીધી બહુ મોજ. ઉતપત કહુ ભરથરી ભોગ, જેણે પુજાનો લીધો જોગ; શીંહાસન કવરણ લાવીયું, ક્યાંથી અવની ઉપર આવીયું. કોના હાથનું કોને ધડ્યુ, કવણ જશવંતાને જડ્યુ; જડનું ચઇતન એ ક્યમ થયું, પાછુ સ્વર્ગમાં એ ક્યમ ગયું. વિક્રમ અવતરચો કીએ ગામ, નવ ખંડે જાણ્યું ક્યમ નામ; ભરથરી એ બે ક્યમ ભાઈ, સુરેનાયકથી એહ સવાઈ. કવણ ભોજનું ભાગ્ય એ ભળ્યુ, શાસ્ત્ર બધું એણે સાંભળ્યું, આદ્ય અંત ઉતપત કહુ એહ, ઇંદ્ર પુત્ર ગરધવની દેહ; કોનો બાપ ને કોનો પુત્ર, સાચો અક્ષર કહુ એક સુત્ર.

દોહરો.—ભરતખંડ જંબુદ્વીપ, ધારાનગર ધર ધીસ; ભોજ રાજ ભાવીક ભલો, પરસન ઉમીયા ઇશ. સારદુલ તાતજ એહનો, મુજ કાકો નરે નામ; રાજ કરેચું ભરતખંડનું, પુન્ય પરાક્રમ કામ.

છપો.—પ્રગટચો ભોજ જે દીસ, પીતા તો મરણજ પામ્યો; ઉછેરયો કાકે એહ, વેદના સઘળી વામ્યો; કાકાને પુત્રજ પાંચ, તેહ પણ મુરખ માંણો; ભોજ પરાક્રમ પ્રૌઢ, જગત જશ મહીમા જાણ્યો; કાકે મારવા મોકલ્યો, વ્યાધીએ વનમાં કહ્યું; સમરૂ ભાઈ શ્રી રામને, જાણું ભોજ રાયને થયું. લખ્યો પત્ર એક તત્ર, ગયા માંધાતા મહીપત; ગયા રાવણને રામ, ગયા દુર્યોધન વનમાં; ગયા પાંડવ તે પાંચ, ગયા સુરનાયક ઇંદ્ર; ગયા નળ નીર્ગોસ, ગયા હીતકારી હરીચંદ્ર; પૃથ્વી માંહે કંઈ

પ્રગટ થયા, પૃથ્વી માંહે સહુકો સમ્યા; કોઈ સાથે પૃથ્વી નવ ગયા, ગુણ કોના એ નવ ગમ્યા.

**દોહરો.**—પૃથ્વી કારણ મારે મને; અધીક કરે છે આથ; કોઈ સાથે પૃથ્વી નવ ગઈ, આવશે તાહારે સાથ. કાકે કાગળ વાંચીઓ, તેડાવ્યો તે તરત; સોપ્યું રાજ તેની ઘડી, જેહ પમાડતા મરત. જનમ પત્રી કરી જોશીએ, ભારે ભોજનો ભાર; અધીપતી ઇંદ્ર સરીખડો, કરણ સમો દાતાર.

**છપો.**—રાજ પદમી શ્રી રામ, કામ સમાંને રૂપે; સતવાદી હરીચંદ્ર, ઇંદ્ર અધીકારી ભુપે; યુધીષ્ટીર સમ જોર, બાણાવળી અરજુન જેવો; અતી ફોજ ફરસુરાંમ, તોલ તરતીએ તેવો; અરી ગંજણ રંજણ સજણ, પરદુઃખ ભંજણ સુખ કરણ; ભોજ રાજ ભાણ ભલપણ તણો, શામળ ભટ કહે અસરણ સરણ. ૧ સભા પંડીત સેં સાત, વેદ વ્યાકરણની વાણી; જોશી આઠ હજાર, અગમ નીગમ જુગ જાણી; વેદ હજારો વેદ, ભેદ ભારથનો ભાળે; અગ્નિહોત્ર અયુત, આવસત પનરે સહસ્ર પાળે; નાટક ચેટક નીત નવનવાં, ભાટ ચારણ કવિતા ઘણા; ભરપુર ભોજ સભા ભલી, શામળ કહે એમાં નહી મણા. ૨ એક સંથો કાળીદાસ, બે સંથો માગજ જાણું; ત્રીજા સંથો રાજા ભોજ, ચોથો સંથો સભા વીખાણું; નવું કવિત અશ્લોક, નવી કોઈ વાત વીખાણે; સવા લાખ ટકો તો તરત, ભોજ જશ મહીમા માણે; ભંડાર થકો કોય પાછો વળે, તો અઢી લાખ તેને જુગતે જડે; શામળ કહે નામ પેહેલો નરપતી, બમણો ભોજ વળતું પડે.

**દોહરો.**—થયો નથી થાયે નહી, ભોજ સમો કોઈ ભુપ; પીયર એ પંડીત તણો, રાજ તેજ રીધ રૂપ. વરસ પંચાવન નવ માસ, ઉપર દીવસ તે ત્રણ, એટલુ આયુશ ભોગવ્યું, ગયો તે શીવને શરણ. કીરતી તેની કોટીધા, પાંચ લક્ષ વરસ સુધી પુંઠ; જનુનીએ એક જનમીઓ, શેરેક ખાધી સુંઠ. ગુણસાગર છે ગુણનીધી, ગુણ સઉ બાંધ્યા ગાંઠ, જનુનીએ ભોજ જનમીઓ, શેરેક ખાધી સુંઠ. સ્વરગ મ્રત્યુ પાતાળમો, ખરી ખ્યાત ચોઘે ખુટ; જનુનીએ ભોજ જનમીઓ, શેરેક ખાધી સુંઠ. મહીમા મહીપતી માધવ તણો, માણક રાખ્યા મુઠ; જનુનીએ ભોજ જનમીઓ, શેરેક ખાધી સુંઠ. જીત્યો જગત જશ જોરથી, વહો વીમાન વઈકુંઠ; જનુનીએ ભોજ જનમીઓ, શેરેક ખાધી સુંઠ. તે ભોજ તરતીબ તર, કરતો જે દીન રાજ; અસત્ય નહી અન્યા નહી, તનમન ધનથી તાજ. એક ટીંબ શીંહાસને, સભા ભરીતી સુર, ન્યાય ચુકવ્યો ગોવાળીએ, પરમારથનું પુર. રત્ન વિપ્રનાં ઓળવ્યાં, સોની થયો સુજાણ; લાંચ લેનારે લક્ષ વસા, પંચ કરયું પ્રમાણ. ગોવાળીએ ન્યાય ચુકવ્યો, જે નવ ચુકયા ભોજને સાથ; રત્ન ચારે સોની થકી, સોંપ્યાં બ્રાહ્મણને હાથ. જાણ થયું શ્રી ભોજને, મનમા કરયો વિચાર; ગોવાળીયામાં ગુણ નહી, ભુમીમાં છે ભાર. ભારે દૈવત ભુમી ઉપરે, ખોદાવી તે જાગ; ઇષ્ટ દેવ આરાધીઓ, પ્રીતે પ્રણમ્યો પાગ. નિકલ્યું આસન અવનવું, તરૂણી જેવું તેજ; નરખી હરખ્યો રાયજી, હઈડા માંહે હેત. નવ ગ્રહ ઝાખા નવ લખ નીધ સતાવીસ નક્ષત્ર; પંચરંગ પુસ રાગનાં, પંચ પીવજી પત્ર. જુગતી ચોસઠ જોગણી, ત્રીસ કોટીક દેવ; નવ નાથ ચોરાશી સીધ સુખ, સુખ સાગર સુની સેવ.

**છપો.**—ત્રણ લોક નવ તત્વ, દઇવત એ દેવ તણું છે; શોભા સુંદર સત્વ, મહત્વથી મહરધ ઘણું છે. મણી માણક જુગ જોત, ઉદ્યોત ઇંદ્રાસન આલા; કારમુ તત્વ કઇલાસ, વાસ વઇકુંઠ વાલા; અતુલ્ય તેજ માહા મુલ્યનું, શુભ શણગારે સુતળી; પુંઠળ ફરતી પદમની, પ્રેમદા જેવી પુતળી. ચોખંડે ચોભાગ, ચોહોગજ ચુરૂ ચાહક; બત્રીસ બુધ નીધાન, પુતળી લક્ષ લાયક; તાલ પખાજ વેણા વંશ, વાજાં વીધ વીધ વાર વાજે; સહુને સોહે શણગાર, છત્ર ચમર શીર છાજે; ફરતી બત્રીસ પુતળી, પંચડંડ છત્ર કત કાહાવીયું; સામળ કેહેછે સ્નેહ શું, ભોજ હાથે તે આવીયું.

**દોહરો.**—સુખ સાગરમાં ઝીલીઓ, પુરણ પ્રીતે પેર; ગાજતે વાજતે ગુણ ઘણે, ગુણનીધી લાવ્યો ઘેર. ઢોલ મરદંગ દમકારથી, વેરયાં પુષ્પ ચોપાસ; કસ્તુરી કદંબ કરયાં, કેસર બેહેક બરાસ. કંચન મેહ વરસાવીયા, જાચક દીધાં માન; નગર ભોજન કરાવીયું, માગણ પામ્યા માન. પ્રથ્વીના પંડીત મળવ્યા, નવખંડના નરપત; દાન માન સનમાનથી, ત્રીલોક કરયા તરપત. નવસેં નવાંણુ નદનદી

નિરમળ આણ્યાં નીર; શીંહાસન સોત નાવણ કરયાં, શુદ્ધ થયાં શરીર. જગન કરયો જુગતાઈથી, દાન કોટીધા દીધ; પુસ્યારક દીન સુધથી, બાબેણુ મુહુરત લીધ. પાંચે પ્રદક્ષણા કરી, આસન બેસે જેમ; માંમાં કહીને બોલીઆં, તેહ પુતળી તેમ. ચોપાઈ.—પવિત્ર પુતળી વનીતા નામ, હાંકી ઉઠી તેણે ઠામ; ભોજ રાજ માં ધર તુ પાય, એ બેઠેથી સુખ નહી થાય. ભોજ રાજ માં ધર તું પાય, આસન બેસે વિક્રમ રાય; ભોજ નવ કર એ ઉપર મોહ, વિક્રમ સમ દાતા નહી કોય. ભાવંતા નહી પામો ભોગ, પામીશ મરણ કે થાશે રોગ; કુણ ગણતીમાં રાજા તુ, બેશીશ માં વારૂછુ હું. કરોડ વાર હુ કહુછુ કથી, આભડવા જોગ અમને નથી; આશરો નથી એમાં તાહરો, તું સતવાદી છે માહરો. પંચડંડ જીત્યા છે જેણ, તોલ બેઠા કેરૂ છે તેણ; પગ ખેંચી રહ્યો તે રાય, પ્રીત ધરીને લાગ્યો પાય. પુતળી વચન કરયું પ્રમાણ, વિક્રમસેનનાં કરો વીખાણ; આદ્ય અંત વખાણો વાત, કુણ તાતને કુણજ માત. કુણ જપ તપ પુન્ય પ્રવેશ, ગામ ઠામને કુણજ દેશ; પ્રથમ તો તું છે કેહે કુણ, દીઠી સાંભળી કાને ઉણ. શીંહાસન એ કોનુ ઘડ્યું, વિક્રમસેનને ક્યાંથી જડ્યું; કોણે એ ઠામે ડાટીયુ, શોભાવીયુ કોણે સાટીયુ. કોહો ઉતપત શીંહાસન તણી, સાંભળવા ઇચ્છા છે ઘણી; જડ રૂપ સોના સુતળી, ક્યમ વાચા બોલે પુતળી. અચરત એ ઉપન્યું છે મને, સંદેહ ભાગ પુછુછુ તને; જડ ચઇતન છો માનવ દેવ, કુણ સતગુરૂ કેરી સેવ. સુખીઆં કે તમે દુખીઆં થશો, રેહેશો અહીંયાં કે શ્વરગે જશો; પ્રણમી પાય લાગુછુ તને, એહ કથા સંભળાવો મને.

દોહરો.—વપિત્ર બોલી પુતળી, સાંભળ ભોજ સુજાણ; પવિત્ર કરૂ ને થાઉં હું, કરૂ વિક્રમ વખાણ. ગંગા ગયા ને ગોમતી, કાશીમે કેદાર; એથી ફળ છે અતી ઘણું, અપરમપાર અપાર. એક સમે કઇલાસમાં, બેઠા શીવ માહાદેવ; પ્રભુ પારવતી સહીત, સુર સનકાદીક સેવ. બ્રહ્મભણે છે વેદને, નારદ કરે છે નરત; સનકાદીક સેવા કરે, સુખ સાગરની સરત. ઇંદ્ર ઉતારે આરતી, ધરણી ધર ધરે ધ્યાન; સુરજ ચંદ્ર શક્તિ કરે, મઘવા માગે માન. વીસ કોટી વાસવ તણી, શોભા ગીરી કઇલાસ; એંશી કોટી ઇંદુ જડા, લક્ષધા લીલ વીલાસ. સીતેર કોટી સુરજ સમ, તેજ તપે છે ત્યાંહ; વીસ લક્ષ વઇકુંઠ વર, માહારાજ બીરાજે માંહ. અધીપત અખંડ અકળે કળે, અપરમપાર અપાર; પંચમા ભુત જેણે પ્રગટીયા, દેવ વડો દાતાર. ત્રણ ગુણ જેથી થયા, ચાર વેદ જે એશ; ખટ શાસ્ત્ર જેણે રચ્યો; આદ્ય નીરંજન શેશ. કરતા હરતા ભરતા ભવી, પાળણ પોષણ પ્રીત; નીગમ નેતી નેતી કહે, રાજસમાં સત્ય રીત. શ્વર્ગ મ્રત્યુ પાતાળમાં, જડ ચઇતનમાં વાસ; કીડી કુંજર દેવ દાનવી, પુરણ તેજ પ્રકાશ. સપ્તધા સપ્ત સાગરે, સપ્ત દ્વીપ નવખંડ; ચઉદ લોક ચીંતામણી, ભરપુર રેહો બ્રહ્માંડ. ત્રણ દેવ ત્રણ માનવી, ત્રણ વાજાં ત્રણ ધાન; પરીબ્રહ્મથી સઉ પ્રગટીયાં, ત્રણ ગુણ ત્રણ તાન. છપો.—જોજન નવ ગ્રહ લાખ, આઠ એથી ઇંદ્રાસન; ગાંધરવ ગુણનીધ ગેર, જોડ તેની કીનરે જન; ચતુરે મુખ જોજન લક્ષ ચાર, ચોગુણુ બ્રહ્માસદન ભાસે; સીતેર જોજન સત્ય લોક, વીસ કોટી વઇકુંઠ વાસે; છનુ ક્રોડ જોજન ત્યાં છત્રપતી, રામ કઇલાસ રૂપા તણો; શામળ કહે શીવગતી સહીત, જશ મહીમા ગુણનીધ ઘણો. ચોપાઈ.—કરૂણાનીધ રાજે કઇલાસ, વિશ્વકરમાં આવ્યો તે પાસ; દેવરૂપ દેવતાઈ અંસ, પુરૂષ પરાક્રમી વીરંચી વંશ. પુજા કરવા શીવજી તણી, લાવ્યો ભોજ સામગ્રી ઘણી; તરતીબ તમાસો તોફા તોલ, એ શીંહાસન અધીક અમોલ. લીલ મણી જડ્યા લક્ષ ક્રોડ, જુગમાં જેની નહી કોઈ જોડ; પાંમ્યા હરખ ધરમનો ધણી, દીઠી શોભા તેમાં ઘણી; ફરી ફરી શીંહાસન જોય, માહારૂદ્ર ઘણું મન મોહેય. રમવા હસવાનાં એ ઠામ, કોટી કંદ્રપ કરત્રીમ કામ; સભા ભરી શોભે તે દીસ, ત્યાંહાં બેઠો છે આપે ઇશ. દોહરો.—માહાલક્ષમી માહા સરસ્વતી, માહાકાળી નીજ નામ; માહા માયાં માહા શક્તિ શુભ, બાપીક ઠામો ઠામ. ક્ષુધા તૃષા નીંદ્રા સપન, જાગ્રત જગમગ જોત; તેજ પુજતાં તરતીબ તર, ઉદેકાર ઉદોત. શક્તિએ સરજ્યા ત્રણ ગુણ, સરજ્યો તે સંસાર; પંચમા ભુત પેહેલી પ્રગટી, નોધારા આધાર. શક્તિ વીના

સુનુ સઉ, અવગુણ માત્રમાં એહ; કાયર સુત પુન્યવંત જન, દઈવત એની દેહ. દેવ દાનવ ને ડાહરા, પંડીત પાંડીત દાખ; સીધ રીધ સંતોખીઆ, ભણતા ગણ્યા ભળી ભાખ. બ્રહ્મા વિશ્નુ રૂદ્ર સઉ, ચંદ્ર ઇંદ્ર સત સુખ; રાવણ રૂપ માગધ રીધિપત, કામની કેરી કુખ. એથી થયા એથી ઉછરેચા, ધવરાવ્યા એણે ધીર; એણીએ રાખ્યા ઉદરમાં, કાં પેગંબર પીર. નવ નાથ ચોરાશી સીધ્ધ નરે, ઇંદ્ર પુરીને પાસ; દસ અવતારીક દાખીએ, વનીતાનો વિશ્વાસ. કૌશલ્યાએ રામજી, દેવકી ઉદરે રામ; બળીયા બીજા એથી કવણ, કામની કરતાં કામ. મુરખ જન મમતા કરે, અજાણ્ય શું જાણે એહ; સરજનાર તો શકિત છે, દઈવિત એની દેહ. ઉમીયા માતા જગતની, શીવ શૃષ્ટીનો તાત; પુરાણ પોકારી કહે, વેદ વખાણે વાત. **ચોપાઈ.**—રાજેશ્વરી રસોઈ કારણે, બુધ નીધાન બેઠા બારણે; શાક પાક સામગ્રી સીધ, વસે વાસ જેને ઘેર રીધ. ખટરસ ભોજન ખટરસ સ્વાદ, આંણી મન અદકો ઉલ્લાદ; શીવજી કેરી જુવે વાટ, ટાઢી થાય રસોઈ માટ. તેડાં મોકલ્યાં છે દસ વીસ, ઉતાવળા પધારે ઈશ, જે જાય તે જોવા રહે, કરૂણાનીધને કોનવ કહે, સાથે સેવક દાશી કે દાસ, કોઈ નહી પારવતી પાસ; થયાં આકળાં આપો આપ, તન માંહિ પ્રગટયો છે તાપ. કોઈ નવ દીઠુ તાંહાં બારણે, બાંધી કણેક પોળી કારણે. કણેક લુઓ રહ્યો તાંહાં ધરી, કારમી એક કન્યા ત્યાં કરી; પેહેરાવ્યા સોળે શણગાર, વીશભરીને શાની વાર. એક નેત્રે ફરૂકો અડે, કોટી બ્રહ્માંડ ભાગે ને ઘડે; તેહેના કરમાં આપી તાલ. દેખાડ શીવને તાહારો માલ, શીવજીને તું તેડી આવ, લલચાવી લોભાવી લાવ; શીવ સમીપે તેતો ગઈ, ગાન તાન રીજવવા રહી. રાજ્ય રાજેશ્વર તે ઘડી, સુંદરી શીંહાસનમાં જડી; વીશ્વકરમાએ લીધી હાથમાં, શોભી શીંહાસન સાથમાં. બીજી ત્રીજી ચોથી ચાર, મોકલી માહાદેવી તે ઠાર; પાંચમી છઠી સાતમી સાર, આઠ નવ દસ બહુ ગુણ બાર. ધરમવંતી છે ધારણધીસ, નરખે તેમ તેમ હરખે ઈશ; સહુ કરમાં વાજાં વાજંત, શીર છત્ર ચમર છાજંત. બુધવંતીએ છે બત્રીસ, અંતર માંહે રીજ્યા ઈશ; નાટારંગ તે નારી કરે, તન મન ધન સઉ કોનાં હરે, મોહ પામ્યા સઉકો મન માંહ, ચીત્રલેખ્યા રહી તે તાંહ; ભુખ તરસ સહુ ભુલી ગયા, જે જ્યાં તે ત્યાં બેશી રહ્યા. **દોહરો.**—ચીતમાં તો ચીંતા થઈ, શીવના આવ્યા શે માટ; કાંઇક કઉતક ઉપન્યું, ઘણા ઘડ્યા મેં ઘાટ. રસોઈ કરતાં નીસરચાં, શાક પાક ને અંન; ચીંતાતુર થઈ ચાલીયાં, માહારૂદ્ર ઉપર મન. સીગ્ર પધારચાં સુંદરી, સભા સમીપે જાય; નરત્ય કરે છે નારીઓ, કઇલાસ તણો છે રાય. મોહો પામ્યા માહાદેવજી, વાજાં વાયે સાથ; કોઇએ માન દીધુ નહી, નવ બોલ્યા શક્તિ સાથ. એક ઘડી ઉભાં રહ્યાં, ચઢી ઘણેરી રીશ; પગની જ્વાળા પ્રગટ થઈ, જઈ ભેદીછે તે શીશ. માનભંગ થયાં માનની, તનમાં પ્રગટ્યો તાપ; સભા સહુકો દેખતાં, શકિતએ દીધો શ્રાપ. ચઈતન રૂપ તમો ચીંતની, તે જડ રૂપીઆં થાઓ; બોલો નહી ચાલો નહી, નવ ગુણ અવગુણ ગાઓ. રૂડુ ભુંડુ દેખો નહી, નહી પાણી નહી અંન; લાકડવત થાઓ તમો, અહોરાત્ર અનુદન, ઝાંખાં પડીયાં સરવકો, સજન સહોદર સાથ; શીવ આદ્ય સભા સહુ, હેતે જોડ્યા હાથ. ક્ષમાવંતી ક્ષમા કરો, એહ અમારો વાંક; સહુ સૃષ્ટી છે તાહરી, તુજ આગળ સહુ રાંક. પાળણ પોષણ પંડ રક્ષણ, સુધાવારીને વૃષ્ટ; અનુગ્રહ આપ એનો કરો, સરવ તમારી શ્રષ્ટ. બત્રીસે બુધ આગળાં, સ્તુતી કીધી અપાર; પેદા કરચાં તે પાળીએ, નોધારા આધાર. એક ચરણ એક ચીતથી, વીનય કરચો વીવેક; રાજેશ્વરી તે રીઝીયાં, નારી કેરો નેક. મીથ્યા શ્રાપ થાયે નહી, મીથ્યા નવ થાય વાંણ; અનુગ્રહ શ્રાપ તણો કરૂ; પ્રીતે પકડો પાણ. હવડાં તો સઉ જડ થશો, સપ્ત ધાત છે જેમ; કાષ્ટવત કાયા થઈ, રહ્યાં છે તેમનાં તેમ. આગળ કળી યુગ આવશે, ખોટો થાશે ખેલ; અવતરશે સુત ઇંદ્રનો, તારે મળશે મેલ. મઘવા સુત થાશે માનવી, તેહે તણા ગુણ ગાઓ; એક ઘડી ચઈતન થશો, પછે સ્વર્ગમાં જાઓ. અવતરશે એક અંશપત, ખરી વાતનો ખોજ; ધારા નગર તણો ધણી, ભારે કરમનો ભોજ, એક ઘડી તે આળવે, વાચા થાશે વેદ; કઇલાસ આવજો કામની, ભ્રાંત નહી તે ભેદ.

ચાપાઈ.—જડ ૩૫ બત્રીસે થયાં, પારવતી પછી મંદીર ગયાં; એમ કરતાં આવ્યા દીન ઘણા, કૃત કહુ શીંહાસન તણાં. એક સમે માહાદેવ મંદીર, ઓળગ કરેવા આવ્યો ઇંદ્ર; પુરણ મન થયું પરસન, દેવ તણું કીધું દરસન. આટ મહીના સુધી કરી સેવ, મનસા સીદ્ધ રીઝી માહાદેવ; કુરણા નીધીએ કષ્ટ કાપીયું, ઇંદ્રને આસન આપીયું. પરસન થયાછે ઉમીયા ઇશ, લાવ્યો ઇંદ્ર ચડાવી શીશ; કઇક દીવસએ ઉપર ઠરેચો,માહા મનોહરે મન મંદે ભરેચો.આય પીએને ખુબી કરે, આસન દેખી મનડુ ઠરે; ઘણે દીવસે ધોરંધર ધીર, વસુધાપર થયો વિક્રમ વીર. સકળ લક્ષણા જોતીક માંહ, પંચડંડ છત્રા છે ત્યાંહ; અતુલ્ય તેજ પરાક્રમ છે ઘણું,લે ઇંદ્રાસન ઇંદ્રજ તણું. ઇંદ્રે જાણી પોતાનો પુત્ર, શોભાવ્યું તેતો ઘર સુત્ર; શોભ્યો સુરેનાયકને સાથ, શીંહાસન આપ્યું તે હાથ. વિક્રમાજીત ઘેરે આસન ઠરેચું, પંચડંડ શીરે છત્રજ ધરેચુ; જીવતા સુધી કીધી જોશ, રહ્યુ આસન પોતાને રોશ. આયુશ ખુટે સ્વરગે ગયો, આસન તો અલોપજ થયો; તે આસન અવનીમાં ગયું, ઉમીયાએ કહ્યુતુ તેમ થયું. પછે તું પ્રગટ્યો ભોજ ભડભુપ, ૩ડા સતવાદી છે ૩૫; કોઇક જન્મના પુન્ય પ્રતાપ, પામ્યો શીંહાસન આપોઆપ; શીંહાસનનો ભાગ્યો સંદેહ, અમરત ઘનના માંણ્યા મેહ. દુહા.—ભોજ કહે સુંણ ભામની, પુછુ પ્રશ્ન પવિત્ર; વાત કહો વિસ્તારથી, સારૂ વિક્રમ ચરિત્ર. કવણ ૩૫ એ ભરથરી, કવણ શણવી સરેણ; માત તાત એનાં કવણ, વિક્રમ રાય વરેણ. ભરથરી વિક્રમ શણવી સણો, તરતીબ ભાઈ એ ત્રણ; ક્યાં ઉછરયા ક્યાં અવતરેયા, કથા સંભળાવો કરેણ.

ચાપાઈ.—ભામની કેહે છે સાંભળ ભોજ, માગણને તું દેછે મોજ; વિક્રમ મહીમા સાંભળવા અડ્યો, કુંદનમાં જેમ હીરો જડ્યો. દુહા.— એક સમે ઇંદ્ર લોકમાં, બેઠો સુરપતી રાય; તેત્રીસ કરોડ સભા સહુ, ઓછવ અદકો થાય. સહસ્ત્ર અઠાશી તાંહાં રૂષી, ચોસઠ જોગણી જાણ; બ્રહ્મા વિશ્નુ રૂદ્રછે, પંચ કરે પરમાણ. નૃત્ય કરે એક અપછરા, ઓપમા અપરંપાર; નાટારંગ નવરંગ નીધ, સકળ લોકનું સાર. તત્વ તાંહાં ત્રીલોકનું, અધીકા અમરત દીન; હરખનો સાગરે ઉલટ્યો, મઘવા રીઝ્યો મન. ધન ધન એતો અપછરાં, ધન ધન એનો નાચ; ધન ધન એનો નાચછે, ધન ધન એનો તાચ. અમરત અંગના નામ નીધ, એમાં ઝાઝી જુક્ત; એમાં ઘણા ગુણ લાખ્ખુ લક્ષ, ભાવ ભગવાને ભકત. પરસન થયા તે ઉપરે, દુઃખ દરીદ્ર મેટ; ઇંદરે મન વીચારીયુ, કરૂ શીવને ભેટ. ચઉદ કોટી ચીંતામણી, હેતે પુન્યા હાથ; કઇલાસ આવો કર જોડીએ, સુંદર અપછરા સાથ. એક ચરણ ઉભો રહ્યો, જપ તપ ધરીયું ધ્યાન; પુજા પટ ને પદ્ધતી, માહારૂદ્ર પામ્યા બહુ માન. હરીએ હેત કરયું ઘણું, સુરને આપ્યો એક હાર; અપછરા સહીત પાછો વળ્યો, આવ્યો ઇંદ્રાસન ઠાર. ઇંદ્ર આવ્યો ઇંદરાસને, વીત્યા દસ બારેક દીન; જોયો નાચ નારી તણો, મઘવા રીઝ્યું મન. વિચાર કરયો વીપુ વીએ, મુજ જોગ નહી એ નાર; એ શોભે કઇલાસમાં, બહુ ગુણ શીવને બાર. રાજ રાજેશ્વર શીવ છે, શીવ દાતા સમરથ; ભોગી ભવમાં એહ છે, બીજા ભોગી અનરથ. અપછરાને ઇંદરે કહ્યું, કામની જાઓ કઇલાસ; શોભા સાથે લાવીયો, પરીબ્રહ્મ કેરે પાસ. રાજેશ્વરને રીઝવા, જેટલી તુજમાં જાગ; સફળ જનમ તાહારો થશે, પ્રીતે પ્રણમ્યો પામ. અહરનીશ રેહેજો આનંદમાં, રીઝવો ઉમીયા પતી ઇશ; ઇંદરે એમ વારતા કહી, તેણે ચડાવી શીશ. અહીં હવે નવ આવશો, રેહેજો શીવને શરણ; રીજવા ઉમીયા ઇશને, કામની સાંભળ કરેણ. નાચ તાહારો નરખીઓ, માન્યું માહારૂં મન; ભેટ શીવને મોકલુ, કઇલાસ શીખર ભોવન. એ શીવજીના પરતાપથી, ઇંદરૂ થયો હું આપ; સઘળી સમરધ માહરે, તે શીવજીનો પરતાપ. ઉત્પતી સ્થીતી એ થકી, એહજ જોગીંદર ઇશ; કરતા હરતા કીરતાર એ, તે જુગતે જુગદીશ. તત્વ ગુણ ત્રણ દેવનું, સકળ દેવનુ સાર; સકળ બીજ સૃષ્ટી તણું, પ્રીછે નંહી કો પાર. પ્રણામ કરી ગઈ પ્રેમદા, શીરોમણ જે સુત્ર; વનીતાને મળ્યો વાટમાં, પ્રતાપ ઇંદરનો પુત્ર. કયાંહાં જાઓછો કામની, વિસ્તારી કહો વાત; એમ કહીને હેતથી, હસીને ઝાલ્યો હાથ. વચન થયું તમ તાતનું, ચરણે નામ્યું શીશ.

જાઉછું ગીરી કઈલાસમાં, જ્યાં ઉમીયાપતી ઈશ. સાચે દલે સેવા કરૂ, સફળ થાય અવતાર; ભુગતી મુગતી ભવજળ તરણ, દેયણ એ દાતાર. કેહે કુંવર સુંણ કામની, પ્રીતે આવ અમ પાસ; રીઝૂ ને રાખ્યુ અમો, શીદ જાયછે કઈલાસ. સદાશીવ તુજને શું કરે, તાહારૂં રૂડુ રૂપ; એતો ભોગી ભાંગનો, ભોળો ભારે ભુપ. એતો દાતાર ડોસલો, તુંજ જવાની જોર; મુજ પાસે શોભો તમો, એહ સાઓ અંકોર. કહી પ્રકાર બહુ કામની, પ્રીછો નહી તે પેર; જાતીતી કઈલાસમાં, તેડી ગયો તે ઘેર. નીત નીત નરે નઉતમ કરો, હુંશ ઘણેરી હોય; જાણે પોતે એકલો, અન્ય ન જાણે કોય. રાખી રાયે ઓખમાં, ઈંદર પુત્રે તે એહ; શીવ ઈંદર જાણે નહી, તનનાં લક્ષણ તેહ. એમ કરતાં તે દીન ગયા, માંણો મનથી માસ; ગયો ઈંદરપુરી કઈલાસમાં, પરીબ્રહ્મ કેરે પાસ. માન દીધાં માહારૂદ્રને, ભલે પધારો ભુપ; આવ્યે આનંદ ઉપન્યો, રૂડુ દીઠુ રૂપ. પાંચ પરદક્ષણા એને કરી, પ્રણમ્યા શીવને પાય; પછે સ્તુતી કીધી ઘણી, રીઝવ્યા ભોળો રાય. ધરયું ધ્યાન એક ચીતથી, જેવા દીઠા દેવ; ચરણરજ વંદન કરી, સહસ્ત્ર પ્રકારે સેવ. વીનય કરયો વાસવે ઘણો, હેતે જોડ્યા હાથ; માહારી મેં મોકલી હતી, અપછરા સેવા કાજ. તે હવડાં કયાં નરેત્ય કરે, સાચુ કહો માહારાજ; અહી નાર કોઈ આવી નથી, માહાદેવ કેહેછે મરમ; જાણ થકા જુઠું વદો, એ નહી તમારો ધરમ. શાબાસ શાબાસરે સુરપતી, બોલો જુઠા બોલ; છેતૂરો મુજને છળ કરી. નહી તમારો તોલ. મઘવા તો ઝાંખો પડ્યો, વીપરીત સુંણતે વરત; અનુચર એકને મોકલ્યો, તેડી અપછરા તરત. કેહેરે પાપણી તું કયાં રહી, રાખી કોણે પાસ; મુજને તેં જુઠો કરયો, નાવી કયમ કઈલાસ. વનીતા વાણી ઓચરી, પાય નમાવ્યું શીશ; માહારાજ વાંક માહારો નથી, રખે કરો મુજ રીસ. વાસવ તમસુત વાટમાં, સેહેજે મળીયો સાથ; ના નાં કેહેતાં તેહેને, હેતતે ઝાલ્યો હાથ. કાલાવાલા કોટીધા, મેં કીધાં લક્ષ કરોડ; જાવાતો દીધી નહી, એવા માન મરોડ. કેહે શીવજી તને શુ કરે, ત્યાંહાં માહારૂ કેટલુ જોર; સાચુ બોલે જે ઘટે, તે કરયો આપ અંકોર. તેડ્યો સુત કોપે કરી, શીવ સાનીધે આંણ; તેં કયમ રાખી અપછરા, કીધી બુધ અજાણ. લોપી લાજ તેં માહેરી, ઘણું થયો ગુમાર, પડ પાપી પૃથ્વી પરે, ભોગવ ગરધવ અવતાર. નીચ વસ્તુ ભક્ષણ કરે, તોલ ઘણેરાં તરણ; કુંભાર ઘેર માટી વેહો, ચોપગ ચાલો ચરણ. ગરધવથી ગુણ હીણ નહી, ગરધવથી નહી મૂઢ; તે અવતાર તું ભોગવે, પાપ કરજે સુઢ. સુત તો શીવને જઈ નમ્યો, મોહોટા છો માહારાજ; કરો ઓશીંગલ તાતને, સંભાળુ તમ સાથ. માહારાજ મને તો શ્રાપીઓ, કરયો ગરધવની દેહ; તેનો કરો મને છુટકો, તાત આગળ કહો તેહ. મંદ મતી થઈ ચુકીઓ, તમો ઈશ છો આપ; કોહો ઈંદ્ર કરૂણા કરે, શાંત પમાડો આપ.

છપો.—પુત્ર કરે જે પાપ, પીતાજી પુન્યજ જાણે; પુત્ર કરે જે દુઃખ, પીતાજી માહા સુખ માણે. પુત્ર કરે જે ખોટ, પીતા તે લાભ લહીજે; પુત્ર બોલે જે જુઠ, પીતાજી સાચ કહીજે; પુત્ર અવગુણ અસંખધા, પીતાને મન લાડ છે; આપ ઓશીંગલ કીજીએ, પ્રભુજી તમ પરતાપ છે.

ચોપાઈ.—એવાં વચન કહ્યાં અનેક, વાસવ પુત્ર વાણી વીવેક. દોહરો.—દયા આવી માહાદેવને, સાંભળ સુરપતી રાય; પાળ વચન એ પુત્રનું, પુત્રને પરસન થાય. છપો.—જેને જવાની જોર, પુન્યની પેર ન પ્રીછે; જેને જવાની જોર, ઈશ્વરને નવ તે ઇચ્છે; જેને જવાની જોર, રૂડી નવ રાખે રીતી; જેને જવાની જોર, પર પ્રેમદા પર પ્રીતી; જોર જેને જવાની તણું, અંધા તે આડે આંક છે; શામળ કહે ચતુરનર, તો એ ગરીબનો શો વાંક છે. ॥ ૧ ॥ ઈંદરે અલ્યા નાર, ભોળવો ભારે ભુપ; શીવ સરખો સમરથ, રીઝ્યો ભીલડીને રૂપે; પારાસુર પરી પુરણ, મુની મછગંધા માંણી; ચંદ્ર સરખો ચતુર, જુગતે ગોરાંણી ન જાણી; રાયો રાણા હરે હરી હરા, પ્રેમદા દેખી સહુ પડ્યા; શામળ કહે સાધક સીધ, નરે નારીએ સહુકો નડ્યાં. ॥ ૨ ॥ સતી સીતા સ્વરૂપ, રાવણ રણમાં રોળાણો; દ્રુપદી સરખી ધરમવંત; કૌરવ ચોત ચોળાણો; રેણુકા સરખી રીષ રૂપ, ઠીક બુદ્ધિ ઠરાવી; નક્ષત્રી અવની એહ, વાર એકવીસ કરાવી, કૈંચક હણાવ્યા તે કામની, હોડે હોડે

સહુ હારીઆ; શામળ કહે સુર પુર સહુ, મમતી માંનનાએ મારીઆ. દોહરો.—શરાપ મીથ્યા થાએ નહી, આપુ એક વરદાન; અવતર ભોગવ્ય ગરધવ તણો, માહારૂદ્ર તણાં તુજ માન. ૫૬ તું તો પૃથ્વી વીષે, કળજુગમાં કુંભાર ઘેર; ગરભ ધરશે તાંહાં ગરધવી, પુરણ અચરત પેર. થોડા ક દીન દુઃખ વેઠશો, પાછા આવજો સ્વર્ગ; પૃથ્વીપર સુખ સઉ થશે, વેદે વીખાણે વર્ગ. મહા વા સમો મહીમા થશે, કુંવર સાંભળ કરણ; ઇંદ્રાણીથી અવનવી, તરૂણી વરશો તરણ. ત્રણ પુત્ર તુજ આવશે, નવખંડ થાશે નામ; રાજ ચલાવીશ રામનું, કરશો રૂડાં કામ. નીશા સમે થશો દેવ તા, દાહાડે ગરધવ હોય; ભોગવજો સુખ લીલ ઘણી, મરમ ન જાણે કોય. પરણમી પુત્ર પાએ ન મ્યો, પડ્યો પ્રથવી ઉપર; સ્થંભ તીરથમાં અવતરયો, કુંભારીને ઘર. ગરધવ તે પણ ગુણનીધી, આ ગલા જનમનું જાણ; દઇવત છે તે દેવનું, વદે વદનેથી વેણ. ચોપાઈ.—ગુલાલ લાલજી તે નું નામ, રેહેતો સ્થંભ તીરથ ગુણ ગામ; બીજાં ગરધવ ઘરમાં ભણાં, મોહોટાં નાહાનાં બચ્યાં ઘ ણાં. એક દીવસ ગઈ છે મધરાત, સુતાં માનવી જાતો જાત; એક ગરધવ બાંધ્યો છે માંહ, સુ તો છે હોજો ઘર માંહ. અલ્યા હોજા તું સુતો જાગ, તાહારે મન ગમે તે માગ; તાહારા રાયને ઘે રે જઈ રહે, હું કાહાવું તે વાતજ કહે. કહીએ રાજા સુંણજો તમો, શુભ કેહેવા આવ્યોછું અમો; માહારા ગરધવ પાસે આવ, ભેઠ સામગ્રી સારી લાવ. પેટ તણી પુત્રી પરણાવ, કેવી રૂડી તે વર ણાવ; ગરધવ કેહેજો નવ કેહે તું, તો તુજને દુખ દેઇશ હું. નહીતર તુજને કરશુ નાહાલ, કેહેશો નહી તો થાશે હવાલ; એમ કહીને છાનો રહ્યો, હોજો ઉઠી બેઠો થયો. અરૂપરૂ ન્યાળીને જોય, મ નુશ ઘરમાં દીઠું નહી કોય; અચરત વાત મન માંહે ધરી, તેતો સુતો પાછો ફરી. મને ભણકારો વા ગ્યો એહ, કે શમણુ લાગ્યું મુજ દેહ; એમ કહી સુતો જાહરે, ફરી ગરધવ બોલ્યો તાહરે. અલ્યા વાત મેં કહી જે કથી, શું મુજને ઓળખતો નથી; તાહારા રાયને કેહે તું જાણ, નહીતર તું તો ખો ઇશ પ્રાણ. કુંભાર ઉઠ્યો અચરત જોય, ગરધવ પાખી નવ બોલે કોય; થયો પરભાત વિચારી પેર, ગયો પ્રધાન તણે તે ઘેર. માહારાજ તમારી વાચા લહુ, અચરત એક તમ આગળ કહુ; પ્રધાને આપ્યો નીજ કોલ, ત્યારે બોલ્યો હોજો બોલ, માહારે ઘેર એક ગરધવ જાત, તે બોલે મુજથી મધરાત. ડાહ્યુ માણસ બોલે જેમ, તેથી મીઠું બોલે તેમ; સગાં સહોદર કેરી રીત, તેમ મુજ સાથે જોડે પ્રીત. કેહે ચેતાવ જઈ તાહારો ભુપ, એને ઘેર કન્યા છે અનુપ; હેત કરી મુજને પરણાવ, પાયે લાગવા સામો આવ. નહીં પરણાવે આણે ઠામ, બાળી મુકીશ બાધુ ગામ; હાથી ઘોડો પ્રધા નજ પુત્ર, દેહવટ કરશુ તુજ ઘર સુત્ર. જો હું ન કરૂ તમને જાણ, ખોઉ નિશ્ચે માહારા પ્રાણ; પ્રધાન ડાહે વાતજ સુંણી, મન પોતાને સાચી ગણી; પ્રધાન કહે નહી ભાખે તુને, તમ ઘેર તેડી જાઓ મુને. તેની ચરચા હુંતો જોઉ, માહારા મનનો સંદેહ ખોઉ; એમ કરતાં પડી છે રાત, ગયો પરધાન સાંભળવા વાત. અડધી રાત ગઈ જ્યાહરે, ગરધવ વચન બોલ્યો તાહરે; માહારૂં નવ પા ળ્યું વચન, કાંચેતાવ્યો નહી રાજન. તુંતો વાંક કાહાડીશ માહરો, દેશ લુટાવીશ હુ તાહરો; એ વાત તું મન ભાવીઓ, પરધાનને તેડી લાવીયો. જો પરધાનજ ડાહ્યો હશે, તોતો કામ સહુકોનું થશે; કદી અહંકાર મનમાં આણશે, એનું કરયું તો એ જાણશે. એવું વચન ગરધવે ભણ્યું, પરધાને તેતો સઊ સુણ્યું; ફરી બોલો બે ચારેક વાર, તાહારે વાત થઈ નીરધાર. એમ કરતાં અરૂણોદય થયો, પ્રધાન રાજ સભામાં ગયો; કરી વાત મન બુદ્ધિ ધરી, રાજા સમજાવ્યો હેતે કરી. અથ ઇતી માંડીને કહી, અરસ પરસ જેટલી જે થઈ; રાય પ્રધાન મન બુદ્ધિ ધરે, માંહોમાંહે વિચારજ કરે. ન હોય ગરધવ કો કારણ રૂપ, મુજને દેખાડો કેહે ભુપ; પરીક્ષા ગરધવની હું જોઉ, માહારા મન નો સંદેહ ખોઉ. તે બે જણ જોવાને ગયા, છાંના કુંભારને ઘેર રહ્યા; પછે ગરધવ બોલ્યો તે વાર, રાજા પ્રધાન આવ્યા આ ઠાર. નીશ ચરચાએ આવ્યા તમો, તે સરવે જાણુંછું અમો; પરણાવો પુત્રી પેટજ તણી, જોડો પ્રીત મુજ સાથે ઘણી. તે વાતે નહી આવે લાજ, મુજને દો ગમે તે કાજ;

કોઈ થકી નવ થાએ કામ, તેહ કરૂ હું આણે ઠામ. છપો.—જળ થાનક થળ થાય, થળ થાનક જળ ભરીએ; તરણનો માનુ મેર, મેરૂનો તરણ કરીએ; નેવનાં પાણી મોભ, ચોખુટે હું ચડાવું; વેળુ કેરા ઘાટ, જે કહો તે ઘડાવું; કહો તો દેશ નવા કરૂ, પરણાવો પદમણી મને; નીકર ગામ દેહવટ કરૂ, પ્રથમ ચેતાવુંછું તને. ॥ ૧ ॥ કહો તો નવાણે નીર, ભરપુર ભરૂ કે સોકુ; કોહોતો જોરાળા જોધ, જીતુ જશ લેઈ ધોકુ; કોહો તો આપુ તુજ પુત્ર, હજારેક આપુ હોડે; કોહોવાળુ પરવાણુ, કરત્રીમ ચડાવું કોડે; હઠ હોડેથી હાર નહી, પાઓ કહો તો પીજીએ; આભુશણ કોહો તે આપીએ, ડાહ્યો હોય તો કન્યા દીજીએ. ॥ ૨ ॥ કોહોતો હેમ વરસાદ, વસુધાપર વરસાવું; કોહોતો સોશું નીર, તન સહુનાં તરસાવું; કોહોતો ભરૂ ભંડાર, વગત અમુલખ વરણુ; મનાવું તાહારૂં મન, પછે તુજ પુત્રી પરણું; હેત પ્રીતને હોડથી, કોટી કલ્યાણ તાહારૂં થશે; મમત કરે મુરખ થશો, તો દેશ બધો દેહવટ જશે. ॥ ૩ ॥

ચોપાઈ.—જે કહો તે આગળથી કરૂ, વળતી તાહારી કન્યા વરૂ; તાહારા મનનો સંદેહ ભાગ, મુજ પાસે ગમે તે માગ. મન ઉનમત નવ રાખીશ કશી, બોલો ઉતાવળા હેતે હશી. દુહા.—અચરત પામ્યા એજણા, વાત અસંભવ એહ; નહોય ગરધવ ગુણ ઘણો, કોઇક દેવની દેહ. આપણ એવું માગીએ, જેથી નવ અપાય; એને મન જે હુંશ છે, તે મનમાંજ સમાય. માહારા ઘઢને પાછળે, તું કર ત્રાંબાં કોટ; કોશીશાં રૂપા તણાં, એહ દરવાજે ઓટ. એટલુ જો તમથી થશે, તો મુખ કેહેજો હાય; કન્યા પરણાવું પ્રીતથી, રીઝી બોલ્યો રાય. વાચા હું ચુકુ નહી, જે બોલુછું વાણ; કન્યા હોય જો પરણવી, ચીત ચતુરાઈ આણ. કરો કોટ તાંબા તણો, તો એ કન્યા પરણ; નીકર જાઓ પાછા ફરી, નકી સાંભળજો કરણ. ચોપાઈ.—કહે ગરધવ સાંભળરે રાય, કહુ તે એક કરો ઊપાય; જેટલે ઘઢ કરવો હોય સાજ, વીટાવ સુતર આપો આજ. જગ્યા રાખજો દરવાજા તણી, ત્યાં થાશે શોભા ગુણ ઘણી; એટલી શોભા થાશે કાલ, પરમ દહાડે મુજ કન્યા આલ. ન કરીશ માહારી સાથે વાત, હવે નહી બોલુ તુજ સાથ; સાંભળી સરવ ગરધવની પેર, રાય પ્રધાન આવ્યા બે ઘેર. ધારાવાડી દીધી દુધ, ઘડી પંછી વિચારી બુધ; દરવાજાનાં રાખ્યાં ઠામ, વીટ્યું સુતર વસે જ્યાંહાં ગામ. કો કેહે સાચુ કો કેહે ફોક, નીશા સમે સુતા સહુ લોક; જે કોઈ બાહાર નીકળશે આજ, પ્રાણ પોતાનો કરશે તાજ. તેડ્યો વિશ્વકરમા તે ઠામ, ત્રાંબા ગઢ ચોગણું ગામ; વિશ્વકરમાને શાની વાર, શોભા વાધી અપરમં પાર. રચના કીધી નઉતમ નવી, કહી ન શકે કોઈ મોટા કવી; અધીક શોભા ઈંદ્રાસન, વુઠ્યા શ્રી અમરતના ઘન. દુહા.—કારમી કરત્રીમ શોભા હવી, ઉદેકાર અતી ઓટ; રૂપા કેરા કાંગરા, ત્રાંબા કેરો કોટ. પ્રજા ઉઠી પ્રભાતમાં, શોભા શુભ સુજાણ; વધ્યું તેજ તે નગરમાં, જાણે ઉદયો ભાણ. રાજા કહે દાતાર છે, બીજાનું નહી કામ; કન્યા નવ પરણાવીએ, બાળે બાધુ ગામ. ડટંતર કરે દેહવટ કરે, લુટાવે ભંડાર; ઈંદ્રથી કેહે છે અવનવો, અપરમપાર અપાર. માત તાત મુસાળ પક્ષ, ત્રણેનું એક લક્ષ; એક રાયની દીકરી ચંદ્રમુખી ચીત ચાહાય; બીજી એક પરધાનની, શીવ પુજનને જાય. સુરજ મુખી નઉતમ નીધી, ત્રીજી ભાટની પુત્રી; પંચમુખી તે પદમની, સહીયર ત્રણે સુત્રી. દેવી દેહેરે નીત જતાં, બોલ્યાં ત્રણે બોલ; ત્રણે એક વરને વરે, તનમનથી તે તોલ. ચંદ્રમુખીનો ચાંદલો, પરણાવે પ્રીતે રાય; બીજી બે તેને વરે, ગુણ સહુ તેના ગાય. ગરધવ આવ્યો પરણવા, જોવા મળીયું ગામ; વચન રાય ચુક્યો નહી, શોભા ઠામો ઠામ. બીજી બે રહી બાળકા, ચુકયાં નહી તે ચીત; ગરધવને ત્રણે વર્યાં, પુરણ આણી પ્રીત. કો નીંદા સ્તુતી કરે, કોઈ રૂડુ ભુંડુ ભાખ; ત્રણ રાણીને એક વરે, શાસ્ત્રજ પુરે સાખ. કો કેહે એને પુજીએ, કો કેહે કરીએ સેવ; એણે ઘડ રૂડો રચ્યો, મોહોટો એ માહાદેવ. દુરાચારી લોક લક્ષધા, કરે બહુ મુખ વાત; ગરધવને દીધી દીકરી, એ મોહોટો ઉતપાત. બીજી બે કન્યા તણાં, બોલ્યાં માય ને બાપ; એકની તો પરઠણ હતી, પુરણ બેનાં પાપ. બાપને કેહે બે કંનકા, કરેશું

અમો શુભ કામ; પરીયા તરશે પાંચસે, નવખંડ થાશે તુજ નામ. ચોપાઈ.—શુ પરણીને કીધુ કામ, ત્રંબાવટી ઠરવું ઘડ નામ; આપ્યો ઉતારો રેહેવા વાસ, વીવીધ પ્રકારે કરે વીલાસ. પ્રભાતે તો ગરધવ થાય, નગરે બધામાં ચરવા જાય; કો નંદે કો વૃંદે વાણ, કો મારે કો કરે વખાંણ. ઘડી એક રાતે આવે ઘેર, ખોળ ઉતારી મુકે પેર; સુભટ સુભાગી તે નર થાય, અસ્રીઓને આનંદ ન માય. ચાતુરી સંભળાવે કરણ, સુર સુત ભોગવે તરૂણી ત્રણ; ત્રણના શોભીતા શણગાર, વાધ્યું રૂપ તે અપરમ પાર; આકારે જેવા હોય ઇંદ્ર, શોભે સરદ પુનમનો ચંદ્ર. અસ્રીને સમજાવી કહી વાત, નવ કરશો કોય આગળ ક્ષાત; કદાશ ચોથુ કોઈ જાણશે, તો ઉતપાત અનરથ આણશે. કદાશ જાણશે તમારી માત, માંહરા દેહની થાશે ઘાત; ડાહ્યાંછો તો કહુછું તુને, રખે છતો કરોજી મુને. જે દાંહાડે કહી તમોએ વાણ, તે વેળા નહી દેહમાં પ્રાણ; માહારા દેહમાંથી જીવજ જશે, નગરે બધુ ડટંતર થશે. કર જોડી રહી ત્રણ કામની, કરી વાત વીતી જામની; રાત પડે ભોગવે રાજ, જાય પરભાત ચરવા કાજ. નીત નીત પ્રતે એમજ હોય, ચોથુ મરમ ન જાણે કોય; તેતો ગરધવ તણા ઘર માંહ, શોભા ઇંદ્રના સરખી થાય. નારી નરખે નરપતી તણો, ઘડી ઘડી નેહ વાધે ઘણો; લીલા લેહેરથી લીલ વીલાસ, તારૂણીઓ ત્રણ પરમ પ્રકાશ. એમ કરતાં ગયા બહુ દીન, કોઈ વાત ન જાણે અન્ય. નઉતમ શોભા નરખે નેટ, રહ્યો ગર્ભ ત્રણેને પેટ; એક દીવસ રાણીની માત, પ્રીતે કરવા આવી વાત. દુહા.—આવી રાણીની માવડી, પુત્રીને મળવા કાજ; દીઠી ચરચા ચતુરની, દીલમાં પ્રગટી દાઝ. રૂપ રતન સરીખડું, ઘણો હરખ મન માંય; તેજ પુંજ તરૂણી તણુ, સુર જેવી શોભાય. કોહો બાઇઓ શા સુખ થકી, તાહારૂ વાધ્યું તેજ; તાહારૂ દુઃખ દેખી બળુ, છે કયમ હરખને હેજ. નીશંક નહી કો તમ સમી, રામા વાધ્યું રૂપ; ભરેથાર ઘરમાં ભોગીયો, ભારે ગરધવ ભુપ. દેહ છંડુ હું માહરો, દુઃખે ન ભાવે અંત; કવોડે કુંવરી પડી, તનુ તનુ દાઝે તન. કેમ માહારે પેટે પડી, જીવી શાને કાજ; કરમ લખ્યો ગરધવ ધણી, લાગી કુખમાં લાજ. છપો.—બાળ તાહરૂ રૂપ, બાળ ડાહાપણ સુખ તાહારૂ; બાળ તાહારો બાળ, બાળ એ જણતર માહારૂ; બાળ સહીયરો તમ ત્રણ, બાળ સદગુરૂની સેવા; બાળ બુધ સબુધ, માગ્યા વર ગરધવ જેવા; બાળ રંગને રાગણી, બાળ અક્કલ આવડી; કપાળ કર બે કુટીયા, માહા દુઃખ પામી માવડી.

દુહા.—વચન માતનું સાંભળી, બોલી પુત્રી વાણ; શાને કાજે દુઃખ ધરો, મુજને છે કલ્યાણ. માહારો વર છે દેવતા, જેવા હોયે ઇંદ્ર; વરૂણ વાયુ કુબેર ક્રત, ગ્રહ ગુણ તારા રવી ચંદ્ર. ભલુ થજો એ તાતનું, પરણાવ્યો એ કંત; પુરેચા મનોરથ મન તણા, આનંદ અદકો ચંત. માડી માંહારે સુખ ઘણું, નીત નીત હરખુ આપ; આનંદ દીન નીરગમુ, તે માત પીતા પરતાપ. ફરી વાત પુછીશમાં, જો મન રૂડુ ચાહાઓ; દુઃખ નવ ધરશો માહરૂ, ઘેર તમારે જાઓ. માતા કેહે સુંણ કાંમની, ચેતી ધું હું ચંત; કુળ બોળ્યું તમો માહરૂ, કરયોછે બીજો કંત. મરમ વચન સુંણી માતનું; પ્રીછે પ્રેમદા પેર; માત રાંખ્યુ મંદીર વીશે, ઘણે હેતથી ઘેર. અસ્રીની બુધ તો પાનીએ, કહી વનીતાને વાત; છાંની રાખી માતને, તરત પડી ત્યાંહાં રાત. છપો.—અસ્રીના પેટમાં વાત, છેક રેહે નહી છાની; કરે ઉદવત બધુ ગામ, મનની હોય જો માની; સ્રીને છાની વાત, કેહે તે મુરખ માનો; સ્રીને છાની વાત, કહે તે શાનો શાણો; સ્રી આગળ વાત છાની કરે, તે જુગ બાધે જાહેર થશે; શામળ કહે સ્રીના સંગથી, અધીક ઉતપાત અનરથ થશે. ॥ ૧ ॥ અસ્રીની બુધ કબુધ, સવળાનું અવળુ સારે; શત્રને રાખે શરણ, વાહાલાંને મરડી મારે; કુળ હીણ કપુત, જશ હીણને જુવતી જાએ; દાતા સુંદીર હોય, અવગુણ ઘણા તેના ગાએ; મુરખ કેરા મહીપંતી, અસ્રી શુ વાત કરે છાની એ; શામળ કહે સ્રીહોય સાધવી, તોય પુરણ બુધ તો પાનીએ. । ૨ ।

દુહા.—ખોળ ઉતારી ગરધવે, તજીયું રૂપ કરૂપ; રહીયાળો થયો રાજવી, ભોગી ભારે ભુપ. તે નારીએ નરખીઓ, સરદ તણો જેમ ચંદ્ર; જેવા દીનકર દીપતો, આનંદ કેરો કંદ. જેવા પારો

જળ હળે; જેવી દીપક જોત; સોહંતો દીઠો સાસુએ, ઉદેકાંર ઉદોત. ખાય પીએ ખુબી કરે, પ્રીતે ચાવે પાન; નર નારી ત્રણે નેહસુ, માણે મન ગમતાં માન. માતે મન વિચારીયું, દાહાડે ગરધવ થાય; બાળુ ખોળીયુ એહનું, તો ભવની ભાવટ જાય. ખરા અંગારા ખેરના, પ્રગટાવી છે ઝાળ; તેમાં નાં ખ્યું ખોળીયુ, ખાંતે ગરધવ ખાળ. અગની લાગી અંગમાં, ચિતમાં ચેત્યો તરત; ઉઠો ઉઠો નાસો તમો, માથે આવ્યું મરત. બાળ્યું ગરધવ ખોળીયુ, કુડુ કીધુ કામ; ડટંતર થાશે પૃથ્વી વીષે, ત્રંબાવટી ગુણ ગામ. ચાર ગાઉ ફરતું બળે, ગામ ડટંતર હોય; પશુ પંખી કે માનવી, જીવે નહી જન કોય, નીશા સમે નાસો તમો, જવાય એટલે જાઓ; કેહેશો માં કોઈ આગળે, થવાય એવાં થાઓ. આવ્યું વીમાન અંતરીક્ષથી, ગરધવ બેઠા માંહ; અવતારતો પુરો કરયો, થયો ઓશીંગલ તાંહ.

ચોપાઈ.—ઈંદ્ર પુત્ર ઈંદ્રાસન ગયો, શ્રાપ બાપનો પુરો થયો; શામા ત્રણને લાગી શીખ, મન માંહે પ્રગટી બહુ બીક. કોઈને કેહેવાતે નવ રહી, વનીતા ત્રણે મારગ વહી; નાઠાં વાત સુણી તે કરણ, ગર્ભવતી તરૂણીઓ ત્રણ. અરણવ ઉદયની વેળા થઈ, ચાર જોજન ત્રણે ગઈ; પ્રાતઃકાળ થયો જેટલે, ગામ ડટંતર થયું તેટલે, પશુ પક્ષી કે માનવ જાત, ઘણાક જીવ તણી થઈ ઘાત; ત્રંબાવટી થઈ ગયુ અલોપ, કીરતાર તણો જણાયો કોપ. ત્રાંબાનો કોટ રૂપાના રાજ, કળીયુગમાં તે કયમ રહે તાજ; અલખત તે અલોપજ થયું, નગર તો જમરે થઈ રહ્યું. તે ગામે થયો ઉતપાત, ત્યાર પછી વશીયુ ખંભાત; તેની પાસે વસે છે ગામ, નગર તણું છે તેનું નામ, ગરધવની તો એ ગત થઈ, નાઠી નારીઓ ત્યાંતે રહી; રવી અસતતે બીજે દીન, સલીતા તઠ વારૂ એહ વન. વૃધ રૂશી વેગે તપ કરે, રૂદે ધ્યાન ઈશ્વરનું ધરે; રૂશી ચરણે નારી જઈ નમી; દીધાં માન ગુણવંતો ગમી, શુભ વેશે દીસોછો સતી, તમારી કયમ ભુંડી છે ગતી; બુધવંતી બાળાપણ વેશ, પ્રેમદા કયમ આવ્યાં પરદેશ. કયમ જોવુ પડ્યુ વન, સાચુ બોલો આંણે દન. હેતે નારીએ જોડ્યા હાથ, સાચી વાત બોલ્યાં તે સાથ; મન થકી મેહેલીને ગરવ, વીતી વાત માંડી કહી સરવ. ઉપજ નીપજ પરણ્યા તણી, કહી કથા માંડીને ઘણી; આખુ નગર અવનીમાં ગયુ, પ્રથમ જાણતો અમને થયુ. અમો નાઠાં આવ્યાં અરણ, એ વરને વરચાંતાં તરણ; એ હકીકત છે માહરી, આવી બાંહ વળગી તાહરી. અમો રૂપ વંતી જાતે બાળ, પગલે પગલે બેસે આળ. બેસો બાઈઓ માન્યું મેં માત, તમો પુત્રીઓ હું તમ તાત; ઘણી પ્રીતથી રહો મુજ ઘેર, અરસ પરસ પ્રીતેથી પેર. નહી લોપે દેવ કે દાનવી, મરડી નવ શકે માનવી; પશું પંખી પીડા નહી કરે. ચુગલ ચોર હારદ નહી હરે. ખાઓ પીઓ નથી અહી ખોટ, માહારૂદ્ર તણી છે ઓટ, ત્રણે તરૂણી ઠરી તાંહાં રહ્યાં, સીધને આશ્રમ સુખીઆં થયાં. દીન પરતે દાહાડા એમ જાય, ઉદરે ગરભ મોટેરો થાય; માંનનીને મોહોટી છે આશ, પુરા થયા દીવસને માસ. પ્રથમ વજીરની પુત્રી જેહ, સુરજ મુખી છે તેની દેહ; પુરણ પ્રગટયો પરાક્રમી પુત્ર, શોભાવ્યું બાધુ ઘરસુત્ર. જેમ મયંક શુદ બીજ્જ તણો, તેજ પુજ તરર્તાબે ઘણો, ધન લગન ધન રાશી ધીર, નવ ગ્રહ પરસન નૌતમ નીર; ભરથરી નામ ભુમીપત થશે, પાંચસેં પરીયા તારશે. જોગ ભોગ રાજસ ગુણ રાજ, અસત્ય અન્યાય કરશે તાજ; અતીશે એ આયુશ ભોગવે, જોગ મારગ જુગતે જોગવે. જનમ પત્રીકે રાજા રૂખી, સુખ પામી તે ત્રણે સુખી; ત્યાર પછી મસવાડા ચાર, પ્રસવ્યો રાજકુંવરીએ કુમાર. રોહણી નક્ષત્ર પંચમીનું પ્રશ્ન, જે નવ ગ્રહેમાં નમી છે કૃષ્ણ સકળ ગ્રહે સરખા છે સાચ, કેંદ્ર વરતીક પુરા ગ્રહ પાંચ. માહા દશા દીનદશા ગુરૂ રાજ, સીધ દશા જોગની શુભ કાજ; અમૃત ચોઘડીયુ અમરત લગન, મહીમા જોઈ સહુ થયાં મગન. વીકો નામ વીરાધનો વીર, નામનું રાખી શકશે નીર; વાસવ જેવો એહ વવેક, અવનીમાં થાશે અધીપતી એક. ભાટણુ ભાટ નીપી છે મન, તેને પેટ પ્રગટયો શુભ તન. ઈંદુ અમરતથી પ્રગટયો છે જેમ, તેજ પુજ પ્ર ગટ્યો તન તેમ; હસ્ત નક્ષત્ર જનમ જેહનું, પ્રભવ નામ પાડયુ તેહનું. ચાર ચઉદ બોહોતેર બુજશે, અગમ નીગમ એને સુજશે; પાંચ પંદર પચીસ પ્રીછશે, આઠ હજાર એતો પ્રીછશે. બે બાર બ

ત્રીસે લહે, એક અગીઆર અવીશ કહે; છય સોળ છત્રાંસે છત, પશુ પક્ષી બોલી ગુણ ગત; જુંદીજાત જુવાં છે વરણ. દેવાધી દેવ સરખા જણ ત્રણ; આનંદ ઘન અદકેરો થાય, દીન પુઠે તો દીન વહી જાય. ઊની નાવે તેને આંચ, પુત્ર પરાક્રમી વરસે છે પાંચ. **છપો.**—જેને જેવા સંગ, રંગ સો તેવો બેસે; જેને જેવા સંગ, પ્રીત પણ તેવી પેસે; જેને જેવા સંગ, તેને તેવાં ક્રત કાહાવે; જેને જેવા સંગ, બક્ષ ભોજન તે બાહાવે; રૂડા સંગે રૂડુ રચે, અધરમ સંગ અવગુણ ગણે; રૂખી સંગ રહી રાજવી,ભાગ્યશાળી વિદ્યા ભણે. **ચોપાઈ.**—નવનવા કરાવે ઠાઠ, એમ કરતાં થયાં વરસ આઠ: એક દીન પ્રભવ રમવા ગયો. જોજન એક બેઠો તે રહ્યો રાત અંધારી ભુલો પડ્યો, વણઝારાની પોઠે અડ્યો; વણઝારા લેઈ ગયા વીદેશ, દીઠો સુભટ સુર સુવેશ. કરમવંતો ધરમવંતો ધીર, વીરાધ સરખો દીઠો વીર; તેના ઉપર સહુને નેહ, કાગરક્ષા ભણાવ્યો તેહ. પશુ પક્ષી બોલે જેટલુ તત્વ તોલ જાણે તેટલુ; સહુંના નાયક ને સરદાર, પરાક્રમ તેનાં અપરમ પાર. **છપો.**—જેનું જેવું કરમ, ભાગ્ય પણ તેવું ભણે છે; જેનું જેવું કરમ, તેવું તે ગાય ગણે છે; જેનું જેવું કરમ, તેને તેવું સુજે; જેનું જેવું કરમ, પાપ કે પુને પુજે; જેનું જેવું કરમ છે તેને સુજ તેવી પડે; શામળ કહે અનુસારથી, રૂડુ કે નરતુ નડે.

**ચોપાઈ.**—તે વણઝારો સુખીઓ થયો, વીજોગ વાહાલાં કેરો રહ્યો; પ્રસવ્યા પુત્ર ત્રણ રાજ રતન, રાજવી તે જોડે જતન. તેજ પુંજ માહા કોટીક દામ, વીંકો ભરથરી પ્રભવ નામ; કરી જન્મોત્રી ત્રણે તણી, થશે ત્રણે પૃથ્વીપતી ધણી. થયા સુખીઆ તે આનંદજ ભેર, ઉછરેચા પુત્ર રૂખીને ઘેર; અસ્ત્ર સહસ્ત્ર ધનુર માહા ધીર, માહા જોધા દીસે બે વીર. પુરાંણ શાસ્ત્ર જોતીકને વેદ, ભારે સંસ્કૃત ભારથ ભેદ; ખટ માસા ખટ શાસ્ત્ર ગુણ ઘણી, ભાવ ભેદને ભાષા ભણી. મોહોટુ દુઃખ ભામનીના ભોગ, એક બંધવનો થયો વીજોગ; આપ વરસ એકાદસ થયો, મહીપતી સુત તે રમવા ગયો. ચાર પોહોર તે વનમાં રમે, આવેછે તે સંધ્યા સમે; મૃગયા રમવા આવે વાહાલ, ખરો દુત વિદ્યાનો ખ્યાલ. એક દીવસ તે કઉતક થયું, જોબન જોરે ડાહાપણ ગયું; બંધન કરચા મૃગયા દસ વીસ, આવ્યા ઘેર આથમતે દીસ. રૂખીને ઘેર સાધુનો દીન, બ્રાહ્મણ આવ્યા કરવા ભોજન; એટલે બાળક આવ્યા તાંહ, હણ્યા જીવ દીઠા કર માંહ. વિપ્રે તેતો દીઠા દ્રષ્ટ, કાયામાં તે પામ્યા કષ્ટ; પાપી એ જીવ દાહાડી હણે, એ હત્યા મનમાં નવ ગણે. દેવતાઈ પુરૂષ મળ્યા દસ વીસ, રાખી રૂદેમાં અદકી રીસ; એને ઘેર ભોજન કીજીએ, માહા પાપ માથે લીજીએ. રીસાઇને ચાલ્યા સહુ રૂખી, વૃધ વિપ્ર થયો મન દુખી; આળોટેને આડા થાય, બ્રાહ્મણ એ ક્યમ ભુખ્યાં જાય. નોતરેચા બ્રાહ્મણ ભુખ્યા જાય, તે મારેચાની હત્યા થાય; જે કહો તે અમો કીજીએ, પરઘેર ભોજન લીજીએ. **દોહરો.**—બીજા વિપ્ર બહુ બોલીઆ, એ ક્યમ આવે કાજ; તમ ઘેર ભોજન કીજીએ, જો કરો પુત્ર બે તાજ. વીકે ભરથરીએ કહ્યુ, ભોજન કરો નીચીંત; આજથી અમો અહીં રહુ નહી, પરવરીએ છે પંથ. માગી સીખજ માતની, દુઃખ નવ ધરશો લેશ; નાહાના ભાઇને ખોળવા, પંથ કરૂ પરદેશ. થોડેક દીવસે તમ કને, વાસુધું ગુણ ગામ; પ્રભવને કરૂ પાટવી, તો વીકો માહારૂં નામ. આશીશ દીધી ત્રણ જણે, ચોથો વૃધ રૂખી રાજ; શુકન જોઇને સંચરેચા, કરવા રૂડુ કાજ. ભોજન કરેચું સહુ બ્રાહ્મણે, અતી દીધી આશીશ; પ્રસન હજો બે ભ્રાતને, આદ્ય ઉમયાપતી ઇશ. પ્રણામ કરી બે પરવરેચા, અંતર નહી ઉચાટ; આરાધી શીવ અંબીકા, વારૂ વીધી વાટ. રમે જમે ઝુમે ભમે, દુત મૃગયાને મેલ; જુએ ચરચા ચોદેશની, ખરા હુનાળા એલ. અનેક દીવસ વાટે રહ્યા; વીરાધ વીર વરેણ; હરતા ફરતા આવી ચડ્યા માળવ મુખ ઉજેણ. ક્ષીપ્રા ત્રઠ ખુબી ઘણી, જ્યાં ગાંધરવું મશાણ; હરસીધ શકિત માહાકાળેશ્વર, સકળ લોક સુજાણ. તેહ ગામનો રાજીઓ, કાયા દેહમાં કષ્ટ; આઠ પોહોર અગ્નિ બળે, વીખમ દુઃખની દ્રષ્ટ. બીજુ દુઃખ વળી વાંઝીઓ, પેટ નહી કાંઈ પુત્ર; અળખામણી આખી

મેદની, નહી ભોગદારી ધરસુત્ર. શીવદેહેરે તેતો ગયો, પુજ્યા ઉમયાપતી ઇશ; મનમાં ધરીને ધાંરણા, સોંપુ શીવને શીશ. ગેબી શબ્દ ગુણનીધ થયો, હુંતો શીવને શરણ; માં કર ઘાતનુ મહીપંતી, તે સાંભળીયું કરણ. અરે શણગાર એક હસ્તીને, સ્નેહ રાખી તે સાથ; કળશ ગંગોદક ભરી, હેતે આપો હાથ. કળસ ઢોળે જ્યાં હાથણી, તેને સોંપો રાજ; રોગ શોકને દુઃખ જશે, કરો રાજાજી કાજ. મુસ્તક વચન ચઢાવીયું. ગુણવંત આવ્યા ઘેર; હુકમ થયો તેતો કરૂ, પ્રભાત સમે તે પેર. પડો વજડાવ્યો પુર વીષે, મળ્યા રાણાને રંક; ઊંચ નીચને અધીપતી, નગર લોક નાસંક. વણીક આદ્ય વટેમારગુ, વળી વરણ અઢાર; મળી અસંખ્યાત મેદની, ચોવટે ચોહટે ચાર. ઘોરે નીશાનજ ગડગડે, ઓછવ અદકો થાય; શુભ શણગારી હસ્તની, રીઝે બેઠો રાય. ફરતી ફરતી ફુદડી, કળસ ધરચો છે શીશ; જેને શીર કળસ ઢોળશે, પરસન ઉમીયા ઇશ. ભાગ્યશાળી ઉભો હતો, ભરથરી વીકો વીર; હેત કરીને હાથણી, ઢોળ્યૂં નિરમળ નિર. ભરથરી ભીનો રંગમાં, પુરવ જનમનું પુન્ય; કળસ ઢોળ્યો શીર હાથણી, નવ રહી એકે નુન્ય. તરત તખત બેસારીયો, પંચ પીરોજન પત્ર; મણી માણેક મોતી જડ્યાં, શીર સોનાનું છત્ર. ભુપતી થયો તે ભરથરી, ઇંદ્ર અવતાર અમીર; આંણ વરતાવી નગરમાં, વીકો રાજ વજીર. ભરથરીએ ભુમી ભોગવી, થયો દેવાંશી દેહ; આગળ કેહેવાશે વારતા, નાર સંગાથે નેહ. હવડાં સંક્ષેપે કહું, વિક્રમના વખાણ; આગળ સંદેહ ભાગશે, પંચ કરે પરમાણ. બીજી વાતમાં પુતળી, કહેશે સરવે ક્રત; ભરથરીએ ભોગ ભોગવ્યા, નાવટ સાવટ નરત. જોગ ભોગ જુગતે જાણીયા, અધીકારે કહેવાણો ઇંદ્ર; શોભ્યો રાય સમસ્તમાં, જેમ તારામાં ચંદ્ર. સાઠ સહસ્ત્ર સોળ વરસની, પરણ્યો પ્રદમની પેર; એંશી સહસ્ત્ર હસ્તી તણી, અલખત આંણી ઘેર. પંદર લક્ષ પલાણીયા, ઘણા મુલ ઘોડાય; એક છત્ર અવનિ પતી, પ્રતાપવંત પોહોડાય. વજીરૂ વિક્રમ કરે, ભરથરી ભોગવે ભોગ; એક દિવસ શું નિપન્યું, સવળો અવળો સંજોગ. સાઠસહસ્ત્ર રાણીમાં શીરોમણી, અનગલ નામ અમુલ; સોરઠ દેશની સુંદરી, ત્રીલોક રંભા સમતુલ. મોહો પામ્યો તે મહિપતી, વચન કરે નહી લોપ; વેચાણ થયો વનીતા તણો, કયારે નવ કરે કોપ. અનગલસેના આત્તા, તે પ્રેમદા રહે પાસ; રાણી રૂઠ્યાં તે. ઉપર,. તે મુલખરીદી દાસ. મદારી તણે વશ માંકડુ, વાયુ તણે વશ તરણ; ભામનીને વશ ભરથરી કથા ન સાંભળે કરણ. સુતારને વશ પુતળી, નચાવે તેમ નાંચંત; ભામનીને વશ ભરથરી, રૂપ દેખી રાચંત. બાંધી લીધો બળ કરી, વશીકરણ વાદી વવેક; બીજું કાંઈ સુજે નહિ, નારી સાથે નેક. નરતુ લક્ષણ નારમાં, અપલક્ષણ આડે આંક; ભરથરીને તે ભોગવ્યો, વનીતાનો નવ વાંક. વનીતાએ મન વિચારીયુ, વીકો જે મહા વીર; કોઈક દહાડો માહરૂ, નિશ્ચે ઉતારે નીર. હું અસ્ત્રી ચરીત્ર આદરૂ, પાણી પેહેલી બાંધુ પાજ; વીકાને જો વધ કરૂં, રેહે લાખેણી લાજ. કાહાડ્યો વાંક કોપે કરી, વીકા સાથે વેહેર; મારી નંખાવું માનની, જુવતીએ રાખ્યું ઝેર. શામ દામ ભેદ કરી, કપટ કામની કીધ; પુર થકી પરધાનને, દીધ દેશવટો દીધ. આવરદા જે એહનો, હરી પરસન જો હોય; સોએક લાખ શત્રુ મળે, તોએ મારી નવ શકે કોય. ભરથરી હેત ભુલી ગયો, ધારણ નવ રહ્યું ધીર; વનીતા કેરા વચંનથી, વનમાં કાહાડ્યો વીર. છપો. નારીને વશ નાવ, કરમમાં અક્ષર કાળો; નારીને વશ નાવ, હડકેવા તેને હાલ્યો; નારીને વશ નાવ, મરદ તે જીવતો મુએલો; નારીને વશ આવ, નર નીચ કામે અડેલો; નારીને વશ નાવલો, ધારચું તેનુ તે ઘડે; શામળ કહે કાં રાવ રંક, પરાક્રમ કરી નરકે પડે ॥૧॥ કામનીને વશ કંથ, વચન પળે નહી તેમું; કામનીને વશ કંથ, જસ મહીમા નહી જેનું; કામનીને વશ કંથ, પુન્યની પેર નવં પ્રીછે; કામનીને વશ કંથ, આરાધન એકે નવ ઇછે; કામનીને વશ કંથડો, પતીયાર તેનો નવ પડે; શામળ ભટ સાચુ કહે, મહીમા તેનો નવ મળે.

ચોપાઈ.—વનીતા વચનથી કાહાડ્યો વીર. ધરમવંત ધોરંધર ધીર; વીકો વનમાં વાશી થયો, અડસઠ તીરથ કામે ગયો ગુણવંતી ગઉતમ ગંગ, ભાગીરથીનો કીધો સંગ; વિશ્વનાથ તણી વા-

શીએ, કરી જાત્રા જઈ કાશીએ. શ્વેતબંધુ રામેશ્વર રામ, શીવ કાંતી વિશ્નુ કાંતી ઠામ; તીરથ જાતરા પ્રાગે ગયો, નાહિ નરબદા ન્યાલજ થયો. ૐકાર માંધાતા આવીયો, ભ્રગુક્ષેત્ર ભરૂચ ભાવીયો; બોરસંગમમાં નાહ્યો કુબેર, સુરપાણ મોટમપદ મેર. શીબહુચર પાવે કળિકા, બોહોસાગર બુધી બાળકા; હીંગળાજ હરસીધી ઠામ, અંબેમાત આરાસુર ગામ. ગોપનાથ ગોમતીમાં ગયો, રણછોડ નરખી સુખીયો થયો; આબુ માંહે છે અરબુંદા, સરશ્વતી તિરથ જે નરમદા; શેતરૂંજા ગીરનારે ગયો, સમેતશીખર વિશ્વંભર રહ્યો દ્વાદશ જોતીર લીંગ નરખીઆં; હેત ઘણાં મનમાં હરખીયાં, અડસઠ તિરથ કાવેરી કહી, નવસે નવાણુ નદને નદી. અષ્ટકુળ પરવત નવકુળ નાગ, જંબુદ્વિપ ભરતખંડે ભાગ; નવનાથ ચોરાસી શીધ નરખીયા. પોહોડા ગ્રહ પરવત પરખીયા. દેશ દેશની નરને નાર, દેશ દેશની વાણી વાર; કામણ ટુમણ મોહો મંત્ર; થાપે ઉથાપી જોગી જંત્ર. પાખંડ લંડ પુન્યવંતાપુર, નવ રાખ્યા દાતા કાયર શુર; જસવંતા જાણીતા જતી, સતવાદી શીરોમણ સતી, પૃથ્વીની પરદક્ષણા કરી, અંતઃકરણ માંહે બુધ ધરી, ભમતો ભમતો આખો અડ્યો; પોઠ વણઝારાની માંહે પડ્યો. આજની રાતતો વનમાં રહું, વણઝારાની વાતો લહુ; જોવા કારણ રહ્યો તે ઘોર, વીકો વીર તણોછે વીર. **દોહરો.**—રાજવી ચાલ્યો ચરણથી, ચીત ચતરભુજ ચોટ; વાટે વન માંહે પડી, પોહોડી વણઝારાની પોઠ. વા વાજે ગાજે ગગન, નીશા અંધારી ઘોર; ત્યાંહાં જઈને ઉભો રહ્યો, ચીત વરતે જેમ ચોર. આગળ પાછળ પોઢીઆ, વચમાં ગુણ અપાર; તેમાં બેઠા જંગલી, કરમાં ગ્રહી હથિયાર. સઉ મધ્યે શણવી રહ્યો, જેને ઝાઝૂ જ્ઞાન; એટલે વનચર બોલીઆં, લાલી પેહેલે પોહોર. કોહો શણવી એ શું કહે, પુછે ઠોરે ઠોર. **ચોપાઈ.**—શણવી કહે વારૂ કહુ વાત, એ વનચર બોલે ઉતપાત; ચતુર પછવાડે છે ચોર, ટુંકી રહ્યોછે મહા ઘનઘોર. તે જાળવજો વેગે કરી, નહીતર એ જાશે છેતરી; જે બોલેછે પક્ષી બોલ, તેનું સઉ જાણુંછું તોલ. કાગ પરીક્ષા કેરાં મરમ, ધારી જાણુ તેનો ધરમ; ચળે ચુકે નહી વિદ્યા વેદ, બારે ગુણ જાણુંછું ભેદ. પુરવ દશાએ તસ્કર રહ્યો, વનચર બોલીમાં મેં લહ્યો; સજ થયા વણઝારા ત્યાંહ, વીકે વિચાર્યું મન માંહ. શણવી તન સાચુ ભાખશે, જંગલી જટ મારી નાંખશે; બીજી દેશ થઈ ઝાડે ચડ્યો, બીજે પોહોરે સારજ પડ્યો. બોલ્યાં વનચર વનમાં ઘણાં, કોહો શણવી શાં ફળ એ તણાં; વણઝારાને શણવી કહે, સહુ વનચર સાંભળવા રહે. નદીએ પુર છે અપરમપાર, તેમાં તણાઈ આવે એક નાર; તે પાસે ઘરેણું ઘણું, સત સહસ્ત્ર નવ લાખજ તણું. તે મરતક પાસે છે દ્રવ્ય, ભરચાં આભુશણ સોના સરવ; વીનતા વહુ વેહેવારીઆ તણી, લક્ષમી લીલા તેને ઘણી. બહુ આવે વેગળેથી પુર, નદી વચેછે હાથ હજુર; ઝળક ઝળક ઝળકે છે હાર, હીરા અમુલખ અપરમપાર. પાણી તાણી તે લાવશે, એક મહુરતમાં તે આવશે; આવેછે તણાઈને તુલ, રતન હીરા ઝળકે અમુલ. જેમ સુરજ તે ઉગ્યો હોય, દીપક જોતે જળમાં જોય; તે તેડે લાલી જાયછે, કરંક ભક્ષ કરવા ચાહ છે. કાહાડો કાહાડો કેહે છે તેહ, અખંડ ધારા વરસે મેહ; તે કરંક જોજન છે પરૂ, મુહુરત એક આવ્યુ છે અરૂ; તે વીકે સાંભળીયું કાન, વાત નીરધાર કરી મન માન; અહીંયાં રહુ જો આણે દીસ, તો વણઝારા છેદે શીશ; જોઉ તમાસો મરતગ તણો, લેઉ માલ લાભેણો ઘણો. બીક નથી મનમાં કો તણી, ધાયો ધીર તે સલીતા ભણી; ભુત પ્રેતના ભડકા થાય, નવ ગણે કો લેખા માંહ. ચમકે બીંડુ જળ વરસાત, ધમકે ઘોર ઘમકતી રાત; કાયર થાય તે તરતજ મરે, સુર પુરૂશ ડાહ્યો કચમ ડરે. સલીતા તડે ઉભો રાય, નદી સમુદ્રની લેહેરે જાય; કાંઠડે ઉભો છે જેટલે, સબ દ્રષ્ટે દીઠુ તેટલે. વીજળી ચમકારે નીરખ્યું. કરીક પ્રેમદાનું પારખ્યું; વાળ્યો કાછડો દ્રઢતા ધીર, ઝંપાવ્યું દ્રહમાં જ્યાં નીર. જગત અંબાનું ધરીયું ધ્યાન, મનસા સાધે દીધાં બહુ માન; ભરી વાંમ દાવે દસવીસ, ચતુરા ચોટલે ઝાલી શીશ. બહુ જોરે લાવ્યો બારણે, આભુશણ કેરે કારણે; કંઠે મુક્તાફળના હાર, સુંદર સઉ શોભે શણગાર. શ્રવણે ઝાલો

લાખો તણી, મણી માણક જડાવે ઘણી; ગાંઠે બાંધ્યાં આભુશણ સાર, કરંક કાહાડી નાંખ્યું બાહાર. આવ્યો આપ વણઝારા આડ, પાછો ફરી ચડ્યો તે ઝાડ; ત્રણ પોહોર થયા જ્યાહરે, ફરી વનચર બોલ્યાં તાહરે. કેહે વણઝારા શણવી કહો, લાએણી બોલી જે લહો; કેહે શણવી મેં પેહેલુ કહ્યું, તે જાણ કોઈ કરમીને થયું. તેણે કામ જોરાવર કર્યું, કરંકનું આભુશણ હર્યુ; મરતગ કાહાડી નાંખ્યું બાહાર, વનચર સહુએ કીધો આંહાર. વનચર સંતોખ્યા તે દીશ, અદકી દેછે તે આશીશ; જેણે મરતગ કાહાડ્યું આજ, નવખંડનું ભોગવજો રાજ. પૃથ્વીપતી તમો તો થજો, તાહારાં દુઃખ દેહવટ તે જજો; જેણે અમારી ભાગી ભુખ, ધન તાહારી જનુનીની કુખ. જેમાં છે હીંમત આવડી, સુંઠ ખાધી તાહારી માવડી; મરદ મુછાળો તાહારૂં નામ, બીજા બચારા ઠામોઠામ. સંતુષ્ટ થયું અમારૂં મન, કરંક કાહાડનાર થજો રાજન; પુખરાગેવર કેરાં પત્ર, છત્રપતી ધરજો શીર છત્ર. પરસન થાજો ઉમીયા ઇશ, વનચરની એ છે આશીશ; શણવી વનચરે એ સાચુ ભાખ્ય, વીકે ત્યાં બાંધી શણ ગાંઠ. એમ વીત્યા જ્યાં પોહોરજ ચાર, બોલ્યાં વચન ઠારોઠાર; કોહો શણવી શું બોલ્યા એહ, સારી પેરે ભાગો સંદેહ. **દોહરો.** શણવી કહે હું સત્ય કહુ. બોલ્યાં વનચર જન; તે હુ વાત સાચી કહુ, નાયક શીર વીઘન. માલ લુટે કોઈ આપણો, કે દુઃખ પડશે ઘોર; કે કોઈ જાશે છેતરી, મારગ મળશે ચોર. ગ્રહ વાંકા ટાંડા તણા, હાકીશું કહી હોડ; ગીરત બોલ જશે આપણો, ખરી લાગશે ખોડ. કેહે નાયક સઉ ઉપડો, છે ઘડી ચારેક. રાત; હવડાં શુકન છે રૂડલા, હવે શુકન પરભાત. બાકું ટાંડુ લખ વસા, વીકે વિચાર્યું મન; અમુલખ રતન શણવી ખરો, બીજુ નહી કો અન્ય. એને લઉ હું છેતરી, ગ્રહ રૂડા મુજ આપ; દશા છે માહારી પાધરી, વેદ પુરાણે છાપ. નબળા ગ્રહ નાયક તણા, નાંખી જોઉ ચોટ; શણવીને લઉ સો વસા, પચાવું સઉ પોઠ. ઇસ્વર સંભારી ઉતર્યો, સુંઢ્યો વણઝાર સાથ; વાટે જતાં વીચારીયું, ઉદ્યમ કરૂ માહા મરમ, સાચુ વચન શણવી તણું, ફળશે નિસ્ચે કરમ. ચોરી ગુણ તે ચતુર નરે, તેમાં શીવી ઝાલ; બીજીમાં હાર નાંખીઓ, ભુલવણ કીધી બાલ. અડધો હાર ઘાલ્યો એકમાં, અડધો રાખ્યો હાથ; હાય હોય કરતો ફરે, ક્ષોભે વણઝારા સાથ. ત્યાંથી એક જોજન વેગળુ, ગુણ સંભુ બાપર ગામ; ઈંદ્ર જેવા શુભ અધીપતી, રાજ કરે તે ઠામ. રાબ કરી જઈ રાવળે, પાડી બુમ વીશેશ; ધાઓ ધાઓ ધરણી પતી, છાંનો રેહે નહી વેશ. મને વણઝારે લુટીયો; લીધો માલ સમેત; ધરણી હોય તો ધાઓ તમો, નાશ તું નીશા સમેત. રોકી રાખ્યા સરવને, પોહ્યો થયો પરભાત; અથ ઇતી માંડી કહી, વીકે વીગત વાત. પરવરતો હું પોઠમાં, અનગળ હુતુ ધન; નાયકે સરવે નરખીયુ, માઠુ કીધુ મન.

**છપો.**—જર દેખી જશવંત, ગુણને ગામ ગમાવે; ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે; સોનુ જોઇ શ્રીમંત, અસત્યનું કામ કરે છે; ગરથ દેખી ગુણવંત, હેતથી હાથ ધરે છે, રામા રૂપવંતી સતી, નીરમળ કુળની નારીઓ; શામળ કહે સહુ સૂત્ય તજે, જર દેખી કરે જારીઓ ॥૧॥ સુર કટાવે શીશ, ચાતુર ચાકરી ચાહે; નાચે કુદે નરવંત, ગીત ગુણીજન ગાએ; વઇતરો વહે શીર ભાર, કાસદ કષ્ટે છે કાયે; જેજે ઉપાય અન્યા અધરમ, બુદ્ધહીણી કરે બારણું; શામળ કહે શાણા સમજજો, જર લેવા ફત કારણે. **ચોપાઇ.**—રાજા કહે વેહેપારી તમો, સાચી વાત પુછુછુ અમો; એનો માલ આપીને જાઓ, નહીતર તો તમે દુખીઆ થાઓ. નાયક કહે નવ જાણું અમો, શાને આળ ચડાવો તમો; વીકો કહે મુજને લુટીયો, હુંતો નાશીને છુટીઓ. વાત વીમાસણ ચીતમાં અડી, ઠાલી પોઠ મારગમાં પડી; વણઝારો કહે જુઠો થાઉ, સરવ પોઠ આપીને જાઉ. ભારે વણજ લાખોનો કરૂ, ચોરી વાત કયમ ચીતમાં ધરૂ; વીકો કહે હું જુઠો પડુ, શીવ સાનીધે શુળીએ ચડુ. રૂડા દેશપતી રીષ રાય, દ્વીજ પતીજથી તોળો નાય; તે વાતનાં બંધન કરી, લખ્યાં લખાવ્યાં ધીરજ ધરી. વણઝારો કહે એ સમ ખાય, અમથી તો તે નહી મનાય;

સાચા વણજ સાચુ નહી કરે, જુઠો થાયે તો એ મરે. ખોલો ગુણ એમ વીકો કહે, માહારો માલ એ પાસે લહે, ગુણ દસ વીસ જોઈ જેટલે. હાથ ઝાલ્યો આવી તેટલે. વીકો કહે એ વસ્ત માહરી, આરી સાબુત થઈ તાહરી; નીસરયો નેપુર બીજા થકી, વીકો તો બોલ્યો બળ તકી: નીકળી એ તો માહારી વસ્ત, લેઉ પોઠ તે વસ્ત સમસ્ત; વળી નિકળ્યો એકજ હાર. નિશ્ચે વાત થઈ નીરધાર. વણઝારો કહે એ માહરાં, મુજ પાસે ક્યાંથી તાહરાં; એની જોડ જો લાવો તમો, તો સાચો તું જુઠા અમો. બીજુ નેહુર બીજી ઝાલ, અડધો હાર આપ્યો તતકાળ; વીકાને તો સાચો કહ્યો, તે વણઝારો જુઠો થયો. દોહરો.—જીતરંગ વીકો થયો, હઈડે વાધ્યું હેત; વણઝારો હેઠે હારીયો, પોઠ ગુંણ સમેત. કેહે વીકો છે તુજ કને, શણવી જેનુ નામ; દ્રષ્ટે પાડો માહરી, જો થાય તમારૂં કામ. આગ્યો શણવી ઓળખ્યો, હરખ બેઉને થાય; પરસ પેરે મન હરખીયાં, આનંદ અંગ ન માય. ચોપાઈ.—કરૂણા દ્રષ્ટે વીકો કહે, લક્ષણ વણઝારો તે લહે; પાછી પોઠ આપુછું તને, એ શણવી જો આપો મને. ઉલટ વણઝારાને થતો, આટલા દીવસ કયાં શણવી હતો; પાયે પડયો વણઝારો નમી, એતો વાત માહારે મન ગમી. લાએણો શણવી જે લીધ, પોઠ ગુંણ સઉ પાછી દીધ; રાજા કહે ચોથ માગુ હું, કયમ શણવી લેઈ જાઈશ તું, નેહુર ઝાલ આભુશણ હતુ. રાજા આગળ કીધુ છતુ; ચોથ માંહિ તે આપ્યો માલ, ગામ માંહે તે ગયો ભુપાળ. પછી વણઝારે લીધો પંથ, ચતુર પુરૂશ એતાગ્યા અંત. એક એક વીતી કહી હસ્યા, માળવ ભણી ધરમવંતા ધસ્યાં; ભેટયા બેઉ બીડીને બાત, વરસ બાર વીતી કહી વાત. ભરથરી રાજ કરે છે ભુપ, અલખ્યત પામ્યો અધીક અનુપ; અસ્ત્રીયો પરણ્યો સાત હજાર, અનગલ સેવ્યા સહું સરદાર. એક દીવસ હું મેડે ચડયો, થોડો વાંક અમારો પડયો; મુજને દેશવટો તો દીધ, તેણે કામ થયું છે સીધ. તુંતો મુજને મારગ મળ્યો, શોક સંતાપ તે રણનો ટળ્યો, મળી વાત ભાવે ભાવીયા; ઉજેણી નગરી આવીયા. નીરમળ ગંગા જેવાં નીર, ત્રવેણી જેવી ક્ષીપ્રા તીર; શુભ શુકન થયા છે ત્યાંહ, બોલ્યો શણવી માહા સુખ માંહિ. પુરવ દશા વાયુ વાય છે, વનચરના શુકન થાય છે; ભાવંતા પામીશુ ભોગ, વાહાલાં તણો કાંઈ છે વીજોગ. સુખ સાગર જેવું છે સુખ, વીજોગ વાહાલાંનો એ દુઃખ; રએ ભરથરી હોયે પડ્યા, કેહે કો દેશી દુશમન નડયા. ઇષ્ટ દેવની કીરપા ઘણી, દસે દીશા કેહેવાશો ધણી; આંણ ભરતખંડ જંબુદ્વિપ, આવ્યા ઉજેણી સમીપ. ઇકોતેર પરીયા તારશો,મોટા દુષ્ટોને મારશો; વીંકો કહે સાંભળરે વીર, હું રાજા તો તુંય વજીર. લો કોલ આપુછું અમો, હું પુરપતી પ્રધાનજ તમો; દીપક દશેદી તું માહરો, નામ ભટારક તનુ તાહરો. અને સેરગર જોઉ અમો; રાજપાટ ચલાવજો તમો. મનસુખા મન ધીરજ ધરૂ, સંકટ સરવ લોકોનાં હરૂ, ભરથરીની સુસાતા પડે, ત્યાર પછી મજને સુજ પડે; પરમારથના છત્રજ એહ, ગાજે જેમ અસાડો મેહ. વિચાર કરીએ મોહોટો મરમ, ઈશ્વર સહુનો રાખે ધરમ; મોહોટુ ગાંધ્રવુ માહા મશાણ, રાક્ષસી ભુતાવળનું રાણ. માહા કાળેશ્વર છે માહા વીર, નિરમળ વહે ક્ષીપ્રાનાં નીર; આકાશ દેવ્યા ભાવે ભમે, બાવન વીર રાજસ ગુણ ગમે, અષ્ટ ભૈરવ જાણીતા જતી, નવ કોટી શકત સાકણ સતી; નવ નાથ ચોરાશી વીર, ગાંધરવ કોઠી પંચાયણ ધીર. વનચર ખેચરને ડગ ડેડ, કેહેતાં સીધવડ ઉપર હેઠ; છપન કરોડ ચામુંડા ચાહ, હરસીધ માત રાજેશ્વરી રાયા બાવન વીર આદે વઈતાળ, વીકટ વાટછે વીખની ઝાલ; સઉની સાહક હરસીધ માત, જેની માય. વિશ્વ વીખ્યાત. સરજે પાળે ભાંજે ઘડે, સાધુને સાહક નરેતાં નડે; નોધારાની વાહારે ચડે, ખાટ દેશી દુશમનનો નડે. નવે ખંડ જેની નામના, પુરે સેવકની મન કામના; વેદ પુરાણ શાસ્ત્ર જે કહી, જળ થળ માંહે વ્યાપી રહી. અષ્ટ.કરતા સહુ એથી થયા, વીર જોગેશ્વરે કો લહ્યા; પંચમા ભુત તત્વ છે જેહ, આદ્ય શકતની રૂપજ એહ. મારણ પાળણ પોષણ નામ, કરતા શક્તી તેનું કામ; પુરૂશ પ્રકૃતી કાહાવે એક, અનેક એક તે એકની અનેક. ત્રીગુણ રૂપ તેનાં છે રૂપ, ભેદ ન જાણે બ્રહ્મા ભુપ; વેદ શાસ્ત્ર અષ્ટિતે

શકત, પાંચ પદારથ ભુકિત મુકત, ઝાઝૂ માન વસે છે જ્યાંહ, તે બે વીર પધાર્‍યા ત્યાંહ; નીરમળ છાયા નિરમળ નીર, ભોજન કાજ નોતરેચા બે વીર. મશાણ સુમ્મા પરસ્તને કરે; એ કરે તે નિશ્ચે મરે. ગયો ભટારક ગાંમજ માંહ, હરી રહયો વીકો જતી ત્યાંહ; પુરણ નવ ગ્રહ છે પરસન, માહા ભયાનક છે તે વન. માનવી જાત રેહે નહી કોય, હોડે જાયે તેલો મરે, જીવતો કોય પાછો નવ ફરે; જેનો આવરદા પુરો થાય, તે નર તે ઠેકાણે જાય; હરસીધ રૂપ પોતાનું ધરી, ત્યાંહાં આવ્યાં ત્રીપુરા સુંદરી. ઉજ્વળ વરણ અલોકીક અંગ, સેવક સાથ નથી કોઈ સંગ; આભુશણ અંગે અપાર, આપે રૂપ તણો અવતાર. ચરણાં ચોળી મુધાં મુલ, કરમાં ગ્રહ્યુ કમળનુ ફુલ; રંભા રૂપ છે જોબન વેશ, શીશ સુરંગી છુટા કેશ. રમઝમ કરતાં લાલ વીલાસ, પધારેચાં પોતે વીકાની પાસ; માનવી માહારા મોહોલાં માંહ, કયમ આવ્યો તું એકલો આંહ. જો આવ્યો તો ભલે તું આવ, માહાર દાણ માગુ તે લાવ; એવાં વચન સાંભળીયાં કરણ, ચતુર નર લાગ્યો જઈ ચરણ. માતા જે માગોછો તમો, તે દાણ રાજનું આપો અમો; હું નહી મેહેલુ માહારૂ પત, સાચુ માનજો સાચી શકત: હરસીધ કહે હવડાં તો જમો, ઘડી બે ચારેક રંગે રમો; કોલજ સો પરીયાનો દીધ, હરખ ધરી ચાલ્યાં હરસીધ, પછે વચન માહારૂ થાપજો, ઘટે દાણ તેતા આપજો; ગયાં પ્રેમદા પોતા ઘેર, પછે શી થઈ તેની પેર. જગતંબા ગયાં જેટલે, તરત પ્રભવ આવ્યો તેટલે; કરી રસોઈ જુગતે જમ્યા, ઘડી બે ચારેક રંગે રમ્યાં. વીર ગયો વાસણ આપવા, આવ્યાં હરસીધ કષ્ટ કાપવા. અલ્યા પથી મુજ પાસે આવ, પરઠ્યું છે તે લખે લાવ; વીકો કહે જે બેસે દાણ; માગો માતા ચતુરે સુજાણ. હરસીધ કહે સાચુ કહો ધીર, કેટલુ તે૰ વાવરીયું નીર; પાણી પીધું કેહે નહી કાંઈ, પાણી સાટે આપો લોહી. તે વાવરીયું જળ જેટલુ, તાહારૂ રૂધીર માગુ તેટલુ; આપે તો તો આશીશ દેઉ, ના આપે તો જીવજ લેઉ, ઉઠો ઉઠો સીગ્રજ થાઓ, પાણી પરમાણે રૂધીર પાઓ; ત્રપ્ત કરે જો મન માહરૂ, તો ધરમ ધીરજ થાયે તાહરૂ, પુરણ પેટ ભરે નહી પાપ, તેનો તુજને દેઉ શ્રાપ; કદાશ કોપ જો હઈડે ધરૂ, બાળી ભસ્મ એક ક્ષણમાં કરૂ. હરખ્યો વીર કાહાડીછે છરી, આપે જીંહા ઉપર ધરી; સોશ્યું રૂધીર મળે નહી ટાંક, વીકાનો તો પડીયો વાંક. પગ પીંડી માંડી કાપવા હરસીધને રૂધીર આપવા; લાવ લાવ ભુખ્યાછુ અમો, શીદ વચન દીધુ છે તમો. રૂધીર તણું બીંદુ નહી એક, થયો આકળો વીર વીશેક; પછે હાથની કાપી બાંહ, રૂધીર રેખ નવ આવ્યું ત્યાંહ. રૂધીર આપ કે કેહે મુખ નાય, વાળુની વેળા વહી જાય; વિક્રમસેન્યે બુધ જે ધરી, આપ કાળજે ઘાલી છરી. કાહાડી કાળજે ધીરજ ધરૂં, રૂધીર ટીંપુ નવ નીસરેચું. પછે મનમાં આણી રીસ, છેદવા માંડ્યું પોતે શીશ; લેજો મા ભવાની ભોગ, વચન ઓશીકલ ટાળજો રોગ. શુભ વચન બોલ્યો તે સાથ, માંમાં કહીને ઝાલ્યો હાથ; માગ માગ હું પરસન થઈ, તાહારા મનની ચીંતા ગઈ. હુંશ નવ રાખીશ તાહારે રૂદે, મન ગમે તે વાણી વદે; અમરત દ્રષ્ટે વરશ્યો મેહ, દેવાંએ કીધા દેવાંશી દેહ. હરસીધે હાથ ફેરવ્યો શીશ, પરસન થયાં શ્રી ઉમીયા ઇશ; માતાજી મન રૂડુ તુને, હેત કરીને આપો મુને. તું પૃથ્વીપતી રાજા થજો, તાહારા ગાંજ્યા સહુકો જજો; કરજો પુન્ય પરમારથ કામ, નવખંડે તાહારૂ નીજ નામ. કોટી કલ્પે નાશજ થશે, તુજથી દુઃખ લોકનાં જશે; ધીક વીર તું સાહાસીકજ હોય, તુજ સાથે જીતે નહી કોય. ભીડ પડે સંભારે મુને, રક્ષણ કરૂ તે વેળા તુને; માહારો તાહારે શીર છે હાથ, અહરનીશ તાહારે હુ સાથ; વિક્રમને આપ્યું વરદાન, આદ્ય શકત થઈ અંતરધ્યાન.

છપો.—જે શેવે શીવ શકત, જગત વશ તેને હોયે, જે શેવે શીવ શકત, ગાંજી શકે નહી કોયે; જે શેવે શીવ શકત, અષ્ટમા સીધ નવનીધ પામે; જે શેવે શીવ શકત, વેદના સઘળી વામે; સાચે દલે શેવે શકતને, અકળામણ તેને નહી કશી; શામળભટ કહે જુગ જીતીયો, વિશ્વંભરી જેને મન વશી. ॥ ૧ ॥ હરસીધ હજારાં હાથ, સહસ્ત્ર શીશે સોહંતી; બ્રહ્મા વિશ્નુ ને ઇંદ્ર, માન મહીમા મોહંતી; વરાટ રૂપ વવેક, પુરૂશ પ્રકતી પોતે; વૃષ્ટ અષ્ટ મંડાણ, સ્વાદ ઇંદ્રિ જુગ જોતે, પરસન થયાં પર

મેશ્વરી, મેહર મહીમા સુખ મોટ છે; શામળ કહે શીવ શક્ત પરસન થયાં, ક્ષણુ માત્રમાં તેને શી ખોટ છે. દોહરો.—એટલે શણવી આવીયો, તેહ નવ જાણે વાત; શમણાની પેરે થયું, મહીમા કીધો માત. ખાન પાન તરતીબ તર, સમરો ઈષ્ટ શીવ શામ; શુકન બાંધીને સંચરયા, ગુણુ ઉજેણી ગામ. માહાકાળેશ્વર માહાપ્રભુ, આજ્ઞા તેની લીધ; પરસન પરસન પરસન છું, દીવ્ય વરદાન જુગ દીધ. ગયા ગામમાં ગુણનીધી, ભુમીમાં નહી ભાર; ઉદવસ્ત સરખુ ગામડુ, વિક્રમે કરયો વિચાર. નુરે નથી એ નગરમાં, રઇયતમાં નહી નુર; લીલા લેહેર જોઇએ ઘણી, જ્યાં ભરથરી સરખો ભુપ. શકે ભરથરી ભુમી પડયો, શકે લુટાણા લોક; શકે પાપી પેદા થયો, શેહેરમાં દીસે શોક. સત સહસ્ર વીસે વશા, વીઘન થયુંછે વસ્ત; કેહે કુણ નરપતિ નડ્યો, મહીપતી પામ્યો મરત. કુણે કાહાડી મુકીઓ, કે ચુક્યો ચિત્ત બ્રહ્મ; વીમાસણ વીકે કરી, ધારણ નહી એ ધરમ. દેશવટો મુજને દીધો, કાહાડી મુક્યો બાહાર; માનવીના મહીપત માનુ, એતો નહી વેહેવાર. વનીતાએ ઘણું વશ કરયો, રાએ કીધી રીસ; તમારો રૂદે રએ, છેદાવે મુજ શીશ. છપો—રાજાનો વિશ્વાસ, કરે વણ મોતે મરશે; રાજાનો વિશ્વાસ, કરે તે હેતજ હરશે; રાજાનો વિશ્વાસ, કરે તો રામજ રૂઠ્યો; રાજાનો વિશ્વાસ, કરે તો કાળજ ખુટયો; રાજાને શતરૂ જાણશે. કોણ ડાહાપણ તેનું કથી, શામળ કહે સઉ સાંભળો, મહીપતી મિત્ર કોનો નથી. દોહરો.—ધરે નેહ જે નારને, મહિપત જાણે મિત્ર; તેને મુરખ જાણજો, કાગને જાણે પવિત્ર. છાનો રેહુ એ ગામમાં, ચરચા જોઉ હું ચંત; જો રેહેવું તો અહીં રહુ, નહીતર જાશુ પંથ. ચોપાઇ.—પોતે વિચારી મનમાં પેર, ગયા પ્રજાપતિને ઘેર; વાસો રેહેવા દો એક રાત, પંથ જાશુ પોહોરે પરભાત. ઠરી ઠામ તે વાસો રહ્યા, સુવા કારણ સુખીયા થયા; પ્રજાપત શું કીધી પ્રીત, ગામ બધાની પુછી રીત. કુણ રાયને કુણ પ્રધાન, રૈયતને કેવાં દે માન; પાન ફુલમાં પરાક્રમ પુર, દીસંતા દેવાંશી બે સુર; રાણા રાવ સરીખા દીસંત, દેખી મન હરખી હીસંત. દોહરો.—જેને ઘેર વાસો રહ્યા, તેને દુઃખ અપાર; રૂદન કરે હઇડુ હણે, કલ્પાંત કરે કુંભાર. અતિ દુઃખ પામે આકળાં, રાખી નવ શકે કોય; વિક્રમ બેઠો વાસમાં, તેતો દ્રષ્ટે જોય. હાથ જોડીને પુછીયું, માતા કેહે તુજને દુઃખ; સંકટ ભાગે તાહરૂ, શીવજી કરશે સુખ. માહારે ઘેર તો એકછે, લાડકવાયો પુત્ર; તેને તેડુ રાયનું, ભાગેછે ઘરસુત્ર. દુઃખ મોહોટું છે દેશમાં, દુષ્ટછે વિર વઇતાળ; મારે માણસ નિત્ય એક કતાંત સરીખો કાળ. એ દુઃખછે ગામમાં, દઇત માણસને ખાય; કર કરી આપ્યો તેહને, વારા ફરતી જાય. આજ વારો મુજ પુત્રનો, તેની મુજને દાઝ; કાલ રાતે એને હણે, આપો દહાડો રાજ. વીકો કહેછે વાત સુણ, કોણ નરપતીનું નામ; કુણ પ્રધાન કુણ પાટવી, ઉદવસ્ત થયુ સઉ ગામ. સુકયાં વાડી વનસ્પતી, લક્ષધા ગયાં કચા લોક; કયમ દેશ દેહવટ થયો, સહુને પડીઓ શોક. નબળો કુણછે નરપતી, પાપી કુણ પ્રધાન; શાહાવત નથી કો શેઠીઓ, નથી દયા કે દાન. કોનું રાજ કોનું ચલણ, કુણ મદકુણસુર; રંજાડે રૈયત રાંકને, નરપતિમાં નહી નુર. સુભક્ષ દુરભક્ષ દેશમાં, દાહાડી દુઃખછે ઘોર; લંડ હરામી દંડ દે, કેહે ચાડીયા કે ચોર. વનીતા કેહેછે વીર સુણ, કહુ પુર કેરી પેર; દુઃખ સાંભળી દુઃખીયા થશો, આવ્યા દુઃખીઆને ઘેર. ભરથરી ભુપ ભુમી તણો, નવખંડ નરપતી નામ; જેવો દસરથનો દીકરો, રાજ કરે શ્રી રામ. સુખ સાગર રૈયત સુખી, અધીપતી જેવો ઇંદ્ર; ભરથરી શોભ્યો ભુપમાં, તારા મંડળમાં ચંદ્ર. પુરપતી પરણ્યો પ્રેમદા, અદકી તેમાં એક; ચરણ તે ચતુરા તણુ, નરપતી સાથે નેક. નીચ નમેરી નાર તે, અક્કલ હીણ તે આંક; કોણ જાણે તે શો પડ્યો, વજીર તણે શીર વાંક. વજીરનું નામ વીકો હતો, ઉતરયું રાયનું હેજ; તેને વનમાં કાહાડીયો, તે સાથે ગયું તેજ. વનીતા વચન વવેકથી, ભરથરી તજીયો ભોગ; રાખ ચાળી રણમાં ગયો, જસવંતે લીધો જોગ. હસ્તી ઘોડા માલ ધન, નીગમુ ચકવે રાજ; તપ કરવા તિરથ ગયો, સાધન કરવા કાજ. ઘેર પ્રધાન એક ધરડીઓ, રાજ ચલાવે રીત; નેક

વાંક નથી તેહનો, પ્રજા ઉપર પ્રીત. બળવંત રાય બાહિર ગયો, ચતુર ચાતુર સુજાણ; રાક્ષસ એક પેદા થયો, પ્રજાના લેવા પ્રાણ. આવે અચાનક એકલો, અંતરીક્ષ ઉડી જાય; સો બસેં દસ વીસને, ખાંતે દુષ્ટ તે ખાય. ઊંચ નીચ નર નારને, કાં રાય કાં રાંક; ભુંડે ભક્ષ કરેચા ઘણાં, વાળ્યો આડો આંક. કોઈ પરદેશ પરવરયાં, કોઇ નાઠા નરનાર; શાણા થયા સહુ એકઠા, મનમાં કરેચો વિચાર. સ્નેહ દ્રષ્ટિ સાથે કરેચો, વસવા દે એ ગામ; નિત્ય માણસ એક આપશુ, ઠરી રહો એક ઠામ. નારી નહી બાળક નહી, નહી વરધ વવેક; વારૂ જરૂર જવાનને, નિત્યે માણસ એક. પ્રાતઃકાળે પરવરે, રીધ ભોગવે રાજ; રાક્ષસ આવે રાતમાં, તન કરેછે તાજ. કાલ વારો છે માહરો, પોહોડો જાશે પુત્ર; એથી દુઃખ બીજુ કીયુ, ભાગેછે ઘર સુત્ર. પંથી કહે સુણ પ્રેમદા, ખાંતે સમ હું ખાઉં; સાટે તાહારા પુત્રને, જરૂરપણે હું જાઉં. દુઃખ તાહારૂં તુ તાજ કર, કાળજકુ થીર રાખ; એ વાતે ઈશ્વર આંણછે, સુરજ ચદ્ર બે સાખ. કાહાડુ બાવટ ગામની, ચિત્તમાં એ હું ચાહુ; મારૂ પાપી દુષ્ટને, એને જીવતો સાહુ. પ્રજાપતને પ્રીછવ્યો, પુરણ કીધી પ્રીત; મંદિરમાં મોજો કરો; ચિંતા ન ધરશો ચિત. પુરો પરણવા જેટલો, હરખ ઘણેરો હોય; વીકો વાટ જુએ તીહ, શે તેડવા ન આવ્યું કોય. એટલે તેડુ આવીયું, તેડેછે પ્રધાન; વિક્રમ સાથે ચાલીયો, ચાવીને મુખ પાન. પરણવા કારણ પરવરે, જેમ દીપેછે વદન; હસતો રમતો સંચરયો, બીક નહી કાંઈ મન. ગયો રીજથી રાજમાં, ઉઠી સરવ સભાય; શીંહાસન સોના તણું, ત્યાં બેઠા જઇ રાય. અચરત પામ્યા સરવકો, દીઠો દેવાંશી દેહ; કોઈ પુરૂશ એ કારમો, માણસ અમરત મેહ. આજ દિવસ રાજા તમો, કોહો મન ગમતી વાત; રાત સુધી રહીએ અમો, પોહોંડુ દુઃખ પરભાત. દુઃખ કાહાડુ બધા દેશનું, મારૂ શત્રુ ઠામ; ઝાલુ પાપી જીવતો, તો શીવ શેવક નામ. ચોપાઈ.—કહે વીકો સજાછુ અમો, કહુ તે કબુલ કરોને તમો; મધ તણા ભરાવો માટ, મુકાવી દો ઘાટે ઘાટ. બળ બાકળા વડાં ને ખીર, સાકર સરબત કેરાં નિર; દ્રાક્ષ ચારોળી મેવા પકવાન, ખાંડ ગોળ ઢગલે ઢગ ધાન. ઘેબર પેંડા સુખડી સાર, અતિ કીધો તેનો અંબાર; કસ્તુરી કેરા કરદમ કરચા, ભંડાર બધા મેવાના ભરચા. કસ્તુરી કેરા બેહેક બરાસ, લીલા લેહેર વારૂ વીલાસ; દરવાજેથી દીપક ઓળ, એક ઉઘાડી રાખી પોળ. બાંધ્યાં ચંદરવા ચોપાસ, વીવીધ શોભા કીધી વાસ; ચંદન કેસર છાંટયાં છાંટણાં, કનકાસન માંડ્યાં માંડણાં. વેરચાં પુષ્પ પારજાતિક ઘણાં, કુમ કુમ રોળ કીધાં તે તણાં; મોતીએ પુરાવ્યા ચોક, અજવાળાં ગુણ મેડી ગોખ. ઈંદ્રાસન સરખુ છે નામ, એમ શણગારયું છે સઉ ગામ; એક સંવતસર સુધી ખાય, ભરી મીઠાંઈ તે મારગ માંહ. કહ્યાં દુધ સાકરોયાં કરી, મુકયાં મારગમાં તે ભરી; પચ સુધાંન પાકાં તે તેલ, રાખે કીધી રંગની રેલ. પાન ફોફળ બીડી બરાસ, લવીંગ એળચીનો મુખવાસ; સુખડી શીખંડ દહીના મઠા, સાકર સરબદ રૂડા રઠા. આઘ પોળ દરવાજા બાહાર, કીધો એક જોજન વિસ્તાર; ત્યાંહાં સુધી શોભા માહા મચી, ચંદન કુમકુમ રૂડે રચી. મહીસ મીઠાંઈ બાહેર બાંધીયાં, સહસ્ર અજા શોભીત સાંધીયાં; વાક લક્ષી બાર કળશી તણા, ભક્ષ ભોજન માંહી નહી મણા. ધીર વીર પોતે ધડ થયો, ઝાલી ખડગ અગોચર રહ્યો; રાત ગઈ પુરો એક પોહોર, ગયા લોક તે ઠોરેઠોર. એટલે આવ્યો વીર વઈતાળ, અજા મહીસનો કરતો કાળ; પીધુ મદીરા ખાધો સીચ, રૂદયામાં આણી બહુ રીજ. જેમ જેમ પગલાં ભરતો જાય, અમરત મેવા ખાતો જાય; ચાવે પાનને ચોળે તેલ, કરે કલોલ રાજી થઇ રેલ. બળ બાકળા આહારજ કરે. તેમ તેમ હઈડુ એનું ઠરે; આજના રાજા તુજને ધન, તમ કરયું તે માહારૂં મન. સાકર રસ સોપારી ખાય, રંગ મોહોલમાં આપે જાય. દોહરો.—

હસતો રમતો ત્યાંહાં ગયો, જ્યાં રાજા દરબાર; માણસ કોઈ દીઠો નહી, શોભા ઠારોઠાર. આવ રાજા તું આજના, કરૂં તુજને હું નાહાલ; માગ માગ વરે મુજ કને, વપુથી અદકો વાહાલ. નીશ્ચે તુજને નહી હણુ, સત્ય વચનનો કોલ; તરતીબ જોતાં તાહરી, ખુબ વિચારી બોલ. પરીયા સાત

હજારની, બોલ કોલ ભલો ભાખ; ઘાત કરૂ જો તાહરી, શીવ સુરની સાખ. ચોપાઈ.—નરપતી આવી પાએ નમ્યો, જુહાર કરયો તે મનમાં ગમ્યો; તમ પાસે જોરજ કેટલુ, માગુ તમ પાસે તેટલું. તમારૂ તે શું છે નામ, શાં શાં નિપજે તમથી કામ; માહારૂ નામછે વીર વઘતાળ, ક્રોધ ભરયો કતાંતજ કાળ. મન ચીતવ્યાં માહા કામજ કરૂ, સ્વરગ મ્રત્યુ પાતાળે સંચરૂ; બાવન વીર તણો સીરદાર, માહારાં પરાક્રમ અપરમપાર, શક્તિ હરસીધનો માથે હાથ. તેથી સરવ સરશે તમ કાજ; ઈંદ્રાસન બ્રહ્માસન જાઉ, નાહાલ કરૂં જો પરસન થાઉ. કોપ કરૂ તો લેઉ પ્રાણ, અદ્રષ્ટ વિદ્યા ગુણ તે જાણ; બજા લાઘવી વિદ્યા કરૂ, પલક એકમાં પ્રથ્વી ફરૂ. જુદ્ધ કરતામાં નવ હારીએ, જોર કરે તેને મારીએ; એવું જાણીને તુ માગ, પ્રીત ધરી તુ પાએ લાગ. વીકો કહે વચન મુજ આપ, કોડે કષ્ટ અમારાં કાપ. વચને બાંધી લીધો વીર, સતવાદીઓ તે સાહસ ધીર; વચન ભ્રષ્ટ જે કોઈ થાય, તેને માત હરસીધી ખાય.

દુહા.—પ્રથમ તો તુજને કહુ, મન વિચારી જોય; વરસ માસ દીન ઘડી પળ, મુજ આયુંશ કેટલુ હોય. આવરદા જે માહરો, કોહો તે સાચુ સત્ય, તો વિશ્વાસ આવે મને, સ્વર્ગ સુધી તુજ મત. વાયુ વેગે સંચરયો, બ્રહ્મા સદન છે જ્યાંહ; કર જોડી ઉભો રહ્યો, માહારાજ બેઠા છે ત્યાહ. વીકો નામે માનવી, હેતશુ પાડી હોડ; આયુશ તેનું કેટલુ, કોહો તો પોહોચે કોડ. વરસ એકસો પાંતરી, ઉપર મહીના સાત; દસ દીવસ પંદરે ઘડી, જઈ કહો તેને વાત. કમળ પુજા કરશે કોડથી, શીવ શક્તિ પરસન સાર; ફરી આવરદા ભોગવે, વરસ સત અગીઆર. વદન નામ્યુ વિશ્વપતીને, પ્રીછી સઘળી પેર; એક પલકમાં આવીયો, ઘણા હેતથી પેર. માંડી વાત કહી તેહને, વરસ માસ ને દીન; અધીક ઓછુ એમાં નથી, માનજો સાચુ મન. મહીપત કહે મેં માંનીયું, કોલ ઓશીંગલ થાઓ; એક દીવસ વધારવા, પાછા ફરી ત્યાં જાઓ. આવરદા એક દીનનો. વધારી આવો મુજ; તો તે માગ્યું આપીયું. સાચો તે જાણું તુજ. વચને બાંધ્યો વીર ગયો, જ્યાં છે પુરૂશ પુરાણ; કર જોડી ઉભો રહ્યો, વીસ લાખ કરયાં વખાણ. માહારાજ મુજને તમે કહો, વિક્રમ જે માનવીજ ન; તેનું આયુશ વધારીએ, અદકો એકજ દીન. લાખ વસા મુજને કરયા, પુરી માહારી આશ; એક દીવસ તેનો વધે, પામુ સુખ વીલાસ. ગોવંદ કહે ઘેલો થયો, મોહોટા એતો મરમ; વધે ઘટે નહી કો થકી, જેહ લખ્યાંયુ કરમ. આવ્યો વીર નિરબળ થઈ, સાંભળ રૂડા રાય, માગ કાંઈ બીજુ અવનવુ. જે ઇચ્છા પુરી થાય. ચોપાઇ.—કેહે વીકો તમ પાછા જાઓ, આપ્યું વચન ઓશીંગલ થાઓ; વચન કેરો જો થાશે લોપ, કરશે માત હરસીધી કોપ. વધે નહી તો કરયો વવેક, ઘટાડી લાવો દાહાડો એક; વીર ઓશીયાળો ઝાંખો થયો, પાછો ફરી તે સ્થાનક ગયો. તમ પાસે મેહેનત માગીએ, તમને ઘણું પાએ લાગીએ; વધતાની પુરો નહી આશ, ઘટાડો એક દીવસ કે માસ. સાંભળી વાત બોલ્યા શ્રી હરી, મુરખ શું પુછે છે ફરી; લખ્યો જે વીધાતાએ લેખ, ઘટે વધે નહી તેમાં રેખ. બીંદુ પડ્યુ જનુની પેટ, છઠે દીવસ લખાણુ ઠેઠ; સુખ દુઃખ હાણ વરસ જે હોય, મટાવીં નવ શકે તે કોય. લક્ષજ ધન ફરજો અડી, આયુંશ ન વધે એકંજ ઘડી; બ્રહ્મ હત્યા નિત્ય પાપી રટે, ઘડી આયુશ તેનું નવ ઘટે. સારૂ કરનાર સારાં જોગવે, ભુંડુ કરનાર ભુંડુ ભોગવે; લખ્યું વિધાત્રીએ તે સહી, ઘટ્યા વધ્યાની મેખજ નહી. છપો.—લખ્યો ચીત્ર વિચીત્ર, ચરીત્ર ચારૂ કર દેખો; મંત્ર જંત્ર તર તંત્ર, વછ બછન કર લેખો; સંચ પરસંચ સયાન, પ્રયાન કરો પરદેશે; બ્યાકરણ વિદ્યા વેદ, વેદ વાણી વર વેશે; ગુફા ઘેહેભરમાં રહે, કહે કો રણ મારગ રટે; શામળ કહે રેખા કરમની, જવ ભાર વધે નહી તલ ઘટે. ॥ ૧ ॥ અંન તણું જે તોલ, વજને પાયે પાણી; હીંડે ચાલે ચરણ, વેદ વદને જે વાણી; ઉતમ ધામ કૃત કરમ, આહાર નીહાર નરે નારી; જાગ્રત સ્વપ્ન સુખ દુઃખ, ધરમ કરમ ધન ધારી; એ સરવે સઉ લખ્યા થકી, અધીક નુન્ય માંહે નહી મટે; શામળ કહે રેખા કરમની, જવ ભાર વધે નહી તલ ઘટે. દોહરો.—કોડ ઉપાય આપે કરે, પર

પંચ બુધ ને ભેદ; કરવું નવ થાય કો તણું, વાણી બોલે વેદ. ડાહાપણ શાણપણ કળ વીકળ, વિદ્યા વવેક જુગ જાણ; મુરખ જાણે જે કરૂ, પુરણ લખ્યું પરમાણ. અંન તો પાણી વજન, નેત્ર પલકારાં જેહ; શ્વાસો શ્વાસ દમો દમી, સરવ લખ્યા વશ એહ, નીંદ્રા જાગ્રત શ્વપ્ન સુખ, ધરેમ કરેમ પરીવાર; લખ્યા વશ સહુ ભોગવે, શું કહુ વારંવાર. જપ તપ ને પુન્ય પરાક્રમી, અસત્ય અન્યા જે આપ; અધરમ અન્યા આચરે, તેતો લખ્યા પરતાપ. છપો.—થીર રહે જો ચંદ્ર, ઈંદ્ર ઈંદ્રાસન ડોલે; ડગે દસ દીગપાળ, આળ સત્યવાદી બોલે; ચળે અવની ધ્રુવ મેર, ફેર શ્રષ્ટી મંડાણી; વેહે ઉલટી જો ગંગ, જતી સતી વરત ખંડાણી; અનીલ મન બાધા રેહે, કોઈ કાળે વંધ્રા ફળે; શામળ કહે રેખા કરમની, તેતો ટાળી નવ ટળે. ચોપાઈ.—કરમ રેખાની હકીકત લહી, વઈતાળે વિક્રમ આગળ કહી; બીજુ માગ જે મુજથી મળે, લખ્યો લેખ ટાળ્યો નહી ટળે, કેહે વિક્રમ તાહારૂં શું જોર, વચને બાંધ્યો માહારો ચોર; ધરી ચોટલે ઝાલ્યો તે શીશ, કાહાડ્યુ ખડગ છેદવાને શીશ. ઘણાક લોક હણ્યાં છે તમો, તેનું પાપ પરકાસુ અમો; તુજ ઉપર રૂઠ્યા છે ઈશ, સંભાળ તારૂ છેદુ શીશ. ઘણાક દીવસનું પ્રગટ્યુ પાપ, તેતો તાહારૂં ભોગવ આપ; કાળ માણસનો તું કાહાવીયો, તે દાહાડો તાહારો આવીયો. તું તો મને ન મારી શકે, મુજ આવરદા ખુટ્યા પએ; એકસો પાંત્રીસમાં પંદર ગયાં, બાકી ભોગવવાનાં રહ્યાં. વચન આપ્યું તે તુજ ગયું, જીવવું જો ખમ તારૂ થયું; કોલ આપ્યો તે નવ અપાય, તે મુજથી તે ક્યમ જીતાય. સંભાર તું હરસીધી માત, કરૂછું તાહારી દેહની ઘાત; કોટી ઉપાયે નહી મુકીએ, ચોટ ચઢ્યો તે ક્યમ ચુકીએ. શામ દામ કરશો બહુ ભેદ, નહી જીવતો મુકુ વેદ; વઈતાળ કહે સીધું સાંભળો, માહારો ઉસ્તાદ તું મોહોટો મળ્યો, સાચો તું શતરૂનો શલ્ય, મલ ને તુંતો મળ્યો પ્રતીમલ; આપ્યો કોલ દલ હેતેથી હાથ, હું વેચાણ છું તાહારે સાથ. ઉગારે જીવ તું માહરી, ચાકર રાખ હું છું તાહરો; ચિતમાં આવે તો ચાકર રાખ, સુરેજ ચંદ્ર બે આપુ સાખ. છપો.—ભોળો થાય શતરૂ સાથ, તેહ રૂદેમાં રૂચે; શતરૂને જાય શરણ, જીવ પોતાનો ખુવે; દેખાડે દુશમનને ઠામ, ઠામ ઠેકાણું જાશે; શતરૂનો વિશ્વાસ, કરે તે ખત્તા ખાશે; અજાણ્યાને જે ગુણ કરે, દયા આણે જે દેહમાં, શામળ કહે દુઃખ પામશે, નર અજાણ્યાશુ નેહમાં. ચોપાઈ.—વીર કહે છે તું છે વીર, સોધી જો તું આપ શરીર; મુજ સરખો માગ્યો નહી મળે, ભુપતી તાહારૂં ભાગ્યજ બળે. લાગ્યો પાય નેહશુ નમી, તેતો વાત વીકાને ગમી; તાહારી કાંઈ પ્રતિજ્ઞા લેઉ, ત્યારે તુજને મુકી દેઉ. પાય નમીને બોલ્યા વીર, સોંપુ તુજને સરવ શરીર; મુજ સરખો તમને નહી મળે, માહારૂ કારણ કો નહી કળે. અહરનીશ તમ પાસે રેહુ, કરૂ કામ જે મુખથી કહુ; વિક્રમ કહે શેવક શકિતનો તું, હરસીધનો હજુરી હું. એહ માતને વચમાં આંણુ, પોતાનો ઉગરો પ્રાણ; માહારૂં વચન કરે નહી લોપ, કો વેળા ચડાવે કોપ. જ્યારે સમરૂ ત્યારે પાસ, મુજ ખરીદી લીધો દાસ. હવડાં બાર મનમાં નવ ધરે, અજીત કામ કહુ તે કરે; પરછાયાની પેરે પળે, રાત દીવસ રહે મુજ તળે. કેહે વઈતાળ સાંભળરે ભુપ, તું દીસે છે કારણ રૂપ; હીંમત તારી ચિતમાં ચઢે, બીજો કુણ મુજ સાથે વઢે. તુજ સરખાને હું ઇચ્છતો, પુન્યવંત પરાક્રમી પ્રીછતો; માણસ એક તે મારવું પડે, તેની હત્યા માથે ચઢે. તોયે આહાર પુરો નવ થાય, ચિતમાં મોહોટી ચિંતા થાય; એક દીવસ નવ ભાગે ભુખ, તેનું માહારા દેહમાં દુઃખ. તમ ઉપાચીક મુજને કરો, ભારે પેટ અમારૂ ભરો. કરૂ પતિજ્ઞા તે લે જોઈ, તાહારૂ થુંક ત્યાં માહારૂ લોહી; વાગે તુજને ત્યાં વાંસો ધરૂ, તે વાતે નહી સંસા કરૂ. તાહારા મનનાં પાળુ લાડ, તુજ શતરૂનાં ભાગુ હાડ; આપો આહાર સુખે તેડજો, ધરી ધુસરૂ ખાંતે ખેડજો. ભોગ આપતાં કરશો ફોક, તે દાહાડે સઉ લોકા ભોગ આપતાં ચુકી જશો, તે દહાડે દેહ દુખીઆ થશો. કર ઉપર બીજો કર કરી, વચમાં આણ્યા ભવ બ્રહ્મ હરી; વચમાં આંણ્યા અધીપતી ઈંદ્ર, સાક્ષી રાખ્યા સુરેજ ચંદ્ર. વચમાં આંણ્યા શીવને શક્ત, દેવ શાસ્ત્રની વાણી વત; વચમાં આંણ્યા હરસીધ માવડી, સમ ખાધા પુજી માવડી.

સુખ સાગર રાજસની રીત, અરસપરસ કીધી બેઉ પ્રીત; એક જોર હરસીધ હાથમાં, બીજો વર બાંધ્યો બાથમાં; માહાકાળેશ્વર પરસન થયા, દેવાધીએ કીધી દયા. સાત મણ ખીચ ને ત્રણ મણ તેલ, થઇ સહુને રંગની રેલ; બારમણ બાકળા આઠ મણ ખીર, વિકે સંતોષ્યો માહાવીર. પંદર મણ કુર દસ મણ દાળ. ઘૃત અઢી મણ શોભીત સાળ; સવા મણ શોભીત સુખડી, ભાગે નીત તેની ભુખડી. મધ માંસ તજાવ્યું તરત, જીવ હંસા મુકાવી વરત; કરવું પુજન નવ કરવું પાપ, તેની વેદ પુરાણે છાપ. માણસનાં તે બાળવા પાપ, કરી પ્રતિજ્ઞા અદકી આપ; પાપીને કરાવ્યું પુન્ય, નીમેખ માત્ર નવ રાખી નુંય. જીત્યો વીર તે કીધું કામ, વિક્રમાજીત વીકાનું નામ; ત્રીલોક નાથ તેને ત્રુઠીઓ, અમરત ધન વેગે ઉઠીઓ.

દોહરો—વીરજીત વિક્રમ હવો, પરાક્રમ બાધુ પુર; જાગીર વાગ્યાં જીતનાં, શીર ઉગમીયો સુર. મંગળ ઓચ્છવ ઘેર ઘેર, ચાલી વાત ચોપાસ; વીકો જીત્યો વીરને, પોહોતી મનની આશ. અરણવ ઉલટો હરખનો, ગુણ જશ ફેલ્યો ગામ; જીત્યો વીર પુન્ય કરાક્રમે, ઠરચું વિક્રમારક નામ. ઘોર દદામા ગરગડે, પુરણ શોભા પેર; કુવે ઉમરા પોખીયા, તોરણ બાંધ્યા ઘેર ઘેર. કુમ કુમ છડા દેવરાવીયા, કોડે દીવાળી દીસ; અમરત ધન ઉજેણમાં, પરસન ઉમીયા ઇશ. મરણ ઘાત સહુને ટળી, એથી કેવો હરખ; ઇશ્વરથી એતો અધીક, કાહાવો કલ્પનો વૃક્ષ જીત્યો કૃતાંતજ કાળને, માણસ તણો જે કાળ; એથી તે ઓચ્છવ કીયો, વાધ્યો વીર વઇતાળ. કો પુજન કરે વિપ્રનાં, કોઇક પુજે દેવ; વેરે પુષ્પ કો વાટમાં, કરે સતગુરૂની સેવ. કુમ કુમ રોળ રંગે રમે, ગાયે ગોવંદનાં ગીત; કોઇક દે વધામણાં, પરોબ્રહ્મ ઉપર પ્રીત. કો ઓચ્છવ અદકો કરે, ધરે આભુશણ અંગ; કો નાચે કો ઉછળે, કો કરે રાગને રંગ. વંઝા પામે પુત્રને, નિરધન પામે ધન; તેમ સઉને ઉલટ હવો, મહીપત જોવા મન. ટોળે ટોળાં નરે નારનાં, રાજ દરબારે જાય; તલ પડે તેટલી જગ્યા નહી, સુરની શોભા થાય. કાંશી ત્રાંશી નવ ફેરવી, ચોખુટે ચોવાટ; વરણ અઢાર આદે સહુ, વખાણે ચારણ ભાટ. વાજાં વાગે વીધ વીધે, માહાદલ રૂડો રંગ; કેસર કસ્તુરી કુમકુમા શોભા સુંદર સંગ. નીરખે રાજા વીરને, જય જય શબ્દ બોલાય; ચંદણ કેરાં છાંટણાં, ઓચ્છવ મંગળ ગાય. વિપ્ર આશ વદે ઘણી, ભલે ભલેરા ભાટ; ચારણ ચાતુરી ચાળવે, નાયક ગુણના ઘાટ. સ્રીઓ કરે ઓવારણાં, પુજે પ્રેમે પાય; ધન ધન સહુકો કરે, આનંદ અંગ ન માય. પટા ભીશેક પ્રીતે કરે, શીર સોનાનું છત્ર; દેવાનંદી ડાહરા, લખીને આપ્યાં પત્ર. મોતી વધાવ્યાં મેદની, રત્ન અમુલખ કોડ; કોટીક લાખ ભેઠો કરે, હીરા માણેક હોડ. તોળે નીર અરણવ તણો, ખગતરા ગણાય; તે થાનક શોભા હવી, કવીએ કળી ન જાય. ગરથ ખજાનો માલ ધન, લક્ષમી થઈ લક્ષ લાખ; અગણીત અલખત અયુતાં ગમે, શાસ્રજ પુરે શાખ. આનંદ ફેલ્યો અતી ઘણો, સીધાં સહુનાં કાજ; માળવ મુખ ઉજેણનું વિક્રમ પામ્યો રાજ. નગર ભોજન ભાવે કરે, સપનામાં નહી શોક; રાત પડી રળીયાતમાં, ઘેર ગયા સહુ લોક. તુરંગ તેજી વાંકડા, મદ ઝરતા માતંગ; ગડગડે નાદ નીશાનના, અધીપતી ફુલ્યો અંગ. સુખાસન શુભ મોકલ્યાં, જ્યાં પોતાની માત; રૂખી સહીત સઉ તેડીયાં, કહી સુખ દુઃખની વાત. ત્રણે માતને પુત્ર બે, ભાવંતા પામ્યા ભોગ; ખબર પામ્યા સહુકો પરી, ભરથરીએ લીધો જોગ. વિક્રમસેન મળવા જશે, જ્યાં છે ભરથરી ભ્રાત; સંદેહ આગળ ભાગશે, કેહેવાશે બીજી વાત. રૂડો જશ રૂખી તણો, પુરણ હરસીધ પરતાપ; પામ્યા રાજ પૃથ્વી તણું, ઇષ્ટ કીરપાથી આપ. પુર પ્રધાન પેહેલા હતા, ધરમ કામે કરચા ધીર; દીપક દસોદી સહુ થકી, કીધો વડો વજીર. અનંગસેન્યાને જઈ મળી, પ્રીતે પરણામી પાય; એ પ્રતાપ સહુ તાહરો, જુગતી આપી જાગ. વિચાર કરી મન વિક્રમે, શક્તિ પ્રતાપે સુખ; રાજ ચલાવું રામનું, દુખીઆનાં ભાગુ દુઃખ. ધન જોબન છે કારમાં, જેમ આવે તેમ જાય; જેના જુગમાં જશ રહ્યા, ધન ધન તેની માય. ધન હરીચંદ્ર રામ-

જી, કરણ સુધીષ્ટર જાણ; એવાં નામ જુગમાં રેહે,તો જીવતર પરમાણ. છપો. ભલે જાયા જે જન, દુઃખ દુનીઆંનું વામા; ભલે જાયા જે જન, જેથી સુખ સહુકો પામ્યા; ભલે જાયા જે જન, દાન દાતા કહેવાણા; ભલે જાયા જે જન, ગુણ લક્ષણ લેહેવાણા; જનુનીએ ભલે જે જન જણ્યા, સુર પુર દાતા ભગત; શામળ કહે ભલે જનમીયા, જેથી સુખ પામ્યા જગત. ॥ ૧ ॥ ધીક્કાર કામની કુખ, કરે ચોરીને ચાડી; ધીક્કાર કામની કુખ, અક્કલ ફેરવે આડી; ધીક્કાર કામની કુખ, દુનીઆંમાં જે દુખંતા; પાપે ભરતા પેટ, અપજશ લક્ષ ગમાં લેતા; શામળ કહે શીદ જનમીયા, જે વાત ભુંડી ભાવે ભણ્યા; વનીતા કાં ન રહી વાંઝણી, જે લપોડસંખ જુગમાં ઘણા. ચોપાઈ.—એમ વિચારચું વિક્રમ વીર, ધરમવંત ધોરંધર ધીર: રાતઅડધીક જ્યારે ગઈ, લોક સહુ સુતા સુખીઆં થઈ. સુતા પાયક સુતા પરધાન. જાગે રૂડો વિક્રમ રાજાન; આજ હરખ છે સહુને સુખ, જોઉં કોની દેહમાં છે દુઃખ. ચરચા જોવા ગામજ તણી, ઉઠ્યો આપ ઉજેણી ધણી; વાળી ઘાટડી કાયા કશી, ધાયો ધરમ જોવાને ધશી. ખડગ ચોધારૂ હાથે ધરે, ગલી કુંચીઓ જોતો ફરે; નવતેરી નગરીના ઘાટ, દસે દીશાની જોઈ વાટ. પેહેલે દીવસ જ્યાં વાસો રહ્યા, તે કુંભારને મંદીર ગયા; મા દીકરો જાગેછે નેટ, કરે રૂદનને કુટે પેટ. વિક્રમાજીત ત્યાંહાં જોવા રહ્યો, ત્યાંહાં તો એક તમાસો થયો; રહ્યો પંથી આપણે ઘેર, જોજો કરમ કેરી તે પેર. સફળ ફળ્યો તેને જુગદીશ, રાજ છત્ર ધરાવ્યું શીશ; પુત્ર કહે મા તાહારો વાંક, તેંતો મુજને કીધો રાંક. માહારે ઠામે એ મરવા ગયો, અધીપતી ઉજેણનો થયો; જીત્યો એણે વીર વઇતાળ, અસંખ અલેખે પામ્યો માલ. જો તું મુજને જાવા દેત, લાખો માલ હું સરવે લેત; વઇતાળને પમાડત મરત, બંધીખાને નાંખત તરત. ત્યારે ધન સહુ કેહેતજ મને, પનોતી પનોતી કેહેતજ તને; તે સરવેની ઉઠી વાટ, મુજને જાવા ન દીધો શે માટ. જીવતરમાં તો ઉઠી વેઠ, એમ કહીને કુટે પેટ; શીશ કુટેને ઘાડે રોય, તેતો રાજા દ્રષ્ટે જોય. એ પંથીનું માઠું થજો, માહારૂં ધન લીધુ તે જજો; માહારૂ ધન ને માહારૂ રાજ, ભોગવશે તેની મુજને દાઝ. મા દીકરે કરી મન રીસ, ભુંડી ગાળો દીધી દસ વીસ; શ્રાપ કરકડા બોલ્યા ઘણા, અવગુણ ગાયા અધીપતી તણા. કેહે પુત્ર મરજો તમ માત, વારત નહી તો હું ત્યાં જાત; હું ખાવા આપત એહને, સંતોખત દુષ્ટની દેહને. પ્રસન થાત ને ટળતી દાઝ, માલ ખજાનો પામત રાજ. ભુંડી રાંડ વણસાડ્યો અરથ, ગયો હાથથી ગુણ જશ ગરથ; માત તને મારૂ ને મરૂ, એ દુઃખ કયમ હઇડે ધરૂ. રાજા બાહાર હઇડામાં હસ્યો, મરમ બોલ રૂદેમાં વસ્યો; સુખ દેવાને સાદજ કરેચો, રોતો રોતો બહાર નિસરેચો. કોહો ભાઈ દુખીઆ છું અમો, મારતા હોય તો મારો તમો; તાકતા હશો માલ વશેક, પુંજીમાં છે ધંધો એક. કામ હોય તો તે લેઇ જાઓ, માટલાં દસવીશેક કરમાં સાઓ; આંમે અમે મરીએ છે આજ, તું મારે તો થાએ કાજ. કેહે નરપતી નહી મારે કોય, સાચુ બોલ મુજ સામુ જોય; સાચુ બોલજો વીગત વાણ, જુઠે તો ઈશ્વરની આણ. કેહે કુંભાર સાંભળ તું ચોર, ઘણું દુઃખ છે માહારે ઘોર; પંથી એક રહ્યો માહારે ઘેર, તે પાપીની રૂડી પેર. કપટી કુડો લંપટ લંડ, દુખ દીધું તેણે મુજ દંડ; માહારે સાટે તેતો ગયો, અધીપતી ઉજેણીનો થયો. ઘણો અલેખે પામ્યો ગરથ, માહારો ન સરેચો એકે અરથ; તે માટે દુઃખ હઇડે ધરૂ, આપઘાત કરીને મરૂ. મા દીકરો મરીશું આપ, એ હત્યા પુરપતીને પાપ; આંમે મરી રહ્યા છીએ ભુખ, જીવ કાહાડતાં શાંનું દુઃખ. કેહે રાજા સાંભળજો તમો, તાહારે ઘેર રહ્યાતા અમો; સાચા સમ દીધાં એંધાણ, ઓળખ્યો રાજા ચતુર સુજાણ. સમરથ પામ્યો નવ રેહીનુંય, તે સરવે ભાઈ તાહારૂ પુન્ય; તાહારા મનની ભાગુ દાઝ, આવ ભાઈ બેસારૂ રાજ. કોડ વાર સાચુ કહુ કથી, ઇશ્વર આણ જો જુઠું નથી; કુંભાર પ્રીતે લાગ્યો પાય, માહારાજ રાજ મુજથી

કેમ થાય. બધાંનો હું ચારણહાર, તે શું જાણું રાજ વિચાર; એઠો માટલાં મોહોટાં ઘડુ, તે હાથી ઘોડે કેમ ચડુ. વિક્રમ કહે સાચી કહુ વાત, રોતીતી ઘરમાં તાહારી માત; મરવા ઉપર તાહારૂં મન, સત પુછુ પોતે રાજન.

દુહા.—કેહે કુંભાર સાચુ કહુ, નથી રાજનો અરથ; મરતો તે માટે હતો, માહારે જોઇએ ગરથ. રીઝી આઇએ રોટલા, દુઃખડુ કરીએ તાજ; ઘણું નાણુ ઘેર નાલીએ. રીધ વીધ પામ્યા રાજ. માટી ચુંથવી નવ પડે, રેહે નાતમાં નામ; સમ દીવે સાચુ કહુ, માહારે દામનું કામ. રૂડી વાતે રીઝીયો, વિક્રમે કરયો વિચાર; પ્રાતઃકાળે તેડીઆ, દલ રૂડે દરબાર. સરવ માલ સમરપીઆ, અગણીત ટકા કંઈ ક્રોડ; દુઃખ ફીટીને સુખ થયું, ગયો ઘેર મોડા મોડ. ધીર વીર દાતાર દલ, પર દુઃખ ભંજન હાર; નથી થયો અવની વિશે, સાંપ્રતે સંસાર. ઓળખ્યો નગર ઉજેણમાં, પેહેલો એ પરધાન; આદ્ય રાજ છે એહનું, મહીમા મોહોટો માન. દાતારનું દલ રીઝશે, કુડાને મન કોપ; સતવાદીને સોહામણુ, લંડ તણે મન લોપ. પારકાં દુઃખ એ ભાગશે, રામના સરખુ રાજ; અવની કરશે અવનવી, લાખેણી વધશે લાજ, મહીપતનો મહીમા સાંભળે, ભાવંતા પામશે ભોગ; વ્યાધી શોક વ્યાપે નહી, દેખ રેહે નહી રોગ. વીજોગ નહી રેહે વાહાલાં તણો. નીરમળ રેહેશે મન; ધીરજ ન હોય ધંધલ હલે, દાતા ગણ દન દન. સાર કરે સીતાપતી, હેત હરીશુ હોય; ભુત પ્રેત પીડે નહી, ગ્રહ ગંજે નહી કોય. પુન્ય કરે પરમારથી, લક્ષ કોટીધા થાય; પરીયા એકોતેર સત તરે, પાંચે પાતીક જાય. માતર પ્રગણે મહીમા ઘણો, સહજ શીરોમણ ગામ; મનજી સુત મહીપત વસે, રખીદાસજી નામ. ભાવ રૂડો ભરતખંડમાં, જંબુદ્વિપ સમીપ; વાસવ વસે અંસપત, કાપુજી કુલ દીપ, શામળજી સુત સલક્ષણો, પ્રતાપકુંવેણી પુત્ર; ઘણા ઘણા કવી થઈ ગયા, ઘણું શોભીત ઘર સુત્ર. શુદ્રજ તણી શોભા ઘણી, જ્યાંહાં વિશ્વેશ્વર માહાદેવ; મન વાંછીત ફળ દેયણા, સદગુરૂ કેરી સેવ, રખીયલ સેવક એહનો, ચઉદ લોકનો નાથ; પરીબ્રહ્મ પરસન તેહને, હેત હજારાં હાથ. તેણે તેડુ મોકલ્યું, તેડાવ્યો કવીરાજ; જેને ઇષ્ટિ અંન પુરણા, લક્ષ કોટીધા લાજ. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, દેવ સહુના દાસ; ગુણવંત ગુજર દેશમાં, વેગનપુરમાં વાસ. સુત શ્રી વીરેશ્વર તણો, લાધાજીનો ભ્રાત; પીતાંપુરશાનમ તણો, વીશ્વ માંહે વિખ્યાત. પ્રભુ પ્રતાપે પુરણ કરયો, ગ્રંથ પરમારથ એક; વિક્રમ ચરીત્ર તો વરણવું, નાખટ સાવટ નેક. રામ કથા રૂડી કરી, રૂડો રેવા ખંડ; શીવ પુરાણ સુંદર કરયાં, ટાળવા જમ દુત ડંડ. એવું સાંભળી આપશે, અંન વસ્ત્ર દક્ષણા દાન; આ લોકે સુખ પામશે, પરલોકે પ્રભુ માન. કેહે પુતળી ભોજ સુણ, કથા સાંભળો કરણ; એવાં પરાક્રમ જો કરો, ચાતુર ધરજો ચરણ. એમ કહીને ઉતપતી, આપે ગઈ આકાશ, એહ કથા પુરણ હવી, કેહે કવી શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કર જોડ; શામળ ભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

ઇતી શ્રી ગરધવશેનની વારતા સમાપ્ત.

---

# વારતા ૧૧ મી. કળસની.

**બાળા નામની અગીઆરમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ દોહરો.—વાક વાદની વરણવું પુજુ ગણપત પાય; કર દ્રષ્ટ અવીલોકતાં, બુદ્ધ પ્રફુલીત થાય. શુધ બુદ્ધિ બે, સ્ત્રીઓ, લક્ષ લાભ બે તન; વેપાર કામ કરનાર છે, મોહોટું તેનું મન. અષ્ટ સીધ નવનીધ તે, રતના ગરીએ વાસ; મન વાંછીત ફળ

દેપણો, પુરે સરવે આશ. પીતા જેનો માહદેવજી, પારવતી એની માઆ; મોહોટો એતો વિશ્વમાં, સરવ પેહેલો પુજાય. નૈવેદ જેને મોદકા, સઘળી વરતમાં સાર; પ્રથમ નામ તો એહનું, દેવ વડો દાતાર. સરવ સમરથ એને ઘણી, અલખ્યતનો નહી પાર; પરથમ પુજા એહની કરે, સહુકો નરને નાર. શુભ કામે લે એહનું. નીરમળ રૂડુ નામ; સંકટ હરે એ સરવનાં, કરે મન વાંછીત કામ. વ રણવું વિક્રમસેનને, રાખો માહારી લાજ; કરૂણા કરો કરૂણા નીધી, બટુક ભૈરવ માહારાજ. આ ઘ શક્ત તું ઇશ્વરી, સલખનપુરમાં વાસ; બહુચર બાળા સુંદરી, તે રાખો મુજ દાસ. કળયુગમાં પરગટ સદા, તેજ પુજ પરકાશ; તેતો માતા બહુચરી, પુરે માહારી આશ. ધારા નગરનો રાજીઓ, ભોજ રાજ માહા સુર; ચતુર શીરોમણ આગળો, નારાયણનું નુર. શીંહાસન શુભ સજ કરેચું, ભોજન કરાવ્યું ગામ; સારૂ મુહરત જોઈ કરી, બેસણ ઘાલી હામ. મળી અસંખે મેદની, જુએ ખલક તે સાર; આનંદ ઓછવ અતી ઘણા, અપરમપાર અપાર, પંડીત પરધાનજ સહુ મળ્યા, કઉતક જુએ સહુ કાય; વાજાં વાજે અતી ઘણાં, આનંદ અદકો હોય. કુમ કુમ છડા દેવરાવીઆ, વેરચાં પુષ્પ ચોપાસ; દુધે ઊંમર ધોવરાવીઆ, રંગ્યા મોહોલ અવાસ. ગંગોદક જળે સુધ કરેચું, ચંદન અક્ષત લીધ; પુષ્પ પારી જાતક તણાં, પુજા બહુ વીધ કીધ. પ્રણામ પ્રદક્ષણા કરી, ધરે શીંહાસન પાય, બોલી બાળા પુતળી, રેહે રેહે વેગળો રાય. આ શીંહાસન ઇંદ્રનું. આવ્યું વિક્રમ હાથ; એવાં પરાક્રમ જે કરે, સ્પર્શ કરે એ સાથ. બીજો બેશી નવ શકે, વિક્રમ વીના નહી કોય; ભોજ રાય બેશીશમાં વિક્રમ જેવા નર હોય. રેહે વેગળો તું રાયજી, નહી બેઠાનું કામ; પગ માં ધર પ્રીતે કહુ, બેઠો વિક્રમ એક ગામ.

**ચોપાઈ.**—ચેત્યો રાજા ભોજ સુજાણ, રહ્યો ઉભો જોડી બે પાણ; વિક્રમ મહીમા સાંભળુ આજ, તોતો રેહેશે માહારી લાજ. પુતળી પગે લાગુછુ તને, વિક્રમ ચરિત્ર સંભળાવો મને; તેવો થાઉ તો પગજ ધરૂ, નહી તો એની પુજા કરૂ. બાળા કહે સાંભળ નર નાથ, બેસો હેઠા જોડી હાથ; કહુ વાત તે સાંભળો અરજ,જો હોય સાંભળવાની ગરજ. સનમુખ હુંકારો દીજીએ, વખાણ વિક્રમનાં કીજીએ; સભા સહુ સાંભળવા રહી, બુદ્ધ વિચારી બાળાએ કહી. બાળા તેતો વાતજ કરે, ભોજરાય રૂદેમાં ધરે; પુરૂ પુન્ય પ્રગટે છે ઘણું, સુણે વિખ્યાંણ જે વિક્રમ તણું. માળવ મુખ ઊજેણી ગામ, વિક્રમાજીત રાજાનું નામ; આદ્ય સુર નાયકનો અંસ, મ્રત્યુ લોક માનવનો વંશ. દીસે દેવતા કેરી જોડ, પુરે સઉના મનના કોડ; માહા દુખીઆંનાં ટાળે દુઃખ, પ્રજા ઘણું પામેછે સુખ. ધન એહની માની કુખ, કઈ ભીક્ષુકની ભાગી ભુખ; સકળ વારતા ચાલી ઘણી, ચડકે આંણ ફરે તે તણી. બારે આણ ફરે ભરતખંડ, દેઈ ન શકે કો કોને દંડ; સુખ પામે છે સરવે લોક, કોઇને નહી વ્યાધી કે શોક. કોઇના જીવને નહી સંતાપ, આનંદ સૌકો મનમાં આપ; ફુલે વનસ્પતી બારે માસ, વરતે પુન્ય પ્રજાને પાસ. સતવાદી સહુકોની દેહ, મનના માગ્યા વરસે મેહ; સોંઘાં અંન ને સોંઘાં ધાન, માગણ તો પામે બહુ માન. સઘળા દેશ માંહે છે સુખ, દુનીઆમાં નવ વાપે દુઃખ; પશુ પક્ષીને મારે નવ માર, ધોરી ઉપર ના ભરે ભાર. વિપ્ર કોકોને નવ કરે, સઘળે આણ ધરમની ફરે; મહીપત હરેસીધ મન ભાવીયો. પંચડંડ જીતી લાવીયો. જેવો અવ. નવો હોએ ઇંદ્ર, શુકલ પક્ષનો શોભે ચંદ્ર; પ્રધાન રાજ પોતાનું કરે, પોતે પરદુઃખ ખોતો ફરે. એક સમે પડીછે રાત, રાયે વિચારેચું રૂદયા સાથ; સુતાં માનવ જાતો જાત, મહા ભયાનક દીસે રાત. અંધકાર દીસે ઘનઘોર, કોઇનું નવ ચાલે ત્યાં જોર; ભય કોનો મનમાં નવ ગણે, વાઘ વરૂ બોલે તે સુંણે. નીશ ચરચા જોવા નીકળ્યો, પાળે પંથ આપે એકલો; બીજુ સાથે છે નહી કોય, ભુખ તરસ તે સર્વે ખોય. ભીલ વેશ પોતાનો કરી, ચાલ્યો કરમાં આયુદ્ધ ધરી; અંગ ઘાટડી વાળી ઘણી, પરવરચો આપ અવંતી ધણી. માથા ઉપર બાંધ્યા મોળ, ફરે શેરીને પોળે પોળ; નગર થકા તે આવ્યા બાહાર, ત્યાંહાં બેઠા દીઠા જણ ચાર. તેતો પણ જાતે છે ચોર, વિક્રમે જાણ્

અંકોર; તે જોવાને ઉભા રહ્યા, ઠેકાણું મેહેલી નવ ગયા. અદ્રષ્ટ વિદ્યા આપે ધીરજ ધરી; વાતો ચાર ઉલટમાં કરે, વિક્રમાજીત મન માંહે ધરે. કોહો આપણ શું શું આપણ કરશુ કાજ; આપણે જોઇએ ઘણેરો ગરથ, ચારે જણ છઇએ ગરથ તો થાએ કામ, આજ લાવીએ આપણે દામ; એક ઉપાય આપણ કીજીએ, ધન લીજીએ. જેહમાં જેટલી વિદ્યા હોય, તે છાની રાખોમાં કોય; પ્રકાશ કરો આ પે જેથી કામ આપણું થાય. ચારે મળીને કરચો વિચાર, આપણે જોવા ભારે ભંડાર; એક રેહેશે લાજ, વીકટ રાય વિક્રમનું રાજ. બીજો કહે ચુની દેઇશુ, નગર માંહેથી ધન લેઇશુ; કહે કરૂ હું કામ, લેઈ ના શકે કો આપણું નામ. ચોથો કહે હુતો નવ બીહુ, રાખુ બળ અ તીહુ; જેમાં જેટલી વિદ્યા હોય, તે છાની રાખોમાં કોય. પ્રકાશ કરો આ પંચજ માંહ, કામ જે જેથી થાય; એક કહે મારો એ હવાલ, ભાળુ ધરતી ઘાલ્યો માલ. રહુ વેગળો દેખાડો ઠામ, એ ટલુ મુજથી થાશે કામ; બીજો કહે વિદ્યા મુજ સેહેલ, ફાડુ વજર મોહોટા મેહેલ. ખાતરે પાડી ઘરમાં જાઉ, એ વિદ્યા ઓશીકલ થાઉ; ત્રીજો કહે વિદ્યા મુજ તણી, ઘોરણ નીંદ્રા મુકુ ઘણી. તેને નીદ્રા મુકુ અંગ, બોલી ના શકે આપણ સંગ; ઘ્રર સુધાં લેઈ જઇશુ જાર, તમ સામુ નવ બોલે તાર. ચોકીરાજા કેરી જેહ, જખ મારીને રેહેશે તેહ; ચોથો કહે વિદ્યા હું કહુ, વનચર પંખી બોલી લહુ. બોલતાં પેહેલાં પામુ પાર, સંભાળી બહુ વવેક વીચાર; વિચાર કરીને નગરમાં ગયા, નરપત તેની કેડે થયા. રાજાને નવ દેખે કોય, અદ્રષ્ટ વિદા આપે હોય; આજતો માહારે એછે કામ, પેઠા પાંચ ઉજેણી ગામ. આગળ ચોર ને પાછળ રાય, દડબલ દડબલ ચાલ્યા જાય; મોઢે મોવટ બાંધ્યા ઘણા, નવ ઓળખ્યાં રૂપ તેહજ તણાં. પોળે પેસતાં મંદીર ઘણાં, તેતો દીસે બ્રાહ્મણ તણાં; બ્રાહ્મણ ધનનો ન કીજે સંગ, રગત પીત ગળે તે અંગ, બ્રાહ્મણ ધન ખાતરીઓ ખાય, જડામુળ વંશ તેનો જાય; બ્રાહ્મણને તો અદકો લોભ, ધન માંન માટે અતિ ક્રોધ. આખો દીવસ ભટકતા ફરે, ત્યારે પેટ પોતાનું ભરે; કોશરીઓ કાકો કેહેવાય, ચોરે વિચારચું દલ માંય. એમ કહી આઘા નીસરચા, દીઠા વણીક તે ધનના ભરચા; કોશર કરીને જોડે ગરથ, એ સાર તો ના સરે અરથ. દરીઆ માંહે મુકે વાહાણ, કરે પારકો પોતાનો પ્રાણ; બદામ બદામે લેખુ ગણે, રંક જાત જુઠું નવ ભણે. મુકે નીસાસો ધન જાય, તેની વાતે પ્રાયશ્ચિત થાય; હાથેથી નવ છુટે દામ, કરે મેહેનત તે ઝાઝે ગામ. પેટ ભરી ના ખાએ અંન, વણીક જાત કેરૂ એ મન; એનું ધન તે કોણજ લે, છાના ગુંજે ગાળો દે. એમ કહીને આઘા જાય, કોઇને ન ગણે લેખા માંહ; પ્રીતે આવ્યા પોળની પાસ, વારૂ ગુણકાનો દીઠો વાસ. નાચે ગાય ને જોડે ગરથ, એ સાર સરે નહી અરથ; પોતાનું દેખાડે અંગ, નાચે કુદેને કરે રંગ. અતી ઘણો તે મજરો કરે, ફેર ફુદડી ઝાઝી ફરે; કરે મચકારા આંખના જેમ, ખોલી લે પઇશા તે તેમ. એમ કહી ચાલ્યા તે વાટ, વસતા દીઠા ભારે ભાટ; માય બાપ કહી ભાટ એમ ભણે, કપોળ વીખાણે શોભા સણે. અદકી તે જમાંની કરે, એમ કરીને પેટજ ભરે, બાપો બાપો કહીને બોલ, ભાટ તણા તો એ છે તોલ. એ દ્રવ્યનો કરે જે નેહ, તેની કુષ્ટા થાએ દેહ; બીજા જોયા સોની સાર, સોનું ચોરે અપરમપાર. પોત પોતાનો કસબજ કરે, એણી રીતે પેટજ ભરે; સોનીનો તો માહા વિશ્વાસ, એને બેસે નહી કો પાસ. એના વિશ્વાસમાં ભાર નવ હોય, તેતો શાણામાં નહી કોય; ચારણનાં જોયાં છે ઘર; તે માથે એકે નહી કર. ગીત રૂપક કરેછે ઘણાં, ભણે વિદ્યા તેમાં નહી મણા; ધન રળવાને તે સોહલાં, ઘર નહી તેની દોહલાં. ત્યાંથી જોયાં ઘર સુતાર, કાષ્ટજ વેહેરે છે તે સાર; આખો દીવસ કરે છે કામ, એમ કરીને જોડે દામ. દીઠા રાંક જન કેરાં દ્વાર, એ દ્રવ્યનો નવ પામુ પાર; વાત કરંતા ચાલ્યા સેહેલ, દીઠા મહીપત કેરા મેહેલ. વિક્રમ કેરો દીઠો વાસ, આવ્યા તશ્કર તેણી પાસ; નરપતીનું મોહોટું છે નામ, સરે આપણું એથી કામ. કોહો એમાં હશે ક્યાં ધન, વિદ્યાવંત વિચારે મન; ઠેઠી આપો એહનો

માણી વાહાલ. સરખા સરખી આપણ લેઇશુ, મોહોટા જન દાવો દેઇશુ; ાઈ આજ, એનું ધન લીધે શી લાજ. લુટી લોકનું એકઠુ કરે, નિત જઈ ભંડારે ા દેછે માર, એનું ધન લીધે વેહેવાર. તસ્કર તેનું ધન જો હરે, એનાં છઇયાં ભુખે ના મેહેલમાં અદકુ ધન, શીદ જઇએ બીજે ભોવન. અનરગળ ધન હોએ જ્યાંહ, તર પાડુ ત્યાંહ; મારવો તો હસ્તી છે સાર, લુટવો તો રાજા ભંડાર. વઢવું તો બળી-ાથ. કરવું પુન્ય તો જમણે હાથ; મરવું તો ગંગાની તીર, નાહાવું તો નરમદાનું નીર. કાશી ારવો વાસ, સજન સહોદર રેહેવું પાસ; કરવું તો તે પુન્યનું કામ, લેવું તો શ્રી રામનું નામ. .સના તો આપે ઈશ, નમવું તો સજનને શીશ; લેવું તો રાજાનું ધન, જેનું મોહોટું હોયે મન. કનું ધન લેવું તે એક, ઉતારો થઈ માલજ ઠેક.

**દોહરો.**—પ્રથમ તાકુથો લાગતે, ડાબી પાસે સેજ; એણે ખાતર ખોદવું, આણી અદકુ એજ. રાજા વિક્રમ જ્યાં સુવે, પલંગ પાઇઆ હેઠ; કળસ ચાર છે નાંગલાં, ત્યાં પોહોચાડુ ઠેઠ. પલંગ તળે છે ભોંયરૂ, ઉપર વાળી છાટ; મોં રાખ્યું પાઇઆ તળે, ઉપર મેહેલે ખાટ. પાઇઆ અ-રાપરા કરી, કરે છે દરસન; વિક્રમ રાયના હેજના, થાય મન પરસન. અલેખે માલ અગણીત છે, કોઈ ના જાણે મરમ; તે આવે જો હાથમાં, તો ફરે આપણું કરમ. હાથ ગાંઠડી રાયની, જે છાતીનું જોર; પરધાન પુત્રી જાણે નહી, તે ચિત ધરીયું ચોર. પેહેલે માળે ઠેઠીઓ, બીજે પાડ્યું ખાત્ર; ત્રીજે ધોરણ મુકીયું, ઊંઘ્યા પ્રાણી માત્ર. **ચોપાઈ.**—પેઠા જ્યારે તસ્કર માંહ, વિક્રમ રાય જુવે છે ત્યાંહ; જોઉ એમાં શું છે જોર, ધન કાહાડી લઈ જાશે ચોર. જોઉ એથી શું પ્રથમ થશે, મુજ આગળ ક્યાં લેઈ જશે; જોઉ કેટલુ કરે છે જોર, કીએ વાસ વસેછે ચોર. ક્યાં વાસ વસે ક્યાં રેહે, તસ્કર જાત એ કોની દેહે; ચારે એ તસ્કરની જાત, ધન લીધાની કરે વાત. કઇક લોકને મગાવી ભીખ, આજ દેઉ હું એને શીખ; સુની સેજ્યા રાજાની ખરી, ઉ· પાડીને મેહેલી પરી. ચારે પાઇઆ કીધા પરા, ત્યાંહાં હેઠાં દીઠાં ભોંયરાં; કળસ નાંગલા દીઠા ચાર, માલ અનરગળ છે બહુ ભાર. છનુ કરોડ ટકાની મણી, ભરેચા અલેખે તેમાં મણી; રાજ દ્વારની સમરથ જેહ, કળસ ચારમાં ભરી છે તેહ. અકેક કળસ છનુ કરોડ, કળસ એમાં જોડા જોડ; અંધારે અજવાળુ થાય, તે જાણે એક પોતે રાય. મણી માંહે ઝાઝો મહીમાય, અકળીત ધન કોએ ન કળાય; એક રાયનું જાણે મન, બીજુ કોઈ ન જાણે અન્ય. ચારે કળસે સરખુ છે ધન, ઘરમાં રાખ્યું કરી જતન; ધરતીમાં સોપ્યું તે ધીર, પોતે રાજા વિક્રમ વીર. તે એકલા જ-ઇને લહે, બીજે ભોવને તે રેહે; સાક્ષાતકાર માહાલક્ષમી જેહ, વસે કળસ ચારેમાં તેહ. ચારે કળસ લીધા શીર ચાર, આવ્યા મોહોલ મધ્યેથી બાહાર; ચારે કામ કરેચુ માહા ઘોર, લેઈ કળ-સને ચાલ્યા ચોર. હેત પ્રીતને ઉલટ ભેર, જવા માંડ્યું પોતાને ઘેર; રાજા કહે જોઉ એનો ઠામ, ચોર વસેછે કુણે ગામ. માહારો ક્યાં જાએછે દામ, રાત અરધ ગઇ છે જામ; એ તસ્કર માહા જોરજ કરે. સત આંણુ માહારી શી ફરે. એટલે બોલ્યાં વનચર શીયાળ, તસ્કરે તો થંભાવ્યો માલ; કેહે ભાઈ એ બોલે છે શું, વનચર બોલી જાણે છે તું: કહુ એ વનચરની રીત, આપણ ઉપર અદકી પ્રીત; કેહે છે લોછો સમરથ ધણી, દેખે છે પોતાનો ધણી. આંણજો મનમાં અદકો ડર, કોઇને ન દેખાડશો ઘર; જોરાવર કેરો છે માલ, કરશે ભુંડા એહ હવાલ. એ મોહોકમ જોરાવર ઘણો, એ દ્રવ્ય લેશે આપણો; એ સરવે ખુંચીને લેય, આપણને તો શિક્ષા દેય. એવું જાણી જાણો તો ડરો, માલ ત્રીજે ઠેકાણે ધરો; ત્યારે તેમણે કર્યો વિચાર, આવ્યા નગર થકી તે બાહાર. પરવતમાં ગુફા સમરથ, ઊંડો ખોદી ઘાલો ગરથ; ટાઢુ પડે તો પેદા થશું, કળસ અકેકો લેઈ જશુ. મંદીરમાં એ આવે માલ, તોતો થઇએ આપણ નાહાલ; ત્યાર સુધી નહી જઇએ ઘેર, ડાહ્યા થઈ

વિચારો પેર. કદાચ કોઈ જન જોતો હશે, તો તે આપણી પુંઠે થશે; પુંઠે આપણી તો કેડે નહી થાય. ચારે વાટે જુજુઆ જાય, પાચ દીન પુઠે પેદા આવો જન, તેવું વિક્રમ કેરૂ ધન. કાચી ખાવી છે હડતાળ, તેવો છે ચોરીનો મ. ભમે જેમ કાળ, એવો વિક્રમ રાયનો માલ. દુષ્ટ પાપીમાં હોય ન માલ, એવો વિક્ર ગાણા આગળ જેવી ગાળ, તેવો વિક્રમ રાયનો માલ. કુડાં ચડાવેજ શીર આળ, રાયનો માલ; અગ્નિ કેરી જેવી ઝાળ, તેવો વિક્રમ રાયનો માલ. જખ મારી રેહેશે જ્યાહ પણ પેદા થઇશુ ત્યારહરે; પાસે દેખ્યો નવ ટુકડો, જેવો એહેચરનો કુકડો. જીવતી માખ. સહુ ધણી, પણ લક્ષ્મી ન પચે ચોરી તણી; આપણે લેવું એતો ધન, છેતરવો રૂડો રા. ચારે સાથી જુજુવા થયા, જ્યાં જેને ગમ્યું ત્યાં ગયા; વાળી મુકી નાશી ગયા, અધીપતી આંખો ચોળી રહ્યા. વિક્રમે વિચારચું તહી, સુનો માલ તો મુકુ નહી; કદાચ એકની કેડે જાઉ, ખોઉ માલ ને દુખીઓ થાઉ. રહ્યો એકલો રણમાં રાય, વિચાર કરચો છે મનની માંહ; પ્રથમ ચુક્યો તે ઝાલ્યો નહી, માલ સુનો હવે મુકુ નહી. હવે દ્રવ્ય મને મળશે ક્યાંહાં, હું બેશી રહુ અહીંયા; નવ ઓળખ્યા ને નવ ઝાલીઆ, જાતાં નવ દ્રષ્ટે ઘાલીઆ. મોહોટા મોહોવટ બાંધ્યા એહ, નવ ઓળખાયા તેની દેહ; ભલે ગયા તો જાવા દેઉ, માલ માહારો સંભાળી લેઉ. એટલી વાત તે રણમાં હવી, થયું અજવાળુ ઉગ્યો રવી; રાજા આવી સુતો ઘેર, શી થઈ પ્રભાતે તેની પેર. રખવાળ સહુકો જાગીઆ, મન માંહે બીહીવા લાગીઆ; ખાતર પડ્યું દીઠુ જેટલે, પડ્યો ધ્રાસકો તેને તેટલે. પડી બુમ થયો બહુ સોર, અહી આવ્યા દીસે છે ચોર; ફાડ્યા મેહેલને લીધો માલ, તેનો શો કરવો હવાલ. આવ્યા પ્રધાન તેહ ખેડીઆ, પુર તણા પગી તેડીઆ; પગ કાહાડો સરે જેમ અરથ, નહીતર ઘેરથી આપો ગરથ. અરાપરા અથડાયા ઘણું, પગલુ નવ જડુ તે તણું; ઉઠી રાય સભામાં ગયા, સમાચાર વજીરે કહ્યા. આજ રાતે જે ખાતર થયું, જોવરાવો જે શું શું ગયું: સંભાળો પોતે ઘર માંહ, ચોર આવ્યાતા આપે આંહ. તસ્કર ન જડે તો દંડજ દેઉ, માલ ચોકી પાસેથી લેઉ; રાજા કહે જુઓ દરબાર, કળસ ગયા ઘરમાંથી ચાર. વજીર આગળ વાણી કહી, બીજી સમરધ ઘરમાં ન રહી; ઘરબાર સરવ વેચે તાહરૂ, પુરૂ ધન થાએ માહરૂ. વેચે હસ્તી ઘોડા સરવ, તોએ એટલો ન મળે દ્રવ્ય; માલ અનગળ ગયોછે ઘણો, તેતો લેઈ ગયા આપણો. આપણા ઘરમાં આવ્યા ચોર, નવ જાણ્યો તેનો અંકોર; માટે તસ્કર પેદા કરો, પ્રધાનવટુ નીકર પરહરો. થયો નગરમાં હાહાકાર, ન જડે તસ્કર કેરો ઠાર; સોધ કરાવી બાધે ગામ, નવ જાણ્યો તેનો કો ઠામ. કુટી મુઆ બધુ સહુ ગામ, ન જડ્યું પગલુ તસ્કરનું નામ; રાજા ડંડ જાણો તે દોય, સમરધ સરવ લુટી લોય. કરમ આપણામાં જો હશે, કોકજ દાહાડો પેદા થશે, હવડાં અમથી ન થયું કામ; જાણો તો મારોજી ઠામ. અમથી ચોર પેદા નવ થયા, લેઇને કોણ જાણે ક્યાં ગયા; જો ગમે તો મારજ દો, જો ગમે તો લુટી લો. એમ કરતાં દીન ચારજ ગયા, તસ્કર તો પેદા નવ થયા; રાજા કહે એ સરવે ફોક, પુછી જોયા સરવે લોક. કોઇથી કામ એકે નવ થયું, ડાહાપણ સહુનું વેહેતું ગયું; દીવસ પાચમે પડી રાત, સુતા માનવી જાતો જાત. જોડી વેહેલ પોતે પરવરચો, ગુફા છે ત્યાતો સંચરચો; નહી સાથે કો તેને સાહે, તે વેળા એકલો છે રાય. મહા ભયાનક છે તે વન, ત્યાંહાં ચાલ્યો પોતે રાજન; કાહાડ્યા કળસ ધરણીમાંથી ચાર, ભરચો ગાડીએ ભારે ભાર. લેઈ આવતા રસ્તા માંહ, વાટે કઉતક બીજુ થાય; આવંતા દીઠા જણ ચાર, બે નર ને તેમાં બે નાર. નયણાં તેનાં ટીપે ચુવે, માઝમ રાતે અદકુ રૂવે; દુઃખ વના રૂવે નહી કોય, તેતો રાજા નજરે જોય. બે વૃધ બે જોબન વેશ, ઘર મુકી જાએ પરદેશ; નગર થકી આવ્યાં બારણે, મહા દુખ સંકટને કારણે. દ્રવ્ય લેઈ રાજાજી વળે, એટલે પેલાં સામાં મળે; નીકટ સમીપ આવ્યાં

નએ ઝાલી બાંહ. મધ રાત નીશા છે ઘોર, ક્યમ ચારે આવ્યાં કો ચોર; લંપટ ભુત, કોના મોકલ્યા આવ્યા દુત. વ્યંતર ખેચર કે ડાકણ, જખ શીકોતર કે સાક મનમાં કાજ, વીકટ રાય વિક્રમનું રાજ. સાચાનો ગુનો સાંખશે, જુઠાને મારી નાં ચુ કોહોને આંહ. નાશી રાતે જાઓ ક્યાંહ. તે સાચુ બોલો આ દીસ, નહી તો સઉ ; નાશીને નહી જાવા દેઉ, ડંડ તમો ચારેને દેઉ. સાચુ બોલે વાસુ વાંણ, જુઠું બોલે જાશે ઠું બોલે અનરથ થશે. જુઠું બોલે જીવજ જશે. જુઠુ બોલે થાશે હાણ, જુઠું બોલે થાશે જુઠું બોલે થાશે જાન, જુઠું બોલે થાશે અપમાન. જુઠું બોલે કષ્ટજ પડે, જુઠું બોલે સંકટ સત્ય વાત જો ન કહો આપ, બ્રહ્મહત્યાદીક ચારેને પાપ.

દોહરો—રાજા પ્રતે બોલીઆ, મન મુકીને વાણ; તુજને પાગે લાગીએ, જો લેતો હોય પ્રાણ. ધન દાહાડો વેળા ઘડી, જો તું મારે આજ; ઘર મેહેલી અમને જતાં, અધીક આવે છે લાજ. દળીદ્ર થકી મરવું ભલુ, જાણે એનું સુખ; મનુશ સુસ્ત નીરધન થયો, જીવ્યાનું માહા દુઃખ.

ચોપાઈ.—રાજા કહે એવડુ શું દુઃખ, ઇશ્વર તાહારી ભાગે ભુખ; મન મેહેલી વાતો કીજીએ, અમો પાર તેનો લીજીએ. તમારા દુઃખની કરોને વાત, તેથી તાહારૂ સરશે કાજ; મુજથી થાય તો સેવા કરૂ, નહી તો તમ સાથે સંચરૂં. દુખીઆ કહે માહારૂ દુઃખ ઘોર, તું દુખીઓ દીસે છે ચોર; અરધી રાતે આવ્યો એકલો, વણ સાથી દીસે પેખલો. દુઃખ સાંભળ્યાનો શો છે લાહ, જે કામે આવ્યા ત્યાં જાઓ; વિક્રમ રાયની ચોકી ફરે, તસ્કર લંડ હરામી મરે. છાનો છપનો આવે આપ, મારે ઠામ એવો છે તાપ; રાતે નીકળી ન શકે કોય, એવો ડર વિક્રમનો જોય. વિક્રમ છો જે દુઃખ ભાજસો, આપ ગજા સારૂ ગાજશો; ઘરમાં પોઢ્યા હશે તે સુખી, મજ સરખો દીસે છે દુઃખી. મધ રાત માહા વનમાં હોય, દુખીઆ વીનાના આવે કોય; દુઃખ સાંભળી શું નાહાલજ થશે, સુખ મરડીને નાશી જશે. જે કામે આવ્યા ત્યાં જાઓ, જેવું કરમે લખ્યું તે ખાઓ; અમને તું જાવા દે પંથ, શી અમારી તમને ચંત. નહી કહુ તુજ આગળ વાત, જો જાણો તો કરજો ઘાત; મોત ભાગા નવ બીજીએ, સહજ માંહે જાવા દીજીએ. પ્રભુ પાસે ગોહોતજ માગીએ, તારે તો પાગે લાગીએ; બીક નથી અમારે મન, રોતો રોતો આવ્યાંછું વન. દોહરો.—રાજા રથથી ઉતરયા, લાગ્યા નમીને પાગ; હું નરપત આ દેશનો, મન ગમે તે માગ. હું સેવક હરસીધનો, વિક્રમ માહારૂં નામ; ચરચા જોવા નીસરયો, આવ્યો આણે ઠામ. માઝમ રાતે નીસરયો, આવ્યો છું હું આંય; કરમ તમારે હું મળ્યો, કોહો જાઓ છો ક્યાંય. સોરઠો, સરજી સંકટ દુઃખ, સત વચન માહારૂં સહી; ભાજે સંકટ ઇષ્ટ એવો બીજો કો નહી. મનાવું તાહારૂં મન, દુઃખ તમારૂ દેહવટ કરૂ; જો સાચુ બોલીશ દુઃખ તાહારૂં પ્રાજે કરૂં. ચોપાઈ.—હરખ ધરીને બોલ્યો તેહ, માહારે દુખે ઉડ્યા મેહ; સાંભળજો માહારાજા મન, જુઠુ તો નહી બોલુ અંન. પુછોછો તો સુંણજો કરણ, જાતે તો છું બ્રાહ્મણ વરણ; અજાચીક રાખુ અહંકાર, કરમ હીણો છું અપરમપાર. કરમ વીના નીરભાગી રહ્યો, દામ તણો સંચો નવ થયો; વસુ વાસ તમારે દેશ, નાહાનો બંધવ જોબન વેશ. વ્રધ માતા ને ત્રીજી નાર, ચોથો આપ હું રાજા ચાર; લઘુ બાંધવ કુંવારો હોય, ગણે ન ઘરમાં તેને કોય. તેને વરસ થયાં છે ત્રીસ, તેણે જઈ ઉપાડ્યા ઈશ; તેને આપ સદાશીવ ફળ્યા, રૂડે ઠામે વીવા મળ્યા. હીંમત રાખીને હાતો કહી, મળી સહોદર કીધો સહી; લગ્ન આગે મસવાડા ચાર, ત્યાં સુધી ઘરનો છે ભાર. લીધુ લગન તે વરસ વશેક, નહી નીશાની ઘરમાં એક; માહારે કામ વીવાની ગરજ, ન જડ્યુ કોહોનું કાહાડુ કરજ. ઉધારે કો નાપે ગરથ. ત્યારે સરે કેમ આપણો અરથ; નાવ્યુ સગુ સહોદર કામ, અમો અથડાયા આખુ ગામ. હળવાં થયાં જેમ પીપળ પાન, માનવી નવ દે કોઈ માન; ન જડ્યુ ઉછીતુ ઉધાર, ખોયો અમે અમારો ભાર. જોતે ન જડ્યો કો જજમાન, માગ્યાં ન આપ્યાં

કોએ દાન; છાની વાતો કરે છે લોક, વીવા થાવા માંડ્યો ફોક. નાત જાતમાં ના બોલ્યું નવ થયું; એના ઘરમાં ન મળે માલ, શા થાશે એના હવાલ. લગન આ આપ ઘરમાં કરચો વિચાર; સહુ મળીને વાતો કરે, એનો વીવા પાછો ફરે. તમો ત ને ઘેર, હું કરૂ પરણ્યાની પેર; મેહેણાં લોકનાં નવ ખવાય, નાત જાતમાં નવ રેહેવા અદકુ સોપે સોય. પુંઠે બોલે છે સહુકોય; કામની કહે સાંભળરે કંથ, હું તો સાથે આવુ એકલી રહી શું કરૂ, સાથે નવ તેડો તો મરૂ; જ્યાં જઇએ ત્યાંહાં આપણ ઘરે, કોનો નવ રાખ નાહાનો બંધવ કહે સુંણ ભ્રાત, તમ આગળ કહુ સાચી વાત; સગાં સબંધી નાવે સાથ, ક કહે જોડી બે હાથ. માહારૂં તો છે જોબન વેશ, હું પુંઠે આવું પરદેશ; મેહે નવ રેહેવાયે ગામ ખોટાઈ કરૂ નહી કામમાં. ભાઈ બંધવમાં હળવો થયો, કરમ હીણ કુંવારો રહ્યો; બીજો કો પરણ કન્યાય, તે દ્રષ્ટે જોયું કયમ જાય. માહારૂં દુઃખ એ સાગર તણું, થોડામાં કહ્યું ઘણું; માટે હું આવું તમ સાથ, અમારે બીજી શી આશ. સત વચા એ સાચુ કહુ, લક્ષણવંતે સાચુ લહ્યુ; વળતી બોલી ઘરડી માત, હું તો કરૂ દેહનો ઘાત. વૃદ્ધપણે એકલી કેમ રહુ, પાણી વીના વાહાલુ કોને કહુ; ભુખી તરશીની ખબર કુણ જુવે, દુઃખ માહારૂં તે કુણજ ખુવે. તમ વીના વાહાલુ કોણ આજ, રેહેતાં એકલાં આવે લાજ; માટે સાથે તેડો તમો, નીકર હત્યા આપીશુ અમો. વિચાર કરી ચારે નીસરચાં, સગાં સહોદર સહુ વીસરચાં; દેહ માંહેથી જેમ જાએ પ્રાણ, તેથી અદકી અમને હાણ. માટે અમો નીકળીયા રાત, જાણે નહી કો માનવ જાત; દાણો પાણી હશે ત્યાંહાં જશુ, સુખીઆં કે પછે દુખીઆં થશુ. કુટંબ સહુ ભુંડુ બોલશે, તે દુખે ડુંગર ડોલશે; કેહેશે જેવાં હતાં તેવાં થયાં, ઘરબાર મુકીને ગયાં. કો કેહેશે ખાવા ન મળ્યું અંન, દેશ મુકીને ચાલ્યાં વન; ભુંડાશ માથે મેહેલશે ઘણાં, સગાં સહોદર તે આપણાં. દોખી દુશમન બોલે મન ગમે, તે દુઃખ માહારે દેહને દમે; દ્રવ્ય વીના દુખીઆં થાઉછુ, ઘરબાર મુકી જાઉછું. શીવ આના સાચુ બોલ્યા અમો, અક્કલ બુજે તે કરજો તમો.

**દુહા.** વિક્રમ વાણી બોલીઆ, જેમ સરે તમારો અરથ; કળશ ઉઘાડી દાખવું, તેમાંથી આપું ગરથ. જેટલું ધન જોઇએ તમારડે, તેટલું લોને આજ; ઉણમ કાંઈ નવ રાખશો, સરે તમારૂં કાજ. જેટલે ધને કન્યા વરો, થાય નાત જાતમાં નામ; ધન આપું હું તેટલું, જેટલુ તમારે કામ. કોસરાઈ રખે કરો તમો, ન કરશો જાજો લોભ; જોઇએ તેટલુ માગજો, ક્ષણુ ન રાખશો ખોભ. કળશ ઉઘાડી મુકીઆ, મોહો આગળ તે ચાર; વિચાર કરી વાણી કહો, જેવો પળે વેહેવાર. ઉણમ રાખો વેહેવારમાં, તો બ્રહ્મ હત્યાદીક પાપ; ઓછું અદકું બોલશે, ગુનો તમારો માફ. જોઇએ તેટલું માગજો, મન ના ધરશો લાજ; આપું માહારે હાથે કરી, જેટલું હોએ કાજ. રૂડો સહસ્ત વીવા કરે, પોહોચે મનની આશ; તેટલું માગી લીજીએ, પ્રીતે માહારે પાસ. **ચોપાઈ.** ચારે જણ એકઠાં તે મળ્યાં, દ્રવ્ય દેખે મન ચિંતેથી ટળ્યાં; પેહેલુ વીત્યું તે નવ લહ્યું, મન તો આધુ આધુ ગયું. બમણું લીજેમાં કીજે આજ, વધારીએ લાખેણી લાજ; કસબી વાઘા કોડે કરી, શણગાર રૂડી સુંદરી. પહોંચે કોડ વીવા કીજીએ, દાન તો ઝાઝાં દીજીએ; ધન આપી કરીએ વીવા કાજ, સમરથ હોય તો કરીએ રાજ. થોડેક ધન વીવા કીજીએ, ધન આપણ દેખી રીઝીએ; નવાં કરાવીએ આપણાં ઘર, ઘણો ખરચીએ આપણે જર. બેક ધન અદકેરો હરૂ, તો ઘરમાં બેઠો અલખત કરૂ; વધતું લેઉ તો કરશું વેહેપાર, સંગરૂ તો થાએ શણગાર. લેખાવટની અદકુ લેઉ, નાત જાતમાં લાહાણું દેઉ; દાન દક્ષણા આપુ ઘણી, નાતો જમાડુ બ્રાહ્મણ તણી. પકવાન કરાવીએ અપરમપાર, ઘેબર જલેબી અતી સાર; સાત વાંનાંની કરાવું સુખડી, ભાગુ ભિક્ષુકની ભુખડી. ઘણું લેઉ તો ઘોડે ચડુ, વધતો વેહેરી સાથે વડુ; ઘરમાં હોયે ઝાઝો ગરથ, બાહાર સોવ-

ાવું મંદીર માળીઆં, સમરાવું ગોખ જાળીઆં; કરાવું સોના સાંકળાં, બાજુ
આ. હાથે સોભાવું સુંદર કડાં, હીરા ઝવેરને માણેક જડ્યાં; ઝાઝુ લેઉ જગન કા-
હસ્તી બારણે. ઘરમાં જે આવે માલ, રૂડા રાખુ બારણે રખવાળ; આવે ધન તો
, જજમાનને જાચવા શીદ જાઉ. બાંધુ ધન બીજી નારી વરૂ, માનીતી અણમાનીતી
વવને લાવું બીજી વહુ, સંતોખુ સજન તે સહુ. સંઘરૂ ધન લાગી એ શીખ, પદર પરીઆ
ાગે ભીખ; નાત ચટલીઓ થાઉ ઘણું, ઠાલું નોતરૂ તડવી તણું. નવાણ ખોદાવું અવાશીએ,
ાડી સંઘ જાવું કાશીએ; વાવ્ય કુવા કરાવું ઘણા, ખરચ્યામાં નવ રાખુ મણા. અલખતભો-
,ીએ ઘેર આપણ ધણી, સઘળી સમરધના થઇએ ધણી; માહારૂદ્ર અતીરૂદ્ર કીજીએ, લા-
એણા લાવો લીજીએ. તોલું માત રૂપઇયા સાથ, કનક કડાં ઘાલું હું હાથ; બાંધુ ધજા સદાવ્રત
કારણે, મોતી તોરણ બાંધુ બારણે. મનની લેહેર ચાલે છે ઘણી, થઈ બેઠો ચારેનો ધણી; તૃશ્નાપુ-
રી કેમ નવ થવાય, માઆહાંની નવ જીતાય; લેતાં નહી મન તરપત કેડ, ના કેહેતા અંન ભરાયે
પેટ; એવો વિચાર કરે મન વીપ્ર, વિક્રમ આગળ કહી ન શકે. રાજા કહે ખોટી થાઊછું, હું મહારે
મંદીર જાઉંછું; સાચું બોલો માહારી સાથ, કેટલું ધન આપું તમ હાથ. મહીપતનાં વચન સાંભ-
ળી, બ્રાહ્મણ બળતો બોલ્યો ફરી; કપરા સમ દીધા છે તમો, તે માટે સાચુ બોલું અમો. કળસ
ચારમાં જેટલું ગરથ, બધાનો માહારેછે અરથ; લોભ સમુદ્રમાં હુંતો પડ્યો, તે માટે તમશું આવી
અડ્યો. પેટ ભરીને આપો આ વાર, નજર કળસ લીધાની ચાર; થોડુક આપો તો હઈડે ચડુ,
ઉજેણી જે વાટેથી જડુ. પડ્યું જડ્યું પરખાવે આભ, જે જડ્યું તે માહારૂ લાભ; જે આપો તે
ભાગ્યજ ભલ્યું, માહારા કર્મમાં હતું તે મલ્યું. નાસતા ભુતનો કેસજ ભલો, સત કહું છોજો એકલો;
પેટ ભરો તો ચારે આલ, નીકર ભંડારમાં જઇને ઘાલ. આપો તો ઓશીકલ થાઓ, નહી તો
ઘરમાં લેઈ જાઓ; આમાં ધન અમારે નથી, શું તમ આગળ કહીએ કથી; મારવો તો હસ્તી માહા
સાર, લુટવો તો રાયનો ભંડાર; જાચીક જનને દુઃખજ ઘણાં, ચેહેન થાયે મરવા તણાં. મોહોત
રૂડુ મનમાં આણજો, માગ્યું તો મીઠું જાણજો; કરપણને કેહેવો કરણ, ભીખવાથી તો ભલેરૂ મ-
રણ. સોમને તો કેહેવો દાતાર, ભુંડાનો તો રાખવો ભાર; રાંક જનને કહેવા રાય, અકરમીના
તો ગુણજ ગાય. કાયરને તો કેહેવો સુર, નીરમાલનું તો વખાણવું નુર; અકરમીને કેહેવા ઇંદ્ર,
કરૂપવાનને કેહેવા ચંદ્ર. ભીખારીને કેહેવા ભુપ, ગુણ હીણને કેહેવા રૂપ; પાપીને કેહેવો પુન્યવંત,
અધરમીને કેહેવા સતવંત. ઘેલાને તો ડાહ્યો કહે, લોભીતો નવ લક્ષણ લહે; કંકાસણી છે દનને રાત,
તેને તો કેહેવી રળીયાત. જેને રેહેવાને નહી વતન, તેને કેહેવી પડશે રતન. નામ નહાની ને મોટી
કહે, લક્ષણ ભુંડાં સરવે લહે; કાળીને કહે કંકુ લોળ, તુંતો કરેછે રેતાને રોળ; ગાંડી ઘેલીને કેહેવી
ડાહી, એમ કરીને લેવું વહી; પાપણીને કેહેવી પુન્વંત, કઈ જણના લીધાછે અંત. સંખણીને દેવાં
માન, ગુણ હીણને કેહેવી ગાએ ગાન; અભાગણીને ભાગ્યવંતી કહે, કરમહીણને લક્ષણવંત લહે.
અમે માગવું હઈડે ધરૂં, શા માટે કોશરજ કરૂં; તમ સરખો દાતારજ મળ્યો, માહારા મનનો
સંદેહ ટળ્યો. બીજાને જાચવા કેમ જાઉ, સો પરીઆં સુધી તે ખાઉ; માગતાં કોશર કરૂ તે મા-
હારૂં જાય, ત્યારે કોશર કરે માહારે બલાય. પારખુ દાતાનું કીજીએ, જેવા દાતા તેવું લીજીએ;
કમોદ મળી મારગ જેહને, શીદ કુશકા પોખે દેહને; પદમણી પરણે જે ઠામ, ત્યા સંખણીનું શુંછે
કાજ; જ્યાં મળ્યાં ગંગા નરમદા તીર, કુપ તળાવનાં શાં નીર; જ્યાં મળી કામધેનુ ગાય, બકરીને
તે કોણ ચાહાય; સાકર ખાંડના શીરા જમે, મઠ બાજરી તેને કેમ ગમે. દક્ષણાવંત જો ચિતમાં
ધરે, લપોડસંખ તે શું કરે; મોહોટા મેહેલમાં વાસજ કરે, તે ઝુપડાં મીતે કેમ ધરે. અઈરાવત
જેને ઘેર અડે, તે નર ખર વાહન શાને ચડે; જેને ખાણ કંચન ઘેર મણી, છીપો સંખલા સાટે

શીદ ઘણી. ઝવેર મોતી જેને અતી ઘીર, તે પેહેરે કેમ કથીર; જેને ઘેર ઉક શા માટે તરત. કસબી વાઘા મળે જેહને, ચુંથરાં શીદ ઘરે દેહને; સોના રૂપાને પતરાળી કેમ ગમે. મળ્યો મહીપત મોહોટો મરમ, એક વાર રાખો સહુનો ધરમ; મારૂ કરમ, પરમેશ્વરે રાખી છે સરમ. કોશર અમો શાને કીજીએ, મનુશ તેવું મ. કુબેર સમ ભંડારી તમો, શાને ઓછું માગુ અમો. કામઘેનુ મળી જ્યાહરે, પછે નુન્ય શ ગંગોદક વત મળીઆ આપ, દળીદર દુઃખ રેહે કેમ પાપ. ઘરમાં આવાને ભુખ્યો રેહ, પાપી તો તેને કહે; જેના ઘરમાં ગંગા નીર, તેણે શુદ્ધ ન કરયાં શરીર. કોઢી થાયે જેની દેહ, ઠરી ના બેસે તેહ; રણયુગતેશ્વર મુજને મલો, સાત જનમના રેણથી ટલો. દાતાર મોહોટા છો હારાજ, તેવું મેં નથી માગ્યું આજ; માગનારેની છે દુરબળ દેહ, આપનારે તમો મહીપત મે. માહારે મન સાગરનું પુર, એક બુંદ તારે મન નુર.

દોહરો.—હરખ્યો રાય હઈડા વિષે, બોલ્યો બ્રાહ્મણ સાથ; કશ્મારપણ કરી આપીઆ, હુંશ ધરીને હાથ. વિક્રમ રાય આણંદીયો, કઈના પુરયા કોડ; દુઃખ ભાગ્યું બ્રાહ્મણ તણું, હરખ ઘણેર્યા હોડ. ઉલટ આપ રૂદે થકી, કળસ આપ્યા તે ચાર; બ્રાહ્મણ સુખ પમાડીઓ, ક્ષણુ ન લાગી વાર. ગાડી હાંકી લાવીયો, બ્રાહ્મણ કેરે ઘેર; કળસ ચાર ઉતારીયા, કોઈ ના જાણે પેર. વેહેલ હાંકી ઉતાવળી, લાવ્યા બ્રાહ્મણ ઘેર; ધન સરવે ઉતારીયું, કોઈ ના જાણે પેર. મંદીર આવ્યો મહીપતી, કોઈ ના જાણે વાત; બીજે દીવસ શું નીપન્યું, પેહે ફાટયો પરભાત. ચારે બ્રાહ્મણ તે સમે, હરખ્યા છે ઘણું મન; ધન નીરખી રીઝ્યા ઘણું, જોઇને ઝાઝુ ધન. આનંદ તેને ઉપન્યો, મદ ઘણેરો હોય; અનગળ ધન ત્યાં આવીયું, ત્રપ્ત થયા સઉ કોય. સગાં સહોદર નોતરયાં, સહુને દીધી આશ; નીત્ય ભોજન તમો કરો, પુરા પુરા ખટ માસ. અચરત પામ્યા સરવકો, ધન આજાુનો દીસ; ચિંતા ભાગી અમ તણી, પ્રસન થયા છે ઇશ. ચોપાઈ.—કરી નોતરાં આવ્યા ઘેર, પોતે મન વિચારી પેર; આજ છે વતીપાતનો દન, કળસ થકી નહી કાહાડુ ધન. વાહાણે વાશે પ્રાતુસકાળ, કાઢીશુ તે અનગળ માલ; ધન ચારે દીસા વેડશું, સગાં સહોદરને તેડશું. ચાર દીશાના બ્રાહ્મણ જેહ, તેવડ કરી તેડાવો તેહ; ચારે દીશ બ્રાહ્મણ નોતરો, સીધાના તો ટીંબા કરો. માગવો ગોળ ઘીને ઘહુ, શાક પાક સામગ્રી સહુ; ધન વટાવી લેશુ ધાન, મળશે સજન દેશુ માન. આદર ભાવ તો પુરણ કરો, ગાલિચા સુંદર પાથરો; આજ મંગળ છે આપણે ઘેર, રાખો રાજ રીતીની પેર. રાખો રાજ ગુણની રીત, પુરણ રાખો સહુથી પ્રીત; એમ કરતાં તે રાતજ પડી, વાતો કરતાં વીતી ઘડી. બ્રાહ્મણ સુતા નીચીંત થઈ, હરખ ઉલટમાં રાતજ ગઈ; સુખ સાગર માંહે જે વહી, રૂડી રાત કાહાડે છે તહી. થઈ નીશા અંધારી ઘોર, મળ્યા એકઠા ચારે ચોર; મળ્યા ચાર જોયું છે ચિત, લો સઉ ઉતમ રૂડી રીત. આપણું ધન કહો ક્યાં ગયું, કળસ ચાર ડાટયા શું થયું; ભોમ ખણી દીઠી તે તણી, તેની ચીંતા વ્યાપી ઘણી. જોયું તો ઠાલો છે ઠામ, નહી કળસ એકેનું નામ; કહો ભાઈઓ તે શું થયું, આપણું ધન કહો ક્યાં ગયું. ખોઈએ જીવ પણ લઈએ ગરથ, બાંધો હીમત સરસે અરથ; કરીએ પરાક્રમ અપરમપાર, ત્યારે જડશે કળસજ ચાર. આપણી વિદ્યા કીજીએ, મેલ્યો હોય ત્યાંહાંથી લીજીએ; તાહારી વિદ્યા બતાવે તું, તોતો ખાતર પાડુ હું. કહે હું ધારણ દેઉ, ચોથો કહે હું માથે લેઉ, સાધી વિદ્યા રૂડી પેર, કળસ ગયા બ્રાહ્મણને બ્રાહ્મણ કરારે સુતા જ્યાંહ, તશ્કર ચારે આવ્યા ત્યાહ; ધરી ધીરજને તે આવીયા, વિદ્યાનું લાવીયા. ઘરમાં બ્રાહ્મણ ઊંઘે ઘોર, ત્યાંહાં આવ્યા છે ચારે ચોર; દીધુ ખાતર ન વાર, કાહાડ્યા કળસ ઘરમાંથી ચાર. ધાહાડ પડ્યું તે ધારણ ઘણું, ધન હરયું તે બ્ર બ્રાહ્મણ ભાઈ કરે શું કથી, હવે વાહાર બુમ એની નથી, તશ્કર ચ કળસ લઈ

રહ્યા; નીચીંતપણે શું પોહોડા તેહ, શીતળ કરી પોતાની દેહ. પ્રાતુસકાળ થયો
.ા ઉઠ્યા તાહરે; હરખે સુતા ઉઠ્યા સરવ, કાહાડો કળસ ઘરમાંથી દ્રબ્ય. ધન
.ા બહુ, તેડો સગાં સહોદર સહુ; નાત સઉકોને નોતરો, બ્રાહ્મણને કહી ભોજન
.ારણી કીજે ઘણી, એમ વિચારે ઘરનો ધણી; એમ ઉઠ્યાં તે ઉલટભેર, ખાતર
ઘેર. થયાં નીરાશ પડી છે ફાળ, ગયો સરવ ઘરમાંથી માલ; અરૂ પરૂને આઘુ જોય,
.થ જાણે નહી કોય. ઘરમાંથી ઉઠ્યાં જણ ચાર, વિપ્રે મનમાં કર્યો વિચાર: આપણે
જાચ્યો તહી, શરમે ના કેહેવાણી નહી. દાન આપીને દાતા થયો, ખાતર પડાવી લેઈ તે
.; ફજેત આપણે કીધા ઘણા, દીધાં નોતરાં નાતો તણાં. મોહોટો થાવાને કારણે, દાનજ આપે
. બારણે; રાજા સાથે માંડો રાડ, કળસ લેઈ ગયો તે કાહાડ. રાજાર્થી રાડે હારીએ. આપ પંડ
પાળી મારીએ; આપણું કાંઈ ન ચાલે જોર, આપણતો શીદ કરીએ તોર. આપણ બીજુ શું
કીજીએ, પાપીને હત્યા દીજીએ; ઝાલી પાળીઓ ચાલ્યા ચાર, જ્યાંહાં છે રાજાનો દરબાર. રાજા
બેઠો દાતણ કરે, અદકી હોંશ મનમાં ધરે; દાતણ દેવાને કારણે, હસ્તી ઝુલે છે બારણે. ઘોડા
બાંધ્યા છે ઘોડાર, ત્યાંહાં શોભે છે અપરમપાર; કચ્છી મુલતાની કેકાણ જોય, કુતલ ઘણા અ-
દકેરા હોય. પલાણે જડ્યાં છે નંગ, સારી શોભા સુંદર રંગ; મોયડે મોતી ઝવેર જડાવ, હીરા
રતન તો શુભ બનાવ. પંચડંડ શીર છત્રજ ફરે, કલ્યાંણવત પ્રભાતી કરે; રાગાંગી કરેછે રાગ,
વસંતના કઈ બોલે ફાગ. અતલીબળ જોધાછે અતી, સામા ઉભા સેનાપતી; પ્રધાન પાસે બેઠા
ઘણા, ખાશા વજીર તો પોતા તણા. જાચીક ચાલી આવે વાટ, વખાણ કરે ચારણને ભાટ;
બ્રાહ્મણ ઉભા છે આંગણે, બારણે આવે બીજા માગણે. ગુણ ગાંધરવ કવીજન ગાય, પંચમા
રાગ પ્રસ્તાતી થાય; બીજા ગુણીજન ગાયે ગીત, પંડીત ઉપર છે બહુ પ્રીત. વાજે ચંગ ઉપાંગ
મરદંગ, થઈ રહીછે નાટારંગ; તાલરવાજ વાજે છે સાર, થઈ રહ્યો ઝાંઝર ઝમકાર. બેઠો જોતીક
શુભ સાથમાં, કનક લેખ ટીપણું હાથમાં; લક્ષધા તાંહાં આવેછે કવી, નઉતમ વાતો લાવે નવી.
સહસ્ત્ર સાત પાસે વેદીયા, ભારે વાતોના ભેદીઆ; કંઈ પંડીત વાંચે પુરાણ, કઈ જણ પામે
અદકા લાહાણ. પંડીત પાસે છે સોહે પાંચ, સાચી વાતો થાએ સાંચ; કો સાથે નવ બોલે જુઠ,
રંક પર રેહે નહી રૂઠ. સાચી વાત રાજાને ગમે, દોખી દુશમનને અદકુ દમે; સહસ્ત્ર સવછી
શોભે ગાય, દાન નીત પ્રભાતે થાય. બેઠો પુન્ય કરેછે પુર, તે તેજે ઝાંખો છે સુર; ઉજેશ જેવા
શોભે ઈંદ્ર, તારામાં શોભેછે ચંદ્ર. દીપક જોતછે ઝાક ઝમાળ, કોને નવ દે જુઠી આળ; દીસે કરણ
થકી અવનવો, ચંદ્ર ઈંદ્ર હોશીકો હવો. સેન માંહે શોભે જેમ ગજ, જેને શીર ફરકે ધજ; સભા
મધ્યે શોભે છે રાય, ધશી વિપ્રને પાસે જાય. એવો મહીપત બેઠો જ્યાંહ, બ્રાહ્મણ ચારે આવ્યા
ત્યાંહ; ફટ ફટરે પાપી ચંડાળ, ઘણીક દીધી મુખથી ગાળ. જીવ ઉપર જે આદર કરે, તે રાજાથી
શાંને ડરે; લઠા લેઈ ચાકર ધાયા, હાં હાં કરી રાએ સાહીયા. પગે લાગીને પુછી વાત, શા માટે
દુઃખ પામ્યા માત; અલ્યા વિચારી જોને મન, શાને કાજે આપ્યું ધન. કીધાં અમને દાનજ પાત્ર,
પોતે રાતે પડાવ્યું ખાત્ર; કળસ લેવરાવી ઘેરજ ગયો, અગ આગળ માહા દાતા થયો. અમો ભાઈ
શે જાત, ફજેત આવડો હું નવ થાત, દીધાં નોતરાં નાતે રહ્યાં, જુઠાં જુઠાં લોકે કહ્યાં.
દેઉ તમને શાપ, અમ ચારે હત્યાનું પાપ; સધ્યાએ તો થોડુ લેત, તો તુજને આશીશજ દેત.
ોકટ વીખાણે લોક, પરદુઃખભંજન તેતો ફોક; નહોતી ફોજ હમારી પાસ, તો તેં શાને દીધી
જે તુજને જાચે અજાણ, નિશ્ચે લે તુ તેના પ્રાણ; તાહારી આશા કરશે અંશ, તે ખોશે
વંશ. વચન કહી એવાં તે ઠેઠ, પાળી મારવા માંડી પેટ; સભા સહુકો દ્રષ્ટે જોય, તે
નહી કોય. જોઈ રહ્યો છે સઘળો સાથ, રાએ હશીને ઝાલ્યો હાથ: પરણામ ...ી

પાગે લાગીઓ, માગી માન મેહેનત માગીઓ. હું સેવક તમારો રાંક, ક્ષમા
શું વીતગ થયું છે રાત, દુઃખ પામ્યા આવ્યા પરભાત. શાથી કુદતા આવ્યા
તો માહારા સમ; વિપ્ર કહે જાણોછો તમો, ભરી સભામાં શું કહુ અમો. પેહેલે દ
બીજે દીવસે થયા ચોર; પોહોડ્યાં ઘરમાં સાંકળ દેઈ, કળસ ચાર ગયા છો લેઇ.
તાહારાં કામ, બીજો કોઈ નવ જાણે ઠામ; માટે હતા ત્યાં મુકી જાઓ, દોષ તુજ
રાજાજીને નક્કી થયું, નિશ્ચે નીરબળનું ધન ગયું; જાય તેનું ઇમાનજ જાય, એને ભરૂં,
થાય. લેઈ ગયો કોઈ આડે આંક, શો ગરીબ બ્રાહ્મણનો વાંક; માહારાજ ધન બીજુ
વારૂ કામ વીવા કીજીએ.- ભંડાર ઉઘાડી આપુ અમો, ખપ હોય તેટલુ ખરચો તમો; માહ
દ્રવ્ય લેઇને વળો, ઘેર વીવાને કામે ભળો; કોડે કારજ રૂડું કરો, ધન આપુ તે ઘરમાં ભરો;
બ્રાહ્મણ શું બોલે આળ, બીજુ ધન આપે તે બાળ. એક વાર તો કીધી હાણ, બીજી વાર તો લે
તું પ્રાણ; હવે જીવ અમારો જાય, કાયાની તો ઘાતજ થાય. તે કળસ આપો તો જાઉ, નહીતર
ચારે હત્યા દેઉ; મુકચા કળસ જઈ ઘરમાં જેમ, બીજુ ધન તુંતો લે તેમ. લાવો કળસ મુક્યા છે
ક્યાંહ, ભરી સભામાં લાવો આંહ; અજાણ મુરખ સમજાવો જઈ, મુજશુ જુઠું બનશે નહી.સહુ
દેખતાં તશ્કર થાએ, લાવો કળસ સભાછે જ્યાંહ; તસ્કર કહે તું તાહારે મોહે, જો કળસ તે લીધા
હોય. તોતો દાતા જાણું ઘણો, જાગે સંદેહ માહારા મન તણો; તેના તે જે કળસજ ચાર, લાવ
સભામાં આણે ઠાર. આપોતો છે તમ વેહેવાર; સરવ સભામાં રાખો ભાર;સહુ દેખતાં સાચો થઈ
લેઉ, નહી તો ચારે હત્યા દેઉ. એમાં સાચુ જાણો જેહ, કરો સીગ્ર રાજાજી તેહ; જો ગમે તો કળ-
સજ દે, નહીતર માહારી હત્યા લે.

**દોહરો**—મહીપત મન વિચારીયું, એને થઈ છે હાણ; વાંક કાહાડું જો વિપ્રનો, નિશ્ચે છંડે
પ્રાણ. દુઃખે થાએ આકળો, સંકટ એને ઘેર; કળસ ચારે ચોરી ગયા, પેલા ચારે ચોર. ટાઢા મીઠા
કીજીએ, દીજીએ ધારણ ધીર; ખોળા પાથરી કરગરે, પોતે વિક્રમ વીર. માહારાજ તમારો ચોર હું,
લીધા કળસ મેં ચાર; તે ગુનો બક્ષો મુને, આપુ આણે ઠાર. કાહાડ્યા હેમ ભંડારથી, લક્ષ ટકા
તાંહાં રોક; ખાઓ પીઓ ને વાવરો, શાંત પમાડો શોક. વીવા કામ વેગે કરો, નવ લગાડો વાર; કળસ
ચાર આપુ અમો, વાટ જુઓ દન બાર. પેદા કરૂ દન બારમાં, મનાવું હું તમ મન; ત્યાર પછી
મુખમાં ધરૂ, આપે જળ ને અંન. લક્ષ મોહોર તમો લેઈ વળો, બ્રાહ્મણ આવ્યા ઘેર; વીવા કામે
સજ થયા, પ્રીત ધરી બહુ પેર. બાર દીવસ પુરા થયા, માલ અમારો લેશ; તાહારે કરશો વાયદો,
હું આવીશ તમ દેશ. **ચોપાઈ**—ગયા વિપ્ર પોતાને ઘેર, પ્રીછો સઉ રાજાની પેર; અદ્રષ્ટ વિદ્યા
આપે કરી, ચરચા જોઈ ગામમાં ફરી. બહુ મુખા બોલેછે લોક, સાંભળી વાત સમાવ્યા શોક; ટોળે
ટોળાં મળ્યાં છે ઘણાં; વીખાણ કરે છે વિક્રમ તણા. એક કહે સતવાદી ભુપ,ધન ધીરજ ધન એનું
રૂપ; છે અમુલક કળસજ ચાર, તે આપતાં નવ લાગી વાર. ચોરી ગયા કો ભુંડા ચોર, ઉપર
આપી લક્ષજ મોહોર; કળસ તણો કરચો વાયદો, બ્રાહ્મણને થયો ફાયદો. બીજો કહે તું નથી જા-
ણતો, હઇએ ગ્નાન નથી આણતો; બ્રાહ્મણે દીઠો ભંડાર, લોભે માગ્યા કળસજ ચાર. ના કહી શક્યો
નહી રાય, કંઈ કરોડ કેમ આપ્યા જાય; રાજદ્વારની સમરધ જેહ, કેમ આપે બ્રાહ્મણને તે
કેહેતાંશું કેહેવાઈ ગયું, આપ્યા કળસ માહા જાનજ થયું; મોઢાની વાતો છે ઘણી, રાતે પેર
તે તણી. રાજાએ વિચારચું અસુ, કીડી મુખમાં કોળુ કશું; એક દુઃખને બીજુ હસુ, ના
બ્રાહ્મણ પાસે કશુ. બ્રાહ્મણ પોહોડ્યા રૂડી પેર, કળસ ગયા પોતાને ઘેર; બીજે દીવસ
સાખ, આપી મોહોર ગણીને લાખ. એક કહે એ દાતા થયો, બીજો કહે ધન લેઈ ગ
કહે એ નિસ્ચે એમ, નહીતર કળસ જાએ કેમ. વીતી જશે દાહાડા દસવીસ, બ્રાહ્મ

ળ છે મન, પાંચમો કહે તજ્યું છે અંન. છઠો કહે કોશરે શીદ કરે, ભંડાર સાતમો કહે છે સરવે ફોક, બહુ મુખી એમ બોલે લોક. રાજા તે સાંભળેછે .ળે હોએ પાન; લોકાપવાદ બેઠો છે શીશ, હવે શું કાહાવું જગદીશ; હીંમત મે લે ,જ વીના ચોર કોણ પેદા કરે. ઉતારવા મુજ શીરની ગાળ,સોંપુ બ્રાહ્મણને એ માલ; ા માહારૂં નામ, કાહાડુ ચોર દેખે જેમ ગામ; ગંગોદક શુભ કાયા કરી, કનક થાળમાં શીવ પુજન શુભ રીતે કરેયુ, રૂદે ધ્યાન હરસીધનું ધરેયું; માહાકાળેશ્વર કરેયુ પુજન, .પ વિક્રમ રાજન. પંચામ્રત ઉપર પય ધાર, પુષ્પ વળી તાંહાં બાર અઢાર; તીલ . ને બીલી પત્ર, રત્ન જડીત સમરપ્યાં છત્ર. સંકટ હરણ કરણ શુભ કાજ, સદા રાખે કની લાજ; સદા ગુણ હું તાહારા ગાઉ, પરદુઃખ ભંજન હું કેહેવાઉ. એવી સ્તુતી શીવની રી, આવ્યો મહીપત પાછો ફરી; દીવસ બીજો થયો જ્યાહરે, સભા ભરી બેઠો તાહરે. પ્રથમ પુછી જોયું પ્રધાન, પાસે બેસારી દીધાં માન; આદર ભાવ અદકેરો કરી, હઈડા માંહે હેતજ ધરી. કોહો ભાઈ વીચારજ કરો, બુધ પોતાની મનમાં ધરો; પેદા કરો માહારો માલ, તેનો શો કરવો હવાલ. નહી મુકું હું કોઇનો ખ્યાલ, પેદા કરો નહીતો ખુટ્યો કાળ; હેતે પ્રધાને જોડ્યા હાથ, ડાહ્યા છો પૃથ્વીપત નાથ. દાતા સતવાદી દીસો દેહ. તમ ડાહ્યા કે ઘેલો તેહ; કોહો તો ડંડ ચોકીને દેઉ, કોહોતો લોકનું લુટી લેઉ. કોહો તો કોટવાળને દેઉ શીખ, કઈક જણને દેખાડું બીક; કોહોતો કઇને દેશું માર, કોરડા કેરો કરૂ પ્રહાર. કોહોતો પગ કડાવું ઘણ, મારૂ તો કોકીલ માલ વણ; કોહોતો કઇને પ્રાજે કરૂ, કોહોતો કઈકની લક્ષ્મી હરૂ. પરાક્રમ અતીસે કીજીએ, દેશવટો કોને દીજીએ; બીજે દીન બેઠા માહારાજ, તેડ્યા પોતાના નજર બાજ. દાહાડી બેઠા મહીના હરો, તસ્કર માહારા પેદા કરો; મનુશનો પારખુ જાણું તુને, જો તસ્કર દેખાડો મુને. તેમાં પ્રાક્રમ છે જેટલુ, કુટી મુવા કીધુ તેટલુ; ચોથે દીવસે તેડ્યા ચોર, કોકીલ જાત હરામી ખોર. તેને તેની સોધજ કરી, ગરજ સાથે બોલ્યા ફરી; અમારી જાતમાં નથી એ ધન, નિશ્ચે મહીપત માનો મન. મુજમાં નીસરે તમારો બેલ, તો પીલીને કાહાડો તેલ; પેર પેરના પુછ્યા સાથ, તેથી કળસ ના આવ્યા હાથ. તેડ્યા પાંચમે દીવસે તેહ, મદીરા પાન પીનારા જેહ; તમ સહુકોમાં પાણી મરે, પુછો માલ જે પેદા કરે. તેણે બેપ કીધોછે ઘણો, પુછ્યો તાયફો પોતા તણો; રાજા તમને કહીએ કથી, અમમાં પાણી મરતું નથી. જાણે દંડ અમને આલજો,મદીરા બાઠીમાં ઘાલજો. પુછી લીધો તેનો પાર, નવ આવ્યો ત્યાંથી ભંડાર. કંઈ રૂડા શાણા તેડીઆ, હલકારા પંથે એડીયા; બીજા તાયફા પુછ્યા સહુ, પોસ્તી વ્યસની ભંગી બહુ. કોહોડા થાએ કુડા નવ થાય. વીચાર કરો આપે મન માંય; રાજા લો ભંગીનું નામ, એતો નહી અમારાં કામ. તમ પ્રતાપે આનંદ કીજીએ, બેઠા કે પાણી પીજીએ; અસો ભલાઈ છે તમ તણી, વાત ના જાણું ચોરયા તણી. પુછી પાર લીધો તે દન, ના આવ્યું હાથમાં તે ધન; કેટલાએકને દીધા આંચ, કેટલાએકને દીધી લાંચ. કેટલા જુઠા બોલ્યા બોલ, કેટલાએકને દીધા કોલ; કેટલાએક મોરખાઇયા કરચા,કેટલા જોવા વન સંચરયા. નીશ ચરયા જોઈ બહુ રાત, મધ્યાન સાંજ સવાર મધ રાત; પુછી જોયું બધુ ગામ, લવલેશ જડ્યો નહી ઠામ. વિપ્ર આદ્ય અઢારે વરણ, પુછી વાત સુણી સઉ કરણ; વાત કરાવી ગામે ઘણી, ચોરી રણાઇ માલજ તણી. જેટલી બુધ પોતાની હતી, તેટલી સહુમાં કીધી છતી; અગીઆર થયા કરતાં દન, અધીપતીએ તજ્યું છે અંન. રાજા તેની સોચના કરે, હઇડે હરખ પોતે નવ એનો ચોર કેમ પેદા થાય, વિચાર મનમાં કરેછે રાય. રહ્યો આજનો એકજ દીસ, સુણો અમારી ઈશ; તો તો માહારૂ કામજ થશે, નીકર બ્રહ્મહત્યા બેસશે. કેહેશે લોક મુને જુઠો ખ ભંજન જાશે વરત; પ્રભાતે રાજા આવ્યા તાંહ, ભરી સભા બેઠી તે માંહ. કરી